

# મોગલ સમયની પ્રેમ કથાઓ.



કિમત ૩-૮-૦.

લખનાર:-સ્વર્ગસ્થ હાજીમહુમ્મદ અલારખિયા શિવજી.
ચિત્રકારો રા. રા. એમ. વી. ધુરંધર, રા. રા. ગોરક્ષકર, શ્રીમાન પુરશોત્તમ.



નં૦ ૧૨૨-૨૬, મીન્ટ રોડ, ફોટ, મુંબઇ મધ્યે
સાંજ વર્તમાન પ્રિન્ટીંગ પ્રેસમાં રૂસ્તમ ન.
વાચ્છાગાંધીએ ચિત્રમય સાહિત્ય કાર્યાલય અને
ગુલામહુસેન હા. શિવજીને માટે છાપ્યું, પ્રાણજીવન
કરશનજી દેશાઇએ ચિત્રમય કાર્યાલય નતી ૧૫૭,
સેમ્યુઅલ સ્ટ્રીટ, મુંબઇ, નં. ૩ મધ્યે પ્રગટ
કર્યું છે.



# મહેરૂન્નનીસા.

## ભૂમીકા.

મહાન મોગલ શહેનશાહ અકબરને ઓલાદ થતી ન હતી. આથી પોતાની નવી રાણી જોધાબાઇને સાથે લઇ શેખ અમીઉદીન ચીશ્તી સાહેબના રોજા ઉપર દરરોજ ત્રણ ગાઉ પગે ચાલી ઓલાદ માટે દોઆ માંગવા જતો હતો. ત્યાં સ્વપ્નામાં તેણે એક વૃદ્ધને આ શબ્દો કહેતાં સાંભળ્યો: "ઓ, અકબર! ફતેહપુર સીક્રી જા. ત્યાં તને એક ફકીર મળશે, તે તારા મનની મુરાદ પુરી કરશે." અકબર પોતાની મલેકા જોધાબાઇ સાથે ત્યાં ગયો, અને દસ માસ ત્યાં રહ્યો. આ પછી મલેકા જોધાબાઇને એક પુત્ર રત્નની બક્ષેશ થઇ. આ બાળકનું નામ પેલા ફકીરના નામ ઉપરથી સલીમ મીરઝાં રાખવામાં આવ્યું, જેણે પાછવાડેથી જહાંગીર શહેનશાહનું નામ ધારણ કર્યું હતું.

મીરઝાં ગયાસ નામે એક ઇરાની મુસલમીન બુરા વખતના લીધે પોતાનું વતન મુકી પોતાની હમેલદાર સ્ત્રી સાથે હીંદ આવવા નીકળ્યો. મુસાફરીમાં બહુ કંગાળ હાલતમાં અને જંગલમાં એક બાળકીનો જનમ થયો. તે રાત મહા મુસીબતે તે બાળકીના માબાપોએ પસાર કરી. પ્રભાત થતાં મીરઝાં ગયાસ પોતાની બુરી હાલત જોઇ અલ્લાહના ભરોસે તે બાળકીને જંગલમાં તેણીના નસીબપર મુકી દઇ પોતાની સ્ત્રીને લઇ મહા મુસીબતે હીંદ આવ્યો. અચાનક પાછવાડે એક કાફલાનું આવવું થયું. તેમાંના એક સોદાગરને દયા આવવાથી તેણે આ બાળકીને ઉપાડી લઇ પોતાના સ્વાધીનમાં લીધી અને તેણીને પોતે ઉછેરી. કેટલોક વખત ગયા પછી આ બાળકી મીરઝાં ગયાસને પાછી મળી જેણે તેણીની ખુબસુરતી જોઇ તેણીનું નામ "**મહેરૂન્નનીસા**" પાડયું. આ "મહેરૂન્નનીસા" અને જહાંગીર શહેનશાહ વચ્ચેની મહોબતનો કીસ્સો હીંદી તવારીખમાં મશહુર છે, અને તે ઉપર ઉરદુ શાએરો અને લખનારાઓએ પોતાની કલમો ચલાવી છે.

ગુજરાતી ભાષામાં શહેનશાહ જહાંગીર અને નુરજહાન (મહેરૂન-નીસા) સંબંધી જે વાર્તાઓ લખાઇ છે, તેમાં વીશેષ વીસ્તાર સાથની ફકત ગુજરાતી પ્રેસ તરફથી પ્રગટ થયેલી "નુર-જહાન" છે. મારે અહીં જણાવવું જોઇએ કે આ "નુર-જહાન" તેમજ બીજી પ્રગટ થયેલી વાર્તાઓથી જુદોજ આ "મહેરૂન-નીસા"નો લેખ છે.

૧ લી મે ૧૯૦૪
પેડર રોડ,
મુંબઇ.

**હાજીમહમદ અલારખીઆ શીવજી.**

(૧ લી આવૃત્તિ.)


અનુક્રમણિકા.

## સુરમ્ય બેરંગી ચિત્રો.




**મી૦ ઑટો રૅથફિલ્ડ, આઇ. સી. એસ.,**
એફ. આર. જી. એસ. ના મુળ લેખ પરથી.

લખનાર:—**સ્વર્ગસ્થ હાજીમહુમ્મદ અલારખિયા શિવજી.**
ચિત્રકાર: મી૦ મહાદેવ વિશ્વનાથ ધુરંધર, એ. એમ.

## પ્રકરણ ૧ લું.

**ખુલ્લી** બારીમાંથી દિવાનખાનામાં આવતો પ્રભાતનો સૂર્યપ્રકાશ, **અ**મૃતસર તથા **હૈ**દરાબાદથી આણેલી જાજમો, ગાલેચા અને શેત્રંજીઓના રંગોને તિક્ષ્ણ રીતે ભેદી, જોનારની આંખને આંજી નાંખતો હતો. **અરબ** ઘાટના શીલ્પકળાવાળા ઝરૂખાઓમાંથી સ્વચ્છ આકાશ તથા નાળિયેરીના ઝૂલતાં ઝાડો નજરે પડતાં હતાં. **નીચે** આવેલી **મહેલ**ને લગતી **મસ**જીદની પેલી પાર શ્રીમંત શહેરીઓનાં ઘરો હતાં, જેના મથાળે છાપરાને બદલે સપાટ **અગાસીઓ** હતી તથા ઝરૂખા ચિત્તાકર્ષક અને બારીક કોતરકામવાળા હતા. સફેદ દિવાલો **હિં**દુ પુરાણોમાં વર્ણવેલા દેવતાઓનાં ચિત્રો તથા **કૃ**ષ્ણની શૃંગાર લીલાઓથી શોભીતી કીધી હતી. પાસેના કિલ્લાની પેલી પાર નજર નાંખતાં **મે**વાડના એક એકથી ઉંચે જતાં ટેકરાઓવાળું મેદાન કોસના કોસ સુધી દેખાતું હતું.

નાચનારી નાજનીન **દિલારામ** ઓરડાની વચમાંના ભાગમાં ગાદીઓના ગંજ ઉપર રૂપેરી કમાનથી મઢેલા આયના સામે બેઠી હતી. બે દાસીઓ એના બાલ બનાવતી અને એને જોઇતા રત્નાલંકારો એના હુકમ મુજબ લાવતી આમથી તેમ એની તહેનાતમાં ફરતી હતી. પણ એની પોતાની આંખ તો સામેના ઝરૂખામાંથી ખુલ્લા વિશાળ મેદાન અને અસ્માની આકાશ તરફ આતુરતાથી નિહાળી રહી હતી.

"આ તે વળી કેવી જગ્યા છે!" કંટાળાથી અંગ મરોડતાં તે બોલી. "અહિં કંઇ કામ કે

વિલાસ કે મોજ મળેજ નહિં. ફક્ત મહેલની દિવાલોજ છે. જાણે કેદખાનું. યા અલ્લાહ! ચાહું છું કે કોઇ નવો રંગ જામે પણ આ તો રોજ એનું એ. કુફરીતના કસમથી કહુ છું કે આ તે કેવું દોજખ!"

તે કિલ્લાના મુસલમીન સરદારની માશુક દિલારામ હવે તો બહુજ કંટાળી ગઇ હતી. અહિંઆ લશ્કરી સરહદના થાણાવાળા નાના ઘેરાવાવાળી જગ્યામાં જીંદગી તેના માટે ભારે થઇ પડી હતી. અજમેરની નાચતા કુદતા ખેલ તમાશાવાળી બજારો મુકી આજ છ મહીના થયા તે, મુસલમીન સરદાર મુજફ્ફરખાનના રસાલા સાથે, ઉન્તાલાના કિલ્લામાં, જ્યાં તે સરદારને રજપુતોની હિલચાલ પર દેખરેખ રાખવા માટે મુકામ મુકરર કરવામાં આવ્યો હતો, ત્યાં આવી હતી. અહિંઆ ન્હાના શહેરમાં તેને બહુ અવનવું અને અજાણ્યું લાગતું. પોતાની જાણ પીછાણનું કોઈ અહીં ન્હોતું. આ કિલ્લેબંધી શહેર, તેની લશ્કરી નજરની પરંપરા અને તેના અજાણ્યા અડધી અદાવતવાળા લોકોમાં તેને એકલસુનું લાગતું હતું, તેના શોખ અને મોજથી તે દૂર હતી. તેના દિવસ દોહલા હતા; તે બારીએ બેસી રહેતી અને દૂર દૂરના મેદાનો, મહોલ્લાઓ અને કવાયદના ક્ષેત્રો જોયા કરતી. ત્યાંથી કવાયદના રોઆબભર્યા હુકમો અને કવાયદની કસરતોના ફેરાઓના અવાજો જ કાને પડતા. સમી સાંજેજ તેને આરામભર્યો તાજગી મળતી. તે વખતે મસાલોની રોશની તેના કમરાઓમાં થતી અને તે ગાતી અને સિતાર બજાવતી. તેમ કરી તેના પ્રેમી યોદ્ધા માટે સાંજનો સમય ખુશનુમા બનાવતી પણ તે આશકોમાં હરિફાઇ પણ જગાડતી અને અદેખાઇના કટાક્ષો જીલવાનો શોખ રાખતી તથા આશકોના સમુહમાં કામની આગ પણ જલાવતી. અહિં તો તે એકલાનું રાજ્ય હતું—તે એકલોજ તેનો જાહેર અને મંજુર આશક હતો. તે નિરસ ફરજોથી ઘણીવાર કંટાળતો પણ તેને તસલ્લી હતી કે અહિંયા મારી માશુકની વફાદારીની કસોટી કરનાર કોઇ હરીફ ન હતો. તેણે બગાસાં ખાધાં અને હાથોથી આળસ મરડી.

"અરે ઓ શેતાનની બચ્ચીઓ, તમે શું કરી રહી છો? તમે મને અહિયાં ક્યાં સુધી રાહ જોતી રાખશો?"

તે દાસીઓ આ જાતના તેના મીજાજથી રોજની વાકેફ હોવાથી, આ સર્વ ગળી જતી. તેઓ જવાબમાં ચું ચાં કર્યા વગર પોતાની કેળવાયલી આંગળીઓ વડે તેના લીસાં જુલ્ફાઓને સમારી, ધીરે ધીરે તેના સુસ્ત બનેલા નાજુક અંગોની બહુ સંભાળથી ચંપી કરતી હતી. મહેલના દરવાજાની પાસે બાંધેલી ન્હાની મસજીદમાં તેના આશકે પ્રભાત પહેલાની ફજરની નમાજ પઢયાને ઘણીવાર થયા પછી આ અજમેરી નાચનારી દિલારામ આજે મોડી ઉઠી હતી. ઉઠયા પછી તેના પલંગ પાસેના આરસના હમ્મામમાં તેણે અંગોળ કર્યું. ન્હાતી વેળાયે તેના ખભાં અને બદન ઉપર ગરમ પણ ખુશબોભર્યાં પાણીથ; ભરેલી કાચી માટીની નમણી ગાગરો ઢોળતી તેની દાસીઓ હજુરમાં ઉભી હતી. અંગ ધોવાના સાબુનની ભૂકીઓ અને તે માટે તૈયાર કરેલી લીસી માટીઓ ચોળી તે ઉપર તાજું પાણી નાખી તેને તેઓ અંગોળ આપતી હતી. જેવું પાણી તેના અંગો પરથી નીતરતું અથવા તેના લાંબા કરેલા હાથો પરથી મોતીના દાણા જેવા ટીપા બની ટપકતું તેવી તેની ચળકતી ચામડી, જે વખત જતાં હાથીદાંતના રંગની બની હતી, તે પૂરી ઘઉંવર્ણી દેખાતી. વેનીસના સુંદર ચિત્રપટમાંની સુંદરી જેવુંજ તેનું અંગ ભરાવદાર અને ગોળ ઘાટનું હતું અને પ્રખ્યાત ચિત્રકાર ટીશ્યનની સૌંદર્યવતી વીનસમાં પણ આ ખુલેલા કલી સમ નાજનીનના જેવી સુકોમલતા નહિં હોય. તેના અંગમાં ભરેલી પ્રસન્નતા સ્વચ્છ અને નિષ્કલંક હતી. બીનજરૂરી બાલોને ઔષધોથી બચપણથીજ દૂર રાખવામાં આવ્યા હતા; અને આ ખુબસુરતી–પુતળી જે ચિત્ર જેવી દીસતી. નાજુક, નરમ અને યૌવનભર, અંગે અંગે ખીલતી તે સર્વાંગે રમણીય હતી.

ત્યાર પછી દાસીઓએ તેને અંગલુચ્છાએ લુછી નાખી તેના અંગની રગેરગમાં લાલી પ્રસરી. વળી નાજુક આંગલીઓથી તેની ભમર અને થાકેલી આંખોની કરચલીઓ સમારી અને તેની હથેલીએ તથા સુંદર અને સીધા પગના તળીઆમાં હીનાની પાંદડીઓનું તેલ માલીસ કીધું. આંખના ખુણાઓમાં ન્હાની સળીથી સુરમો આંજી આંખોનો થાક દૂર કર્યો તથા તેના ચળકાટને વધારે ચળકાવ્યો. પૂરા પ્રમાણમાં ચોખા અને સોનાની ભૂકી મેળવી તેના

ગાલો પર છાંટી. હાથ અને પગના નખો લીધા. નેતરની ન્હાની સળીઓથી ચામડીનો ઝૂલતો ભાગ ઠીક કર્યો. ક્ષારમાં ભીંજવેલા હરણના શોધેલા ચામડાથી પછી તેના નખો પર ઓપ ચઢાવ્યો. સ્નાન અને શુદ્ધિની લિલા હવે પૂરી થઇ અને શણગારની કળાઓ જામી.

ઉચ્ચ વર્ગની સુંદરીઓના શણગાર–અંગની શુદ્ધિની સંપૂર્ણતા–પતિની સ્હોડ અને બાળકોના પડખાંઓને યોગ્ય શણગારોમાં પહેલો અંક સમાપ્ત થયો. હવે તેને રાજના ઉંચ વર્ગના સરદારની માશુક–એક ઉદાર અમીરના માનીતા રમકડાંને યોગ્ય શણગારો સજવાનું બાકી રહ્યું.

ધૂપા અગ્નિમાંથી છૂટતા રંગોથી તેની શ્યામતા સતેજ કરવાને હીનાનો અર્ક તેના બાલને લગાડયો. તે ઉપર પાકેલી આંબલીઓના છિલકાઓ લાકડાની ખાંડણીમાં ખાંડી પીલી કાઢેલું તેલ જેને ઇરાની ગુલાબના અત્તરથી સુગંધમય કરેલું હતું, તે નાખવામાં આવ્યું. તે ચળકતા સુગંધી બાલને વચમાંથી સંભાળપૂર્વક જૂદા પાડી, કપાળ ઉપરથી લઇ, નાજુકીથી કાન પર લાવી, ફરી તેને પછવાડે લઇ જઇ તેના લાંબા કેશ ગુંથ્યા.

“આજ તે કેટલો બધો વખત!” અધીરાઇથી દિલારામ બોલી ઉઠી. “તમારી આંગળિયોથી તો હું બેજાર થઇ. વ્હેલી થાઓ નાહે તો લપડાકજ લગાવીશ.”

“જો હુકમ,” દાસીઓએ ઉત્તર દીધો.

તેઓ તરતજ સંદૂક અને અલમારીઓ તરફ દોડી, રેશમી પોશાક અને રત્નોની પેટી કાઢી લાવી. તેના પગો પરથી કીનખાબની ઇજાર પહેરાવી. તે કસુંબી રંગી રેશમી–સોનેરી ફુલની ભાતો ભરેલી–પગની પાનીથી ધુંટણ સુધી કસોકસ બરાબર આવી રહી. ઉપરના ભાગમાં પખતી અને ઢીલી હતી. કમરમાં સોનેરી તાર અને રંગીન ફુમતાંવાળાં છેડાનું રેશમી ઇજારબંધ બાંધ્યું. છાતીએ લીલા સાટીનની ચોળી, જેમાં પત્તીઓની ખુલતી ભાતોમાં મોતી ટાંકેલા હતાં, તે પહેરાવી. ખંભાથી નીચે ધુંટણ સુધી ગડીવાળી બાંહવાળું પેશવાજ ઝુલતું હતું જે ઉંચા કિનખાબનું હોવાથી દરેક હીલચાલ વખતે સુસવાટ કરતું હતું. માથે ન્હાની ટોપી હતી જેમાં તેની બાજુએ હીરા માણેક સાથે લીલા રંગનું રત્ન અને અખરોટના કદનું માણેક જડેલું સફેદ ગુચ્છાદાર પીછાં ખોસેલું બ્રોચ હતું.

હવે તેની સામે દાગીનાઓ તેઓએ મુકયા. કે જેથી તે, તે દિવસ માટે અનુકુલ પસંદ કરે. દાગીનાઓ કંઇ શોભા અને મોંઘા મુલ્યની વસ્તુજ હતી એટલુંજ નહિં પણ તે દરેકમાં જૂદી જૂદી ખાસિયતો અને અર્થ રહ્યા હતા. કારણ તે રત્નો અને તેની જડતરમાં અતિ ઉંડા ગૂઢ વિચારો અને તલિસ્મી ભેદ હતા. તે બનાવનાર કારીગરે તેના રંગ, રૂપ અને ઘાટ, તેમાંની બારીક ધારીઓ અને મીનાકારી તેમજ ઝુલો, સુંદર ખિલવટની ફૂવારો, એ સર્વ બહારના પદાર્થોનું ખાલી અનુકરણ નહિ પણ અગમ્ય મોહિની અને દૈવી વીચારોને સૂચવતી શક્તિઓની. મૂર્તિઓ રૂપજ ઘડી હતી. સૂર્યની શુભ ગતિ દેખાડનારા, યહુદી કેબાલિસ્ટ અને સ્વસ્તીકના ચિન્હો માદળિયા પર મંગળ શુકન રૂપ કોતરવામાં આવ્યા હતા. સફેદ લીલા રત્નજડીત તાવીજ પર અરબી અક્ષરોમાં અલ્લાહતાલાના પાક નામ આ લેખમાં આવ્યાં હતાં. ભૂત પ્રેતની ખરાબ નજરના અપશુકન ટાળવાને સોનાના માદળિયાઓ હતાં. હૃદયના આકારવાળી રૂપાની તખ્તીઓ પર શુભ હાથ કે જે અંગ્રેજ ઉમરાવોની ખાનદાની ઢાલમાં રહે છે તેવા અથવા “ટીલેથ” અને ‘આદમ અને હવા અહિંથી દૂર થાઓ” ના શ્રાપો ચિત્રેલા હતા. અમંગળ દૂર કરવાને સાત હીરા જડીત માળાઓ અને કમરબંધો સજી હતી. સૂર્યના અમંગળ યોગમાં માણેક મંગળ ગણાતું, અને ચંદ્રની અસરને હીરાઓ ટાળતા. યુદ્ધ ગ્રહ મંગળ અશુભ ઘડીમાં પરવાળા બચાવતા. બુદ્ધનું અમંગળ ઝરકોન ટાળતું. બૃહસ્પતીની અશુભ અસર મોતીથી જતી. લસણિયો શુક્રની અમંગળતાને દૂર રાખતો અને રાહુ ચંદ્રપાત સામે પન્નો જયકારી હતો. અલીના નામવાળી બાંગડીઓ, લવંગિયા ઘાટની ઘુઘરીઓવાળા કડા પણ હતા. જયપૂરની ગુલાબી નગરીમાંના શિખ કારીગરોના હાથનું ઓપ ચઢાવેલું તથા ઇરાની મીનાકામ પણ હતું સોનાની ન્હાની ન્હાની તખ્તીઓ હતી જેમાં જુદી જુદી ધાતુઓની રેખાઓ ખાડામાં પુરી હતી જેને અંદાજ સરના તાપ પર તૈયાર કરવામાં આવી હતી.



એક દસ વર્ષની ઉમરનો ગુલામ બચ્ચો બીદરી બનાવટનો હુક્કો એની

ધીરે ધીરે ગંભીર કરતી મોજમાં, મનભાવતા દાગીનાઓ તેણે ખજાનામાંથી પસંદ કર્યા. તેના કપાળની રેખાઓ ઉપર, તેના બાલના સેંથા પાસે, તેના માથા પર એક પોખરાજનો પખ્તો પટો કર્યો કે જેથી તેની નામના અને સુખની ઉમરદરાજી રહે. નાકમા તેણે ગુલાબી મોતીના જુમખાવાળી સોનાની નથની સજી. સાદા સોનાની કંઠી ગળામાં પહેરી તેની નીચે માણેક મોતીનો હાર પહેર્યો. કોણી ઉપર બહુ કિમતી બે સિંહમુખો બાજુબંધ શોભતો હતો. દરેક આંગળીએ વીટીઓ પર વીટીઓ હતી અને તેની બાંગડી હાથીદાંત અને સોનાની હતી. તેના પગમાં નાજુક ઘુઘરીઓવાળા ઝાંઝર હતાં જે તે ચાલતી તેમ ધીરેથી ઝમઝમતા. આ પછી તે ઝરૂખા તરફ ગઇ અને ત્યાં બારી પાસેની બેઠક ઉપરની ગાદીઓ ઉપર બેઠી, જ્યારે તે દાસીઓ જે જે વસ્ત્રાલંકારો તેણે નાપસંદ કર્યા હતા તે પાછા સંદુકોમાં મુકવામાં ગુંથાઇ.

એક દસ વર્ષની ઉમરનો ગુલામ બચ્ચો—ઉત્તરના પહાડો તરફનો નહાનો ખુબસુરત છોકરો, જે કાળી આંખ અને ગુલાબી ગાલોવાળો હતો, તે બીદરી બનાવટનો હુક્કો, જે પર માટીની સુંદર ફીરોજા જડીત ચિલમ હતી, તે એની પાસે લાવ્યો. છોકરાના ગાલ પર તેના નાજુક હાથથી તેણે લાડ કર્યાં અને તેના તરફ હસીને કેરબાના છેડાવાળી હુક્કાની નળીને તેણે પોતાના હોઠે અડાડી. આ પછી તે દાસીઓએ તે ફજરની નિર્માલ્ય ખબરો અને બજારના મંદ ગપાટાઓ કહેવા શરૂ કર્યા. પણ તેણે અધીરાઇથી તેમને વધુ બોલતાં અટકાવી.

“હજામડી પાસેથી સાંભળેલી રોજ તેની તે વાતો મારે સાંભળવી નથી.” તે બોલી. “તે સઉ કંટાળાભરી છે. અને મારે તે સાંભળવીજ નથી.” તે પછી થોડીક પળો રહી તેણે તે ગુલામ બચ્ચાને બોલાવી કહ્યું.



પાસે લાવ્યો. છોકરાના ગાલપર તેના નાજુક હાથથી તણે લાડ કર્યો.

"તે આલા હુઝુરની પાસે જા, અને તે નામવર સરદાર સાહેબને અરજ કર કે આ કનીજને આપની હાજરીથી માન આપશો."

તે છોકરાના જતાં તે દાસીઓએ પણ જવાની રજા માગી.

"જાઓ, જાઓ!" બોલી. "મારા કરતા તમે સારી સ્થિતિમાં છો કારણ કે તમે બહાર જઇ સિપાહીો સાથે વાતો કરી શકો છો. આ ન્હાનકડા સ્થાનમાં એ છુટ તમે ભોગવી શકો છો, પણ મારે તો શું છે ભલા?"

જ્યારે સરદાર મુજફ્ફરખાન ત્યાં દાખલ થયો ત્હારે તે ખુશ મિજાજમાં ન હતો. કારણકે ભર દરબારમાં દખલ થઇ હતી, અને તે ફિકરના કામોમાં ગુંથાયલો હતો. રજપુતસ્થાનની સરહદ ઉપર નવા દુશ્મનના હુમલાઓનો પેગામ આવ્યો હતો. મુસલમીન દરબારના આલા ઉમરાવોની સર્વ મગરૂરી જેમ તેનામાં હતી તે સાથે આ દેશના વતની હિંદુઓ તરફ તિરસ્કાર પણ હતો. તેનું માનવું હતું કે તેઓ ન ટાળી શકાય તેવા કીસ્મતની સત્તાથી બંધાયલા મૂર્તિપૂજક હતાં જેમના માટે જીવન પર્યંત દાસત્વ અને તે પછી જહન્નમ હતું. જાતે તે બહાદુર અને ભયના ભાન વિનાનો હતો, છતાં ડુંગરોમાં જાગતા બખેડાઓને લીધે તેના પૂર્વજોમાં જે એક પ્રકારની શક્તિ અને દીર્ઘદ્રષ્ટીભરી યુક્તિ અને અગમચેતી હતી તે વિલાસીતા અને સર્વમાન્ય ગણાતી શ્રેષ્ટતાથી શિથિલ પડી ગઇ હતી.

હિંદુ વિરત્વ અને રજપુતોની યુદ્ધ કીર્તિથી જાણે અજાણે અજાણ બની જ્યારે પણ તે પોતાની માનીતી ફોજને મુર્તિપૂજક સૈન્ય સામે મુકતો ત્યારે હમેશાં તેને સ્હેલ વિજય માટે શંકાજ રહેતી નહિં. આ મહાન હિંદુ રજપુતોની સામે થતાં એને વારવાની કોઇ ડાહ્યા દરબારીની સાવચેતીભરી સલાહ તરફ હમેશાં તે ચીઢતો. એના મનથી રજપુતો ફકત ધાડપાડુઓથી વિશેષ ગણત્રીના

ન હતા. એથી કોઇ યુક્તિએ તેમને લોભાવી મોટા યુદ્ધમાં ઘેરી પોતાના પ્રમાદ અને મગરૂરીના બળે અચૂક ફતેહ અને કીર્તિ મેળવવાનો એને લોભ હતો.

જેવો દિલારામે એને આવકાર આપ્યો કે તેના તરફ કંઇક બરખીલાફ નજરે જોતાં તેણે તોછડાઈથી પૂછ્યું કે તેને શું જોઇતું હતું કે તેણે તેને અહિં બોલાવ્યો.

"મને તો આપની, ફકત આપનીજ ગરજ હતી," તે બોલી. "કારણ મને બહુ એકલવાયું લાગતું હતું. આ ભયભીત જગ્યામાં જ્યારે રહેવું અસહ્ય થઈ પડે ત્યારે આપને તકલીફ આપવા માટે આપને હરકત ન હશે."

ગુસ્સામાં મુજફ્ફરખાને મ્હોં ફેરવી લીધું. "સદા તું તો ફરિયાદોથી મને રંજાડયા કરે છે. હું તે શું કરી શકું? મને અહિં મોકલવામાં આવ્યો છે અને મારે અહિંજ રહેવું જોઇએ. જેટલું તુંને અહિં અઠીક લાગે છે તેટલુંજ મારે પણ છે. બેશક મારાથી બનતું હું દરેક તારા માટે કરૂં છું. હવે વધુ તે શું જોઇએ?"

"હવે મારે વધુ તે શું જોઇએ?" તે બોલી. "મને તો જીવતું જાગતું જીવન જોઇએ. હું કંઇ આ સ્થીતી માટે નથી સરજાઇ. હું એક નાચનારી નાજનીન છું અને નહિં કે પેલા જનાનામાંની નિર્માલ્ય વસ્તુ. કંઇક દિલ ઉશ્કેરાય, કંઇ જોમ આવે એવું અવનવું મારે જોઇએ. પછી આપ જેમ ફરમાવશો તેમ વર્તવા હું તૈયાર છું. જો નહિં–તો ઠીક, મારે આપને મુકી અત્રેથી જવું પડશે. આપને ઉન્તાલામાં એકલા મુકી જવા માટે મને દિલગીરી લાગશે, પણ–મને એ યાર દોસ્તોની બીજે કમી ન રહેશે."

આ જાતનો દમ મુજફ્ફરખાને પહેલાં પણ સાંભળ્યો હતો, પણ તેને તે નાપસંદ હતો. એની સાથની આ નાચનારી દિલારામને તે સારી પેઠે પીછાનતો હતો પણ હાલમાં તો દિલારામને તે દિલને આરામ આપનાર કરતાં દિલને ઇજા આપનારી સમજતો હતો.

"કઇ જાતની દિલ ઉશ્કેરનારી ચીજ કે જીંદગીમાં શું નવું જુનું હું તને આપી શકું?" ગુસ્સાથી તે પોકારી ઉઠયો. હા, જંગ, એજ એક દિલ ઉશ્કેરનારી ચીજ તારા માટે મને મળે તેવી છે, અને તે પણ હાલમાં તો હું કરી શકતો નથી કારણ રજપુતો મારી સામે થવાની હિમ્મત કરતા નથી."

"જંગ?" તે બરાડી ઉઠી. "હા, હા, એજ. એજ મને જોઇતી ચીજ છે. ખરેખર જંગ થવાનો કંઇક પણ જોગ છે કે?"

સરહદ ઉપરની તેની ઇંતેજારીયો અને રજપુત યોદ્ધાઓના ઝડપી હલ્લાઓ જેમની પર તેની ફોજ છાપો મારવા કે તેમને યુદ્ધમાં ઘેરવા માટે અશકત હતી એ સર્વની ચિન્તા અને બેચેનીના કારણો ધીરે ધીરે તેણે મુજફ્ફરખાન પાસેથી કઢાવ્યા. તે તેમને મોટી સંખ્યામાં ઘેરી, ખરા યુદ્ધમાં ફટકાવવા માંગતો હતો; પણ તે સરહદની પેલે પાર હુમલા કરવા કે મેવાડના અજાણ્યા ડુંગરા અને જંગલોમાં પોતાના લશ્કરને લઇ જવાનું જોખમ ખેડીને પોતાને મળેલા હુકમ અને સત્તાની સ્હેજ પણ બહાર જવાની હિમ્મત કરતો ન હતો.

"તે લોકો પાસેથી જંગનો મુકાબલો કેમ માંગતા નથી?" તે બોલી. એમ કરતાં તેની બાજુમાં ભરાઇ પોતાના નાજુક હાથે તેની દાઢી પસવારવા લાગી. "જંગનો મુકાબલો માગવો, જેથી આપણી પર હુમલો કરવા આવવાની તેમને ફરજ થઇ પડે. આમ થતા આપની નેમ બર આવશે, અને મને પણ આ સુની પડેલી જીંદગીમાં નવો રસકસ દેખાશે."

કંઇક ડહાપણ અને કંઇક આનાકાની સાથે આ તેની આરજુ તેણે નાપસંદ કરતાં, તે સંબંધી મુશ્કેલીઓ તેણે કહી સંભળાવી. પણ દિલારામ તો બીજું કઇ સાંભળે તેમ હતુંજ નહિં.

"જો આપથી આટલી ન્હાની બાબત મારા માટે ન બની શકે તો તે ખુલ્લી રીતે એમજ બતાવી આપે છે કે આપને હવે સ્હેજ વાર પણ મારી જરૂર નથી. માટે જેટલી જલદીથી હું અજમેર જાઉં તેટલું બહેતર છે. પણ મને અહિંથી આ રીતે કાઢી મુકવા આપ શું કામ માગો છો તે હું સમજી શકતી નથી. હું તો આપને ખુદને જે બાબતની જરૂર અને દરકાર છે તે કેમ બનાવવી તેજ બતાવી રહી છું."

"મુકાબલો માગવાને તે હું કોને મોકલું?" તેણે જવાબ દીધો. "શું તું ધારે છે કે જંગનો આ દુશ્મની પેગામ લઈ રજપુત રાજ્યમાં જવાની કોઇ પણ આપણામાંનો હિમ્મત કરશે. એ તો લઇ જનાર, પછી તે ભલે તે હો, તેના માટે દેખીતી અજલજ છે."

એક પળ તે વિચારમાં પડી; આ પછી બોલી: "હા, કોઇ પણ મરદ માટે એ અજલ થઇ પડે એ ખરૂં, પણ કોઇ ઓરત માટે તો નહિંજ. મને જંગના મુકાબલાના પેગામનો ખરીતો આપો અને હું તે લઇ જઇશ."

મુજફ્ફરખાન ક્રોધથી ચોંકી ઉઠયો. તેણે તેમ કરવા સાફ ના પાડી. ફરી વાર પણ તેણે કસમ ખાઇ તેમ કરવા નાજ પાડી, જો કે તે તેને અનેક રીતે ફુસલાવી, પટાવી રહી હતી.

"હું તો ફકત એક નાચનારીજ છું," છેવટે તે બોલી, "અને મારો ચેહેરો જાહેર જગ્યામાં ખુલ્લો હોય તો તેમાં કંઇ અડચણ જેવું નથી. રજપુતો કદી કોઇ સ્ત્રીને હાથ અડાડશે નહિં. મુકાબલાનો પેગામ લઈને તો હું જઇશજ, પછી ભલે આપ જોઇએ તે કહો. માટે બહેતર છે કે જાઓ અને તે લખી તૈયાર કરો. જો તેમ કરવાની મરજી ન હોય તો પછી, આ તમારી આપણી સલામ અલેકુમ, હું અજમેર ચાલી અને આપ અહીં ચેનમાં રહો."

આખરે ઘણી રીકજીક પછી સરદાર સાહેબને આ મંજુર કરવું પડ્યું. તેઓએ આ મંજુરીના કરાર ઉપર ચાહની બગલગીરીનો સિક્કો કર્યો. જ્યારે તે પેગામનો ખરીતો લખવા માટે જવા ઉઠયો ત્યારે તે મોજથી મલકાઇ જતાં, જૂદાઇના થોડાક લબ્જો કહેતી ગઇ.

"જો હું ફતેહમંદ થાઉં અને રજપુતો આપણા લશ્કર સાથે જંગમાં ઉતરે તો ખ્યાલ કરજો કે મારા ઇનામ દાખલ આપ કાફરોની બેહદ સંખ્યાને જહન્નમમાં રવાના કરો. હું આપ પર મારો જાન નિસાર કરૂં છું. મને આપ આપનો ઈશ્ક આપશો."

આ પછી તે પોતાની સંદુક-પેટીઓ તરફ વળી. દાસીઓને બુમો પાડી બોલાવી. પોતાની મુસાફરીની તૈયારીઓ કરવા લાગી. ફરી એક વાર તેજ બારી અને ઝરૂખામાંથી જોતાં હવે તડકાવાળાં તે મેદાન તેની તરફ હસતા અને દૂરની ટેકરીઓની છાયાઓ તેને આ તેના સાહસ અને પરાક્રમ માટે તેડતી હોય તેમ લાગ્યું.

તે સહજ પ્રાપ્ત થએલી સત્તાના આનંદમાં ગર્ક થઇ ગઇ. તેની જાતની, માત્ર ગ્રહણ શક્તિવાળીજ નહિ પણ કુશળતાવાળી સ્ત્રીઓ, જે સ્થિતિમાં થતા વિવિધ પરિવર્તનથી મોહવશ થાય છે તેવું પરિવર્તન તેની સ્થિતિમાં થવાની તક મળવાથી તે મસ્ત થઇ રહી. જે સ્ત્રીઓ મુકત, ગર્વિષ્ટ હોય છે અને સ્ત્રીઓના ધર્મ તથા પોતાની જાતીની સ્વાભાવિક સ્થિતિ પર મુસ્તાક રહી, પુરૂષોની સાથે રાજ્યાધિકાર અને સત્તામાં બરાબરી કરે છે, તેવા પ્રકારની સ્ત્રી તે હતી અને તેમાં-તે વાતમાં-તે અભિમાન લેખતી હતી.



## પ્રકરણ ૨ જું.



ત્રણ દહાડા રહી રજપૂત રાજ્યધાની ઉત્સવથી ગાજી રહી. સરોવરની પાછળ પહાડોની હાર હતી. તેમના ઉપર સૂરજ લાલ તપતો ઉતરતો હતો. મહારાણા મંડપમાં તેમના સામંતો સાથે મસલહતમાં હતા ત્યાં તે સૂરજની છાયા શ્યામ રંગ છાતી હતી. સરોવરમાંના ટાપુ જેવા ચોતરા પર મંડપ હતો. સરોવરના જલ ઉપર ત્યાં જવાને માટે સફેદ આરસપાણનો ન્હાનો પુલ હતો. નાચતા રંગો તે પુલ પર છપાતા; સંધ્યાના ભૂખરા રંગો તેના પર છાયા લાવતા હતા. તે વખતે લોકોના ટોળા તે મંડપ તરફ બુમો મારતા અને ધક્કામૂક્કી કરતા મંડપ તરફ જતા હતા., કારણ મહારાણાશ્રી પોતાના સામંતો સાથે જળવિહાર બાગમાં પધાર્યા હતા અને લોકોને આ જોણું જોવાનું મન હતું. મંડપ સર્વ બાજુથી ખૂલ્લો હતો. જેથી આ ચોતરા ઉપર ઉભા રહીને રાજવંશીઓના મુખ અને હાવભાવ નિરખી શકાય તેમ હતું. બગીચાના દરવાજે બ્રાહ્મણોને મહા દક્ષિણા અને આંધળાં પાંગળાં અને દીનને દાન અપાતા હતા. લોકોના ટોળાં ધક્કામૂક્કીમાં આગળ વધતાં, બુમો મારતા, મોટેથી હસતા, ખીજાતા, પરસેવામાં ભીંજાતા આગળ વધતા. કોઇ કોઇ વખત સરોવરમાંથી છુટતી ઠંડી લ્હેર તેમને શિતળ કરતી. ન્હાની બાળકીઓને કેટલાકોએ ખભે બેસાડી દીધી હતી. જાણે ન્હાની નારીઓની માફક તેમને ફરતી ઓઢણી ઓઢાડી હતી. આ ધક્કામૂક્કીમાં વસ્ત્રહિન છોકરાઓ તેમની માતાઓના છેડાઓ ઉપર લટકતા. અહિં તહિં કોઇ પવિત્ર સાધુ જટાવાળો, ભસ્મ ચોળેલો, તેનો ચીપીયો ખખડાવતો અને જોસભર ટોળામાંથી ધસી આવતો.

શ્રીમંત વાણીયાઓ સોનાનીવાળી વાળા અને ફૂલેલા ગાલોવાળા, ધીરા કદમ ભરતા હતા; અને તેમની વાણીયણો માથા પર ઘુંઘટ કરી છાની ખીખી કરતી. તેમના પગમાંના ચાંદીના પાયલ રૂમઝુમતા. એક જગ્યાએ મીઠાઇવાળો ફરતો હતો તેનું કુડતું તેલથી બોળ અને મસોતા જેવું હતું. તેના માથા પર ન્હાની સફેદ ટોપી હતી. પોતાના હાથ ઉંચા કરી ખુમચો સંભાળી તે ચાલતો હતો તેની ડાબી બગલમાં મુંડો હતો. આ મુંડો મેજ પણ બનતો અને પૈસા પણ તેના પર ગણાતા. બીજી બાજુ ગામડીયાનું એક મોટું ટોળું ઘુમતું હતું. ગામડીયાની આંખો આ કૌતક નિહાળી રહી હતી. તેમના બચ્ચાંઓ જડતા ન હતા તેમને તે બુમ મારતા હતા. કોઇ અજાણ્યા લ્હેરીની જાણી અજાણી ટીકાઓથી તેમની ગામડીયણો શરમાતી હતી. તાડ અને સરૂ અને બાવળની છાયામાં પાતળા થાંભલાઓ ઉપર મંડપનું છજું શોભતું હતું. પહાડોના જુદા જુદા રંગ એક થઇ જતા અને આથમતા સૂરજની લાલ રંગી કમાન છેલ્લી છેલ્લી પહાડોની રેખામાં અદ્રશ્ય થતી હતી. ખીજમતદારોની એક હાર આવી. તેમના હાથમાં પિત્તળના દીવાઓ હતા. દિવાઓ ઉંચાઇમાં બે ગજ હશે. તે સિંહના પંજાઓના ત્રુપાદ ઉપર ગોઠવેલા હતા. તેમની નીચે ત્રિકોણ થાળી હતી અને તેની અંદર ત્રણ વાટો ઝળકતી હતી. હારની મોખરે ચોપદાર કદમ ભરતો હતો. તેના હાથમાં રૂપાની છડી હતી જે આરસની ફરસ પર ખણખણતી હતી. "મહારાજાધિરાજને ઘણી ખમા!" કહી તે નેકી પુકારતો આગળ વધતો હતો. એકદમ હજુરીયાઓ ઉભા થયા. તેમની વાંકવાળી તરવારો તેમના ડાબા હાથમાં મજબુત પકડેલી અને તેની મુઠો તેમની છાતીઓને અડતી હતી. ઝુકીને તેઓએ ત્રણ વખત જમણે હાથે સલામ કરી અને તેમ કરતા તે રાત અને બીજો દિવસ તેમના મહારાણાને વિજયી નિવડે તેવી જયવાણી ઉચ્ચારી. એકદમ લોકોનું ટોળું ચૂપ થઇ ગયું અને એક ક્ષણ તે સ્થિર થઇ ઉભું. સૂર્યવંશી મહારાણા—તેમની ભૂમિ અને ભાગ્યના માલેક—ના માટે એકદમ એક વાણીએ જયધ્વની થયો. આ ધ્વની શાંત થતાંએ એક ન્હાનો છોકરો પાવા જેવા મીઠા સ્વરે મહારાણાની જય પૂકારતો હતો. મહારાણા આ સાંભળી હસ્યા અને તેમને આનંદ થયો અને આના જવાબમાં તેમણે આ સલામી અને આવકારનો તેમના હાથથી ઉત્તર આપ્યો.

દીવાઓની હાર એકસરખી ગોઠવાયલી હતી. તે હારની પાછળ સરદારોની બેઠક હતી. તે મંડપને મોખરે ઉંચા સિંહાસન પર કિરમજી મખમલના તકિયા પર રજપૂત વંશના વડાની બેઠક હતી. તેના જમણા ઘુંટણ પાસે તેની તલવાર હતી અને તેનું મ્યાન લીલા મખમલનું હતું. તેના પર ખુબીથી કોતરેલ સોનાનું નકશીકામ હતું. તલવારની મુઠ શ્યામ ધાતુની હતી. તેના પર સોનાની નકશીમાં ફૂલો અને પંખીઓ ચિત્રેલાં હતાં. તેનો મોઘરો ગોળ હતો અને મોઘરા પરનું મોટું પન્નાનું હતું. તલવારનું પાનું દમસકસનું સર્વોત્તમ નંગ હતું. તેના પર અરબી હરફોમાં બનાવનાર ઉસ્તાદનું નામ લ્હેરી રહ્યું હતું. કમળની પાંદડી જેવી અર્ધ નમેલી મુઠની ઢાલ પર સખ્ત ઘાના નિશાનો જણાતા. મહારાણાની સ્હેજ પાછળ બે છોકરાઓ ટીબેટની ચામર ઢાળતા હતા. મંડપમાં મહારાણાએ નજર કરી. તેમના એક લોહીના સહોદરો—સામંતો—ક્ષત્રી વીરોને આનંદી, ઉત્સાહી અને નીડર જોઇને તેના હૈયામાં આનંદ ઉભર્યો અને તેણે ફરી સ્મિત કર્યું. તેની સાથે મોજનું તોફાન ફરી વળ્યું. ચાંદીની ઇરાની ઝારીઓમાંથી કસુંબાની અંજલિઓ ભાઇચારામાં અપાવા લાગી. કોઈ કોઇને ગુલાબ કલીઓ અને ચંબેલીના ફૂલોની સુગંધ છૂટવાનો ભાસ થયો. બીજાઓ કસુંબાની લ્હેરમાં ગાદી તકીયાઓ પર હસ્તા હસ્તા લેટવા લાગ્યા. તેમની અર્ધઉઘાડી આંખોમાંથી પાણી ટપકતા. એક સરદારની આંખો રકત રંગી બની હતી. તેને ખ્વાબી નશો ચઢયો હતો. તેની આંખ આગળ કૂદતા ઘોડાઓ, ઝુઝતા શૂરવીરો, પડતા લડવૈયાઓ દેખાતા. તેણે તેની તલવાર પર હાથ મૂકયો અને મ્યાનમાંથી અધી ખેંચી. બીજાઓ ઇશ્કની ખુલ્લી વાતો કરતા હતા અને ક્ષણે ક્ષણે ઢાલાં હાસ્યોની કીલકીલાટી જામતી. ગુલાબદાનીઓમાંથી ગુલાબજળ છોકરાઓ આમ તેમ ફરી છાંટતા હતા. અને ફૂલો વેરતા હતા. એક કસુંબાના ઘેનમાં ચકચૂર હતો તેને ખવાસે ગુલાબજળ અને અત્તરથી તરબોળ કર્યો તે જોઇ બીજાઓ મોટેથી હસવા લાગ્યા, અને નશામાં આમ તેમ ધૂણવા લાગ્યા. એક આસામી અરધો ઉંઘતો હતો

તેને તેની પાસે બેઠેલા ઉંચા કદના રજપૂતે કૂલેનો માર માર્યો. તે "ભાઇ ઉઠ, ભાઇ ઉઠ" એમ કહેતો, હસતો અને કૂલેનો માર મારતો. આ ધીંગા મસ્તીની છેલ્લી વેલાઇમાં તેના ભાઇબંધના અંગપર લોટી પડયો અને તેની પાઘડી તેના કાન સુધી અર્ધી નમી ગઇ. બહાર ઉભેલા લોકો અદેખાઇભરી ગરૂરીથી આ સર્વ જોતા હતા. એક ગામડીયો બોલી ઉઠયો: "મારાઓ, મોજ માણે છે ના!"

તેની પાસે ઉભેલા એક આસામીએ જવાબ આપ્યો: "અરે ગામડીયા ગમાર, તેઓ તો રાજા માણસ છે. આપણને બચાવવાને તેઓ માથા આપે છે તો તેઓ કેમ મોજ ન માણે? અરે તેઓ આપણા કરતાં બધી રીતે સારા છે. માણસાઇમાં પણ ચઢતા, લડવામાં પણ તેવા, ન્યાયી પણ તેવા અને વિલાસી પણ તેવા. તેઓ રાજપૂત્રો છે અને તેઓ દેવની માફક માણે પણ છે અને વેઠે પણ છે." એક વૃદ્ધ દેખાતા લડવૈયાએ ઉત્તર આપ્યો.

બે સ્ત્રીઓ છાની છાની વાત કરતી જતી હતી. તેઓએ તેમના મુખ પર ઘુંઘટ કર્યો હતો પણ તેમની આંખો દેખાતી હતી. તેઓ વાત કરતી અને ગુમાનભર હસતી.

એકે આંગળી ચીંધી અને કહ્યું: "જૂઓ, છેલ્લી છે ત્યાંથી ગણતા ત્રીજી; કેવી છે તે રૂપાળી! બીજાઓ અચકી ઉભા, હસ્યા અને વાતો કરવા લાગ્યા.

એક વૃદ્ધ બ્રાહ્મણે તે સ્ત્રીઓને અવિનયથી ધક્કો માર્યો અને બોલી ઉઠયો; "બેશરમ બૈરાંઓ, ભાયડાઓ તરફ તે તાકીને જોવાય? તમારા ધણીઓ કયાં મુઆ છે ને છોકરાંઓને કયાં વેચી આવ્યાં છો?"

સ્ત્રીઓ ઠપકો દેતી દૂર ખસી. એક બોલી: "જારે જા મુઆ બેશરમ, નમાલા ડોખરા!"

મહારાણાની ડાબી જમણી બાજુએ બે સરદારો હતા. તેઓ આ ક્ષત્રી રાજયના ભૂષણરૂપ હતા. બન્ને શૂરવીર, શોકીન અને દયાળુ સાચા રજપૂત બચ્ચા હતા. કીર્તિવંત રાજ્યના તેઓ થાંભલા હતા. રાજ્યની સામ સામી પક્ષોના તેઓ મુખીઓ હતા. રાજયવંશી ચંદાવત અને શકતાવત ભયાનક અડગ શૂરવીરો હતા. તે રજપૂત ભૂમીને તેઓએ લોહી સમર્પેલું હતું. દેવગઢનો રાજા, ચંદાવતોનો મુખી જુવાન નાહરસિંહજી હતો. તેને હજુ પૂરા ત્રીસ વર્ષ થયા ન હતા. રણભૂમીમાં તેની નિડર-સાહસિક બહાદુરી અને જંગલોમાં વાઘ અને ચિત્તાઓના શિકારમાં પૂંઠ પકડવામાં



કસુંબા પાણી અને મદિરાપાન.

તેની શક્તિથી તેને બધા દેવગઢનો 'ઘેલો રાણો' કહેતા. મહારાણાની સાથે તેના એક બરોબરીયા જેવી રહેલી છૂટથી તે વર્તતો. તેના સામા પક્ષના મૂખી અને તેના સાથીઓ સામે તેમને હસી કાઢતા હાસ્યની નજરે જોતો. તેની પાછળ એક જુવાન હતો તે તેના હાથ નીચે બીજા દરજ્જાનો સેનાપતિ હતો. તે તેની સાથે નીચો ઢળી વાતો કરતો હતો. તેનું નામ પૃથ્વીરાજ ચંદાવત હતું. તેના હોઠ ઉપર મૂછનો દોર નવોજ ફૂટયો હતો અને એક ઉધરતા જુવાનીઆની માફક નવી જાગતી ઇચ્છાઓ અને મનોકામનાઓની મોજ અને ઉત્સાહના આનંદથી તેની આંખો પ્રકાશતી. તે દેખાવડો હતો અને લ્હેરી પણ દેખાતો. તેનું રૂપ મોહકતા અને ચતુરાઇની સુગંધીથી છલકતું. ઘણા લોકોનો મત એવો હતો કે રાજ્યવંશીઓમાં તેના બરોબરીઓ કોઇ નથી અને જે રાણાનો તે કનિષ્ટ સરદાર અને વારસ હતો તેના કરતાં પણ તેનામાં કેટલીક મોહક ખુબીઓ હતી. તે મોડો આવેલો હતો અને જેવો તે ઘોડા પર દરવાજા પાસે આવ્યો કે લોકોના ટોળાએ તેને આવકાર આપ્યો. સહૃદય હાસ્યથી તેણે તેમની સલામો ઝીલી. તે મંડપમાં આવ્યો તેવું તેને મહારાણાએ પૂછ્યું: "કેમ ભાઇ મોડા આવ્યા?"

તેણે જવાબ આપ્યો: "મેં ટોળામાં એક સુંદર મૂર્તિ નિહાળી. તે એક મુસલમાન નાચનારી છે. તેને નિરખતાં મને વિલંબ થયો અને પાછી તે મને જડી નહીં. હું તેની પાસે જઇ વાતચીત કરી શકયો નહિં. પણ બીજાઓએ મને કહ્યું કે હમણા તે આપની હજુર હાજર થશે. તેથી હું અહિંયા આવ્યો." તે જુવાન સરદાર બેઠો અને મહારાણાએ માયાથી હાસ્ય કર્યું.

બીજી બાજુએ શકતાવત સરદાર માનસિંહજી બેઠા હતા. તે ઉમરમાં પાકટ હતા. તેની દાઢી ચળકતી હતી અને તેના કપાળ પર ફરી ફરી ઉભરાતા જોમની રેખાની ગુંથણી હતી. વંશપરંપરાથી તે મહારાણાનો સાથી હતો. રાજ્ય ખટપટથી તે પરિપક્વ હતો અને તેણે પોતાના શૌર્યની ધારને ગૌરવથી ઘસી નાંખી હતી.



તેઓ વાત કરતી અને ગુમાનભર હસતી. * * * સીઓ ઠપકો દેતી દૂર ખસી.

આ વાતો ચાલતી હતી તેવામાં દિવાનખાનામાં તડાકાની મીજલસનો રંગ જામતો ગયો અને મોજ વિલાસની ધામધુમ મચી. મદિરાપાન શરૂ થયો અને આ શૂરા સેનાનીઓ પ્યાલીઓ પર પ્યાલીઓ એક બીજાનું આરોગ્ય ઇચ્છતા ખાલી કરવા લાગ્યા. કેટલાકો બસુરા ગીતો લલકારવા લાગ્યા. બીજાઓએ અર્થ વગરની શરતો લગાડવી શરૂ કરી. મુકાબાજી અને ઢંગધડા વગરના ચાળાઓ થવા લાગ્યા. બહારનું ટોળું અજાયબીની સાથે નિરખતું નિરખતું પાસે આવતું ગયું પણ તેઓના હૈયામાં ભય જણાતો હતો. વાઘના ટોળાને તેમનો ભક્ષ અપાતો જોનારને ઘણીવાર જેમ લાગી આવે છે કે રખેને એ હદ કુદાવી આંગ પર આવે તેમ તેઓના



ચિત્રકાર:
એસ. વી. ધુરંધર.


રજપૂત દરબારમાં નાચ:



પૃથ્વીરાજ ચંદાવત.

હૈયામાં પણ કંઇક ભય જણાતો હતો. મહારાણાએ તાલી પાડી અને હૂકમ કર્યો: "ચોપદાર, નાચનારીઓને બોલાવ! તેમને કહો કે તેમનો રંગીલો નાચ શરૂ કરે."

ઘણાઓએ વાહ વાહ કરી. આ પછી મંડપમાં શાંતિ પસરી. કોઇ કોઇક કયાં કયાંક નશાબાજીમાં કંઇક લવતો પણ તેને ઇશારાથી ચૂપ કરવામાં આવતો. કોઇ કોઇ ઝોકા ખાતાં તેને તેના પાસે બેઠેલાઓ જગાડતા અને તેમની પાઘડીઓ તેમના માથા પર ઠીક કરતા. ઘેરાતી આંખો આ રંગ જોવાને મુશ્કેલીથી ઉઘડતી. કેટલાક નિશામાં એટલા ચકચુર થયા હતા કે તેમનું વમન બંધ કરવા લડથડીયા ખાતા સરોવરની સ્વચ્છ હવા લેવા બહાર જતા હતા. હવે મુછે તાવ દેવાયા અને વસ્ત્રો સરખા થવા લાગ્યાં.

ઝુકતી સલામ બંદગી કરતી બે નાચનારીઓ આવી. તેઓ દક્ષિણથી આવી હતી. તાનજોરના અતિ સુંદર મંદિરો અને ભયંકર મૂર્તિઓ, ચોખાના ખેતર અને તાડના વન આવા સ્થાનમાં તેઓ જન્મી હતી. હવે તેઓ મેવાડના સૂકા અને પહાડી પ્રદેશ તરફ આવી હતી. રજપૂત રાજવંશીઓને તેમના વિલાસી નૃત્યોથી રાજી રાખવા, રણક્ષેત્રની તરવારબાજી અને ઘોડેસવારીમાંથી મલતા વિશ્રામના થોડા વખતને ખુશનુમાં બનાવવાનું આજે તેઓનું કામ હતું. તેઓ રેશમી પોશાકમાં સજ્જ હતી. વસ્ત્રો ઉપર ચંદ્ર અને તારાઓની ટપકીઓ હતી, જેને છેડે સોનેરી કિનારો ભરેલી હતી. પગ પર રૂપાની ઝાંઝરી હતી જે પગલે પગલે રૂમઝુમતી. તેમના કાનમાં અને નાકમાં મોતીની વાળીઓ હતી અને તેમના વાળોમાં ચંદન અને હીનાનું સુગંધી તેલ બહેકતું હતું. આછા વસ્ત્રોમાંથી યૌવન પ્રગટી નીકળતું હતું. તેમના શરીરનો રંગ, કુમાસ અને રંગ બન્નેમાં નરમ મખમલી હતો. ઉરથી નિતંબ સુધીના અવયવો ઝીણાં રેશમી વસ્ત્રોમાં સંતાકુકડી રમતાં ખુલ્લા પડી જતાં. તેઓના સુંદર શરીરની આસપાસ રેશમી વસ્ત્રો ફરકતા હતા અને પગલે પગલે ઝાંઝરોની ઝમઝમાટી જામતી. મંડપની વચમાં તેઓ ધીરે ધીરે આવી. તેઓ આસપાસ નજર નાખતાં સઉને જોવા લાગી, અને સઉ તેમને જોવા લાગ્યા. તબલા સારંગી સાથે તાલ આપતી તાલીઓ શરૂ થઇ. અંગ મરોડ, હાથની અદાઓ હવામાં તરવા લાગી અને પગની પાનીઓ ઝાંઝરને રમાડવા લાગી. પહેલો તેમણે નાગનો નાચ શરૂ કર્યો. તુંબી વાગી અને નાગનો નાચ શરૂ થયો. હાથ નાગની ફેણની માફક નાચવા લાગ્યા, જાણે લીલોતરી પરથી નાગ પાણીમાં સંતાવા જતો હોય. પછી તેમની ઓઢણી નાગની ફેણના ઝપાટાઓ સાથે ગોળાકારમાં ફરવા લાગી. નાગનો સફેદ રંગ તેમના શરીરની સફેદી સાથે મળતો આવતો હતો. તેવીજ રીતે તેમની ઓઢણીના શ્યામ દોરાઓ નાગના શ્યામ રંગનો ભાસ પાડતા હતા. તાલમાં વાજિંત્રો વાગ્યા તેમ તેમ ખિજવાયલા સાપના ભયાનક નાચ માફક તેમની રેશમી સાડીઓ ફરકવી શરૂ થઇ. નાચનારીઓ છેડાયલા સાપની માફક ડંખ મારવાની અદા બતાવવા લાગી. છેવટે વાજિંત્રો બંધ થયા અને તેમના વસ્ત્રો અને પગનું ફરવું પણ બંધ થયું. થાકેલી અને હાંફતી તેઓ બેસી ગઇ. બધાઓએ વાહ વાહનો પોકાર કર્યો. થોડીવાર વિશ્રામ લઇ તેઓએ ફરી શરૂ કર્યું. આ વખતે પતંગિયા અને કમળનો નાચ ફરી બતાવ્યો.

એમાંથી જે ન્હાની હતી તે પતંગિયું બની અને મોટી જે કમળ બની તેની આસપાસ તે ક્રૂદડીઓ ફરવા લાગી. કમળ આમ તેમ ધીરેથી ઝુલતું. તેના હાથ અને આંગળિયો ધીમે ધીમે હાલતાં, જાણે કે ફૂલની પાંખડીયો શાંત સરોવર ઉપર ખિલિ હોય તેમ દેખાતું, પણ, બીજીના હાથ તેની બન્ને બાજુએ ત્વરિત ગતિથી ફરકતા અને તેની ઓઢણી પણ ફરફર ઉડતી. આબેહુબ જાણે કે પતંગિયાની પાંખો! આ પ્રમાણે કમળની આસપાસ આવવા જવાની પતંગિયાની લીલા જામી. પતંગની આંખોમાં કામ હતો અને તેના હોઠ ચુંબનની તલબમાં અર્ધ ઉઘડતાં. આ પ્રમાણે પતંગિયું કમળને પ્રેમ કરતું કરતું તે કમળની છાતી પર જઇ વિરામ્યું કે નાચ સમાપ્ત થયો. આ પછી શમશેર બહાદુર મહારાણાને નાચનારીઓએ સલામ કરી અને મંડપમાંથી ગઇ.

♣

## પ્રકરણ ૩ જું.

♣

ચોપદાર કચેરીમાં દાખલ થયો. સિંહાસન પાસે ઉભો રહી તે બોલ્યો: "મહારાણા! એક કલાવંત બહાર ઉભી છે અને ઉન્તાલાના મુસલમીન સેનાપતિ તરફથી પેધામ લાવી છે. આપની હજુર તે અરજ ગુજારવા ઇચ્છે છે."

પૃથ્વિરાજે તેના ભાયાત તરફ નમી અને તેના કાનમાં કહ્યું: "આ તમે મેળામાં જોઇ હતી તેજ કે?" અને માનુધી મોજમાં બન્ને મલકયા.

પણ મહારાણા બોલ્યા: "આપણા દેશ પર ચઢી આવનાર આપણા દુશમનનો સેનાપતિ અને તે પણ એક મુસલમીન આપણી પાસે સુલેહનો પેધામ કે આપણા વિલાસ માટે કોઇને પણ મોકલે! પણ તે જ્યારે ખુદને એની તહેનાતની એક ગાનારી છોકરી જાહેર કરે છે અને દુશ્મનનો સંદેશો લઇને આવી છે તો બિનધાસ્તીએ તેને આવવા દો."

તરતજ એક કલાવંત બે સાજીંદાઓ સાથે આવી. એ ગાનારી દિલારામજ હતી. ગુમાનભરી ચાલતી અને શરીરે ભરેલી તે અડગ દેખાતી ત્યાં આવી. તેની આંખો વિશાળ અને અભિમાનભરી સ્થિર હતી. તેના કટાક્ષમાંથી વિજયી અહંકારના બાણ છૂટતાં, જાણે કે તે દરેકને કહેતી હોય કે તમે શું બિસાતમાં છો! પણ આ તેની ગરૂરભરી ખુમારી શા ખ્યાલોથી ઉભરાતી હતી તે જણાતું ન હતું. મહારાણા પાસે તે સ્થિર પગલે આવી અને નમી. ફરી ક્ષણ ઉભી અને મહારાણાના મુખ સામુ પૂરી રીતે જોઇ તેમના હાથમાં એક કાગળ આપ્યો. તે કાગળ પર કેસર અને સોનેરી વરક છાંટેલા હતા. તે રેશમી દોરાથી બાંધેલો હતો અને તે પર મહોરબંધ સિક્કો હતો. તે ફારસી હરફોમાં લખાયલો હતો. તે ચૂપ ઉભી રહી જાણે કે તેને કંઇ ફિકરજ ન હોય! ધીરે ધીરે તે પાન ચાવતી હતી. મહારાણાએ તે પત્ર ખોલ્યો અને એક મંત્રીને વાંચવા આપ્યો. પત્રમાં નીચે પ્રમાણે લખ્યું હતું:

"રાજપૂત નસલની રોશની, આલા ઉમરાવ, દિલાવરે ખાસ. આપની ઉમર દરાજી થાઓ–

"સલામ સાથ લખવાનું કે આપના ગુલામ પર હાલમાં આપે મહેરબાની કમ કરી છે. જંગના પેધામનો રૂકકો કે મુલાકાતનો લાભ પણ મળતો નથી. અંદેશો રહે છે કે આપે આ ગુલામનો ખ્યાલ હાલમાં કમ કરી નાખ્યો છે અને તે એકનો નહિં પણ તે એક ખુદા અને તેના પસંદ કરેલા પેગમ્બર, જેના ઉપર અલ્લાહના આશીરવાદ ઉતરો, તેના બીજા બંદાઓને પણ આપે વિસારી મૂકયા છે. આપના ગુલામને એમ શક રહે છે કે આપની આ કમમહેરબાની સુસ્તીનું પણ પરિણામ હોય, કારણ કે હમણાં રજપૂતોના રૂહ ફતેહની ખુમારીથી તર થયા નથી કે ખુબસુરત નાજનીનોનાં નજરાથી તેજ થયા નથી અથવા તો તેમને ગાન તાનનો નશો ચઢયો નથી. તેથી કરી આપની કચેરીમાં આ ગુલામના જનાનાનું એક કિમતી ઝવેરાત અને તેના દરબારની મીઠી મોજ આપના તરફ પેશ કરવામાં આવે છે. ઉમેદ છે કે તેના ગાયનથી આપ નામવરને પાનો ચઢશે અને આ ગુલામ સાથ જંગમાં મુલાકાતનું માન મળશે. આ અરજના ઈશારા રૂપે ગાયનની ચીજો અને તેને છાજતા કલામો મારફત મારો પેધામ પોહચાડવા તેને હુકમ કરવામાં આવ્યો છે. એક શાએરે કહ્યું છે:

વસ્લની ખાહેશ અગર,
સુણ બુલબુલોના ગાનને;
આરજુની રાહના
લાવે સહુ સંદેશ જે.

"ખુદાના બંદા મુજફ્ફરખાન બિન ઇતમાદખાન બાદશાહના સેપેહસાલારની ઉન્તાલા મુકામથી સલામ."

નહારસિંહજીની ભમરો ગુસ્સામાં લોહીથી ભરાઇ. તે ચંદાવત સરદાર કાગળનો માએનો અને તાનો તથા તેમાંના કાલા વિવેકને સમજી ગયો.

"એક રંડી!" મંત્રીએ પત્ર વાંચવું પૂરૂં કરતા તે બોલી ઉઠ્યો. તેણે તેની તરવારની મુઠ પર હાથ ફેરવ્યો.

"એ વેશ્યાને દૂર કરો! અને તેને તળાવમાં ડુબાડો અને તેના અભિમાનને શાંત કરો. તે અહંકારી મુસલમીન સામે એકદમ કુચની સવારી શરૂ કરો અને તેને જાણવા દેઓ કે તેનો ખજાનો અને માલમીલકત સર કરવાને માટે અમારે આમંત્રણની જરૂર નથી."

પણ મહારાણાએ મસ્તક હલાવ્યું અને શાંત રહેવા ફરમાવ્યું.

પણ તે જુવાન રજપૂત ફરી ગાજી ઉઠ્યો :

"જેનામાં હિમ્મત નથી તે ભલે બેસી રહે. ચંદાવત હવે થોભશે? તે એકદમ તેના અપમાનનું વેર લેશે. એક રખાત રંડીની હાંસી આપણે શું સહન કરશું અને તેને હસતી જવા દેશું?



"મેં ટોળામાં એક સુંદર મુર્તિ નિહાળી. તે એક મુસલમીન નાચનારી છે."

ફરી મહારાણાએ તેને શાંત કર્યો અને દિલારામને બોલાવી. તે ગાનારી બેફિકર ઉભી હતી અને ઉશ્કેરાયલા રજપૂતોના ગુસ્સાથી બેપરવાહ જણાતી હતી.

મહારાણાએ કહ્યું: "તે એક સ્ત્રી જાત છે અને રજપૂત સ્ત્રીઓ પર ઘા કરતા નથી. તે સહીસલામત પાછી જશે. તેના ગીતો શું આપણા કાન દ્વારા આપણને ડરાવી દે છે? જેમ આવે તેમ ભલેને તે ગાય! શું હજી તેને બીજો પેધામ આપવાનો છે? તેમ ન હોય તો તેને ખુશીથી જવા દો અને આપણે ચઢાઇની તૈયારી કરો. અરે ઓરત જાત! કંઇ ડર ન રાખ અને ગા. ગમે તેવું તું ગાઇશ તો પણ તું સલામત."

ચુપકીદીથી તેણે હા કહી અને ધીરેથી તે સાજીંદાઓ પાસે ગઇ. તે પછી તેણે અભિમાન ભરી સલામ કરી. જાણે કે કચેરીની પરવાહ તેને બહારના દેખાવ ખાતરજ હોય અને તે કચેરીના રોઆબની તેને કંઇ ગણત્રીજ ન હોય. હવે તેણે ગાનુ શરૂ કર્યું.

રજપૂતોનો અભિમાન ન સાંખી શકે તેવું તે ગાયન હતું. મુસલમાનોની ફતેહનું તે ગીત હતું. મૂર્તિપૂજકોની હાંસી અને એક ખુદાની લીલી ધજાની ફતેહની તારીફ તેમાં હતી. રજપૂતોનું લોહી કયાં સુકાઇ ગયું તેમ તે પ્રશ્ન કરતું હતું. અલીની ફતેહનું તે ગીત હતું અને તે તલવારથી મૂર્તિપૂજકોની મોટી સંખ્યા કતલ કરી તેણે તેના ઇમાનને કેમ ફેલાવ્યો તેનું બ્યાન તેમાં હતું. મહમ્મદ ગજનવીની શક્તિનું પણ તે ગીતમાં ભાન કરાવેલું હતું, તેમ કરતા સોમનાથના મંદિરની લુંટનું બ્યાન કરી મુગલોની તારીફ, તેમના અજીત લશકરનું વર્ણન કરતાં અને છેવટે રજપૂત લડવૈયાઓ મરી પૂરા થયા છે અને ગૌ બ્રાહ્મણની હવે અવદશા આવવાની કહી તેમાં ધિક્કારભરી હાંસી કરવામાં આવી હતી.

આ ગીતો સાંભળતા રજપૂતોની ભ્રમરો શ્યામ થઇ અને ઘણાઓએ તલવારની મુઠ પર હાથ ધર્યો અને ઉકળતે લોહીએ સોગંદ પર સોગંદ ખાવા લાગ્યા. પણ દિલારામ તો બેફિકર ગાતીજ રહી અને ઉશકેરાયલી કચેરીમાં તેના બુલંદ અવાજમાંથી કાનને ભેદતા હરફો બાણની માફક છૂટતા હતા. ઉન્તાલાના કિલ્લાથી હવે તેણે તેમને એક છેવટનું પેધામ આપ્યું કે તમારા હુમલાની અમને પરવાહ નથી.

ફરી ચંદાવત સરદાર બોલી ઉઠયો: "આવું આવું સાંભળી આપણે શું તેને જીવતી જવા દઇશું? એને પણ સજા મળશે."

"હું અભય વચન આપી ચૂકયો છું, અને તે ઉન્તાલા સહીસલામત જશે. તેણે બહાદુરીથી તેના ગીતો સંભળાવ્યા છે અને રજપૂતોની જે તારીફ કરી તેને માટે તેને એક હજાર મહોર બક્ષીશ આપો. પણ," દિલારામ સામે જોઇ તેણે પૂછ્યું: "એક વાત મને જણાવ! શું આશામાં અને શાથી તેં આટલું બધું અમને સંભળાવવાની હિમ્મત બેઠી છે? એમ કરવાથી તને શું ફાયદો?"

ફરી તે ગરૂરભરી ઉભી રહી. અને મહારાણા સામે એક નજરે જોઇ બોલી.

"રાણાજી, હું શાની ઉમેદ રાખું છું? દશ હજાર અશરફીનું ઇનામ. મારા આશકની જયાદા મહોબત અને દશ હજાર કાફરોની અજલ!"

આમ બોલી તેણે નમન કીધું અને દરબારમાંથી તે ચાલી. લોકોની ભીડ ધીરે ધીરે વિખેરાઇ અને રાત્રીના અંધકારમાં દિલારામ અદ્રશ્ય થઈ.

♣

## પ્રકરણ ૪ થું.

♣

તિરસ્કારભર્યાં હાસ્ય કરતી તે મુસલમીન નાચનારી તેના હજુરિયાઓ અને દુશ્મનના આપેલા રક્ષકો સાથે વિદાય થઇ. તેવોજ દરબારમાં ભયાનક કોલાહલ જાગ્યો. બહાર લોકોનું ટોળું ગડબડાટ કરતું ઘુમવા લાગ્યું. જાણે તોફાન પહેલાંના ભયાનક વાદળાં. પણ રજપૂત ઉમરાવો અને સરદારો ઉગ્ર બન્યા. ચંદાવત સરદાર ઘણો ઉશ્કેરાઇ ગયો. તેણે તેના માથાં પરથી પાઘડી નીચે પટકી અને મસ્ત આખલાની માફક જમીન પર પગ પછાડયો.

"શરમ છે," એ ગાજી ઉઠયો "શું આ પ્રમાણે એક મુસલમાન સિપાહી સરસાઇ કરવા ચાહે છે અને તેનો પૈગામ એક ઓરતની મારફત મોકલે છે. ઓ યુદ્ધ દેવા અને તે સ્ત્રી, અને તે પણ કોણ? હજારો વિષયોની પૂતળી, નર્કની ખાણ, એક વેશ્યા! ઓ મહારાણા આ કલંકને આપણે શેમાં ધોશું? શુરવીર રજપૂતો મુસલમીન લોહીની નદી ચલાવશે અને તે નદીમાં આપણે આ કલંકને ધોઇ શકીશું."

આ શબ્દો સાંભળી બીજાઓ છલંગ મારી ઉઠયા અને શમશેરો ખેંચી. ઢાલ અને તલવારના ખડખડાટ થવા લાગ્યા. કેટલાકોએ તેમની પાઘડીઓ જમીનપર ફેંકી દીધી. તેમના કપાળ પર ગુસ્સામાં નસો ફૂલી ગયેલી ચોખ્ખી દેખાઇ આવતી. કેટલાકોએ છાતી ઠોકી ભયાનક શબ્દો કર્યા. બીજાઓએ મોટી ગર્જના કરી પ્રાર્થના ઉચારી તેમના યવન દુશ્મનોનો પરાજય યાચ્યો. અર્થ વગરના અવાજ, શબ્દ વગરની ભયાનકતા અને વિચારની તિવ્રતા છાઇ રહ્યાં. ગુસ્સો પાશવ હદે પુગ્યો. એકજ ઉશ્કેરાયલી લાગણી ઉભરાવા લાગી. ખામોશી કે મુસદ્દીગીરી દૂર રહી. નાશ, ત્રાસ, ખૂન, વેર એજ લાગણીઓનો દરિયાવ ઉછળવા લાગ્યો. તે શરાબ જેવો નશો ન હતો. પણ લોહિની પ્યાસ હતી. એક ઉશ્કેરાયલું જંગલી જાનવર શિકારી તરફ જે ભાવ રાખે તે હતો.

આ ઘુમાટમાં એક પક્ષના વડા સરદાર માનસિંહજીનો અવાજ બેસુરી ઘુમોમાં સૂરાવટવાળા વાજિંત્રના નાદ સમો સંભળાયો. તે અવાજ દરબારના છેવટના ખૂણે સુધી સર્વને કાને પડયો અને તે બીજલસના ગુસ્સાને આંકુશમાં લાવ્યો. તેની મુખમુદ્રા અને આકૃતિના ગૌરવથી તેણે આખા દરબાર પર સત્તાનો અંકુશ મૂકયો અને તેના મુખ પર માનુષી સદ્દગુણો અને દિવ્ય આત્મ-સંયમ ઝળકી રહ્યાં.

"યુદ્ધ—યુદ્ધ વગર તો છૂટકો નથી," તેણે કહ્યું, "પણ તે ફત્તેહ—ફત્તેહને માટે. આપણું કલંક ધોવાને માટે યુદ્ધ! તેમણેજ માગી લીધેલું યુદ્ધ! પણ આ યુદ્ધ આપણા જૂના હક્કોની ફરી સ્થાપના માટે અને આપણી પાસેથી ઘણા સમય થયાં ગુમાવેલાં રાજ્યો ફરી સર કરવાને માટેજ થશે. જેમની ઘેલાઇમાં આપણે સંગ્રામે નહિ ચડશું. એમ કરવાથી આપણું વેર ચૂકતે લેવાશે નહિ. પણ સંભાળથી યોજેલા હુમલા કરી દુશ્મનોનો પરાજય કરશું અને આપણા રાજય સાથે ઉન્તાલાને જોડી દઇશું. પરમદયાળુ પરમાત્માની પ્રાર્થના કરો અને તેમનો આશ્રય માગો. રાજ્યના છૂટા છવાયા લશ્કરોને એકત્ર કરો અને સંભાળથી સેનાને આપણી જાત અને ધર્મના દુશ્મનોના સામી કુચ કરવા દો."

ચંદાવત સરદાર છણુકી ઉઠયો. "માનસિંહજી, હમેશાં અતિ ઘણા સાવધાન છે. રજપૂતના લોહીમાં આટલી શાંતિ અયોગ્ય છે.

ઘાના સામો ઘા. મ્યાનમાંથી વિજળીની માફક છૂટે તેવી તલવાર, આ—આ આપણા વડવાઓની વૃત્તિ હતી. ગાલપર તમાચો મારી અને તે તમાચાની ગરમી હજી થંડી નથી પડી તે છતાં ચૂપ રહેવું અને વ્યૂહરચનાને મુસદ્દીગીરીથી મિશ્રિત કરવી! ભીરૂની માફક માનસિંહજી ભલે સબુરાઇની વાતો કરે. હું અને અમારા ચંદાવત રજપૂતો તો એકદમ સમરમાં ઉતરીશું. તેમ કરીશું ત્યારેજ અમને શાંતિ મળશે.”

ત્યાર પછી મહારાણા તખ્ત પરથી બોલ્યા અને તેમણે આંગળી ઉંચી કરી જેમાં ઠપકો અને રૂઆબની અસર હતી.

“ચંદાવત કે શક્તાવતની ઇચ્છા પ્રમાણે કંઇ થવાનું નથી. મહારાણાની આજ્ઞા સિવાય કંઇ પણ થઇ શકશે નહિ. નહારસિંહજી અને માનસિંહજી બન્નેની ભાવના રજપૂતોને છાજતી છે. પણ હું કહું છું,—હું તમારો રાજા કહું છું કે, માનસિંહજીના શબ્દો સાચા છે. સાહસથી કાંઇ વળશે નહિં, પણ દૂરઅંદેશી ભરેલું વ્યૂહજ આપણને જય અપાવશે, જે જય ચિરંજીવી રહેશે. માટે મારા સરદારો તમારી સેનાઓને એકત્ર કરો. એક અઠવાડિયા પછી આપણે મંદિરમાં ભેગા થશું અને દેવોના આશીર્વાદ માગીશું. મારા શબ્દો પર ધ્યાન આપો નહારસિંહજી, અને હૂકમ ઉઠાવો.”

નારસિંહજીને ઉગ્રતામાં ઉત્તર દેવા ઇચ્છા હતી, પણ મહારાણાની દમામદાર આંખ જોઇ તે અંકૂશમાં આવ્યો. તેણે ધીમેથી પરાણે નમન કર્યું. અને પાછા હઠી પોતાની જગ્યાએ બેઠો. ઉશ્કેરાયલો ગુસ્સો શાંત થયો અને તેને બદલે ધારણાવાળી મસલત શાંત રીતે ચાલી અને વિખરાઇ ગયેલી હારો એકસરખી બની બેઠી. મહારાણા ધીમેથી આસન પરથી ઉઠયા અને રાજસત્તાની દ્રષ્ટિ ફેરવી. આગળ ચોપદારોની ચાલમાં હાર ચાલી અને તે પછી દમામભરી ચાલમાં મહારાણા સર્વની સલામને ઝીલતા પધાર્યા. નીચે સોનેરી સરંજામવાળો અશ્વ તૈયાર હતો તેના પર સ્વાર થઇ ધીરે ધીરે સરોવરના તટપર આવેલા તેમના મહેલ તરફ ચાલ્યા. તેમની આગળ અને પડખે મસાલચીઓ અને પાછળ અંગરક્ષક ઘોડેસ્વારો હતા. ગામના લોક યુદ્ધના ભણકારા સાંભળતા ધીરે ધીરે ચૂપકીદીથી ઘેર ચાલ્યા.

સરદારો ત્વરાથી બહાર નીકળ્યા. નારસિંહજી અને માનસિંહજી બન્ને સામસામા પક્ષોના સરદાર આગળ વધ્યા.

નારસિંહજીએ કહ્યું: “માનસિંહજી, મહારાણાએ આજ્ઞા કરી દીધી છે અને તમારી સલાહ પસંદ કરી છે. ભલે તેમ થાય. મહારાણાનો હૂકમ શિર ઉપર છે. પણ તમારી સલાહ પુરૂષને છાજતી નથી એમ મારૂં તો માનવું છે અને તમારી સલાહ મહારાણાએ માની છે તેથી આપણા વૈરભાવમાં વૃદ્ધિ થઇ છે. સાવધ રહેજો માનસિંહજી, હું વૈર લેવામાં વિલંબ કરૂં તેવો નથી.”

“યુદ્ધમાં મારી સરસાઇ કરી તારૂં વેર લેજે, ઉદ્ધત જુવાન!” માનસિંહજી કહ્યું. “દુશ્મનો સાથે યુદ્ધ કરવું છે તે સમયે એક બીજા સામું વેરના ભાવો વધારવા હું માગતો નથી. પણ જો આપણે જીવતા આવીશું તો હું તને બતાવીશ કે એક શક્તાવત સરદાર તારી આવી ચાલ સાંખી નથી રહેતો.”

આ શબ્દોએ નારસિંહજીને ઘેલો કર્યો. તેણે તેની તલવાર પકડવાને હાથ ઉઠાવ્યો અને તેના ભાયાતોથી દૂર ધસી જવા યત્ન કર્યો. માનસિંહજી શાંત હાથની અદબ વાળી બેપરવાહીથી હસ્યો. નારસિંહજી ધસવાનું કરતો હતો તેવામાં તેના પિત્રાઇ ભાઇ પૃથ્વિરાજે તેનો હાથ પકડયો.

તે બોલ્યો: “દરબારમાં આમ કરવું તે ગાંડાઇ છે ગાંડાઇ! આ તો બેઅદબી થાય. આપણું જોર, આપણી બહાદુરી, આપણે યુદ્ધના મેદાનમાં સાબીત કરીશું પણ રાજાના મહેલમાં ગમાર ગામડિયાઓની માફક કજીયા કરીશું નહિ.”

ઉશ્કેરાયલા નારસિંહજીને તેના ક્રોધિત ભાયાતો ખેંચી ગયા. નિરાશા ને જુસ્સાથી થાકેલો તે તેના મહેલના એક આસન પર પડયો.

તેણે પૃથ્વિરાજને કહ્યું: “આપણી હદમાં ખબર મોકલો. યુદ્ધના વાજિંત્ર વગાડો. સેનાને એકઠી કરો. અભિમાની શક્તાવતોને શરમાવે તેવી સેના સજ્જ કરો અને નારસિંહજીના નામને તેના બરોબરીયાની કીર્તિથી વધારે મોટપ અપાવો. માનસિંહજી હસી હસી મારૂં અપમાન કરતો હતો. હું તેનું ખૂન કરત. એક બાયલાની શિખામણ મને રૂચતી નથી અને મારે આ બધું સહન કરવાનો વારો આવ્યો છે!”

એકદમ હુકમ ફરી વળ્યો અને ચંદાવત હથિયારબંધોને એકત્ર થવા આજ્ઞા થઇ ગઇ. આ પ્રમાણે તેના ઘોડેસ્વારો એક પછી એક વિખેરાયા. તેમને મારતે ઘોડે જતા જોઇ તે થોડો શાંત થયો. તેણે તેના પિત્રાઇનો ખભો ડાબ્યો ને કહ્યું: "ફિકર નહિ આપણે બધાને આપણો હાથ બતાવીશું. ચંદાવત કદિ પાછા હઠયા નથી. તેમની કીર્તિ સર્વોપરી નિવડી છે અને નિવડશે તથા આપણું વેર ભલે તે મોડું લેવાય પણ તે વેર ઉંડું થશે. ચાલો આપણે હવે શયન કરિયે અને જયનું સ્વપ્ન માણિયે."

પૃથ્વિરાજે જવાબ આપ્યો: "મને તો તે નાચનારીનું સ્વપ્નું આવશે. તમે એને બરાબર જોઇ હતી. ભગવાનનાં સોગંદ, તે સુંદર હતી–અતિ સુંદર હતી. કેવી તે મોતની પરવાહ કર્યા વગર મોતની વચમાં ઉભી હતી અને અપમાન ઉપર અપમાન વર્ષાવતી હતી. હરિ! હરિ! કેવી તે સુંદર રમણી!"

પણ નારસિંહજીએ ગુસ્સે થઇ તેને ચૂપ કર્યો: "આવી ઉદ્ધતાઇ ન કરો. તમારાં વખાણ બીજા કોઇને સંભળાવજો."

ઉન્તાલામાં દિલારામની રાહ જોવાતી હતી. ચોકીદાર આરબોને નિગાહ રાખવાનો હુકમ થયો હતો અને તે દૂરથી દેખાય કે તે મુસલમીન સરદારને ખબર દેવા ફરમાવવામાં આવ્યું હતું. ચોકી પહેરો વધારવામાં આવ્યો હતો અને એકદમ હુમલો થાય તે માટે સાવચેતી રાખવામાં આવી હતી. કિલ્લા પર તોપો ગોઠવી દીધી હતી. અને પત્થર અને સીસાના ગોળાઓની હાર તોપો પાસે એકઠી કરવામાં આવી હતી. બીજી સાંજે દિલારામ આવી. કિલ્લા પાસેથી રજપૂત સ્વારોએ રજા લીધી. તે ટૂકડીના અમલદારને દિલારામે તેના અંબોડામાંથી એક ફૂલ આપ્યું. તેને માટે ઝૂલતો પૂલ ગોઠવવામાં આવ્યો હતો તેના પર તે પસાર થઇ અને તે પૂલ ખસેડવામાં આવ્યો કે તેણે પાછી જતી રજપૂત ટુકડીને હાથ હલાવી વિદાય ચાહી. પહેરેગીરો એકઠા થઇ ગયા અને તેની બહાદુરી અને ખુબસુરતીની તારીફ કરવા લાગ્યા. બાંદીઓ તેને નિરખવાને ઝરૂખાઓ ઉપર બેસી ગઇ.

સરદાર મુજફ્ફરખાન હવે તેને ભેટવાને ઉઠયો. તેણે તેનો હાથ પકડયો અને ગાદીપર પોતાની પાસે બેસાડી.

"દિલારામ! મારા દિલની આરામ, તેં શું પેગામ પહોંચાડયો અને તું શું પેગામ લાવી છે? લડાઇમાં મુકાબલો કરવા શું તેઓ આવશે? તેમના લશ્કરે એકદમ સ્વારી કેમ ન કરી? શું હજી તેઓ તેમના પર્વતોમાં ભરાઇ રહેશે? અને તે એક સાચા અલ્લાહનો હુકમ તેના ઇમાનની કબુલાત કે મોત એ બેમાંથી એક પસંદ કરશે?"

ત્યારપછી નાચનારી દિલારામ–દિલની આરામ હસી પડી. અને તેના કંઠને વળગી પડી.

"ઓહ મારા જાન, પહેલું ઇનામ. મેં તમારો હુકમ બજાવ્યો છે. હવે તું મને તારા પ્યારનુંજ ઇનામ આપ!"

અત્યારે તે જુદી ખુબી બતાવવા લાગી. તેની આંખોમાંથી આતશ છૂટતો. તેના દરેક અંગોમાં વિલાસ ઉભરાતો. મીઠી, નાજુક તે લાડ કરતી હતી એક વખત તે ગીત ગાતી તો બીજી વખતે તે બોસો લેતી. વળી તે તેના આશક પાસેથી નાચતી નાચતી દૂર જતી. પછી તે ધીરેથી નમી તેના ખભાને અડતી અને તેના મુખના સામે મુખ ધરતી અને તેની આંખમાં તેના આશકની છબી પડે તેમ તે કોઇ કોઇ ક્ષણે ઉભી રહેતી, અને જેવો તે તેને પકડવા આવતો કે તેવી તે તેનાથી છૂટી જતી. પછી તેણે એક મેજ પર પડેલાં ફળ ઉપાડયાં અને નારંગીઓ હવામાં ઉડાવવા અને ઝિલવા લાગી. તેમ કરતાં છેવટે તેમને તેણે ખૂણામાં ફેંકી દીધી. આ પછી, તેણે રકેબીના બે ટૂકડા કર્યા અને આમ તેમ નાચતી તે ટૂકડાઓને ઝિલતી ઘુમતી રહી.

"દિવાની" તે બોલી ઉઠયો. "શયતાનની બચ્ચી! અહિંયા આવ અને મને એક બોસો આપ."

તેણે મજાકમાં માથું ધુણાવ્યું અને તે તેની પાછળ ઉભો થઇ ફરવા લાગ્યો. દિલારામ તેની પાસે આવી ફરી છટકી જતી નાચતી હતી. આખરે તેણે તેને પકડી. તે હાંફતી હતી. આશકે માશુકને હાથમાં ઝકડી પકડી અને છૂટવાનું કરતી અને લાત મારતી માશુકને તેની બેઠક પર પટકી.

ત્યાર પછી તેણે તેને બધી હકીકત કહી સંભળાવી. તેને મળેલો આવકાર, સરદારોનો ક્રોધ, મહારાણાની ખાનદાની, તેની સફર અને તેણે આપેલો મુકાબલાનો પેગામ, તે સર્વથી તેણે વાકેફ કરી દીધો. પણ તેને મેળામાં



ચિત્રકાર:
એમ. વી. ધુરંધર.

મુઝફ્ફર અને હીરારામ.

જે જુવાન રજપૂત સરદાર મલ્યો હતો અને દરબારમાં પણ તેના સામો કટાક્ષ ફેંક્યો હતો તેની વાત કરવી ભૂલી ગઇ. મુજાફરખાનને આવી માશુક મળી તેને માટે તે ગુમાન રાખતો. તેણે કસમ પર કસમ ખાઇ તેને કયામત સુધી ચાહવાની કબુલાત આપી. તેને તેણે શયતાનની શાગીર્દ, મોતનો ફિરસ્તો, તેના જાનની જાન વગેરેની ઉપમા આપી. તેની સાથે લાડ કરતા તે બન્નેના કપાળ ભેગા થયા. તેણે તેને વચન આપ્યા પ્રમાણે બક્ષિશ અને વધારામાં તેની ખાનગી ઇસ્કોતરીમાંથી એક મોતીની માળા કાઢી આપી. તે પછી અમલદારો સાથે મસલત આદરી તેમને સર્વ ખબર આપ્યા.

"ત્રણ કે ચાર દિવસોમાં હિંદુઓ ચઢી આવશે અને તેમને ભેટવાને આપણે તૈયાર રહેવાનું છે," તેણે કહ્યું. "એક વખત તેમને કિલ્લા પાસે આવવા દો. આપણે તેમની ફોજના કેવા ટૂકડે ટૂકડા કરીશું કે તેઓ પાછા ફરી જોડાય નહિં. આપણે લડાઇમાં મરશું તો જન્નત મળશે અને આપણા ગુન્હાઓ કાફરોનું લોહી ખુદાને ઇનાયત કરવાથી ધોવાઇ જશે. પણ એ રજપૂતો બહાદુર લડવૈયા છે અને યુદ્ધ કળાથી જાણીતા છે. તો પણ મુજાફરખાનનું નામ બુલંદ થશે. આપણે માટે ફત્તેહનું માન કે જન્નત રાહ જુએ છે. આપણે ઉત્તર તરફના અફગાન બચ્ચા, પહાડના વાસી, ખૂલ્લી હવામાં ઉછરેલા અને પાક પાણીના પીનારા શું કાફરોને નહિં જીતીશું? તે કાફરો ખુદાની મૂર્તિને પૂજે છે અને મના કરેલો ખોરાક ખાય છે. જુઓ, દરેક જણ તૈયાર થાઓ અને તમારાં હથિયારને તૈયાર કરો. તે દિવસ હવે આવી પુગ્યો છે કે જયારે આપણે નામના મેળવિશું અને બાદશાહી તવારીખ લખનારાઓ આપણા નામો સોનેરી રૂશનાઇથી લખશે."

રોજ રોજ ઉન્તાલાના કિલ્લાપરના પહેરેગીરો રજપૂત લશ્કરની રાહ જોતા હતા. કવાયદ ચાલુ થઇ હતી, અને લડાઇની રચનાના હુકમો અપાતા હતા. લોકોને શહેરમાં રાખવામાં આવ્યા અને કિલ્લો બંધ કરવામાં આવ્યો. જે નિમકહરામ લાગતા અને શક ભરેલા દેખાતા તેમને દૂર કર્યા અને અન્ન પાણી બાબત પણ લશ્કરી કાયદો અમલમાં મુકવામાં આવ્યો. સિપાહિયો તૈયાર થયા. તેમના બખ્તર સાફ કર્યાં, તલવારને ધાર ચઢાવી અને રાતના છાવણીમાં તાપતા તેઓ એક બીજાની મજાક કરતા વખત પસાર કરતા. મહેલના ઉપલા કમરાઓમાં દિલારામ મોજમાં હતી. કારણ કે આખરે તેને અવનવા બનાવ જોવા વખત આવ્યો. કાફરોની અજલની રાહ જોતી, જેવી રીતે સમુદ્રના ખારા મોજાઓમાં સ્નાન કરવાથી તાજગી મળે છે તે પ્રમાણે તે તાજી બની. દરેક રાતના તે નવાં નવાં રૂપમાં, નવાં નવાં બહારમાં મુજાફરખાનને નવી નવી ગરમી અર્પતી. મુજાફરખાનને તેને મસ્તીમાં જોઇ મોજ પડતી અને પોતાના ઇમાન અને પોતાની જાત એ એકલાનેજ ફત્તેહ ખુદાએ નવાજી છે એમ ભરોસો રાખી હવે જંગમાં પણ તેનીજ ફત્તેહ થશે એ ખ્યાલોની ખુમારીમાં તે ચકચુર હતો. 'રોજાના દિવસો ગયા અને ઇદ આવી પુગી' આ હાફિજની સતરો તે એક રાતે ગાવા લાગ્યો. અને ગાતો તેની માશુકના ખોળામાં માથું મૂકી તેની ચંચળ આંખો સામો જોઇ રહ્યો. પહેરેગીરોના અવાજો, બ્યુગલોના રણકાર અને પહેરાપર જતા અમલદારોના પગલાં તેમને સંભળાતાં હતા.

તે બોલી: "આખરે કંઇ જીંદગીમાં લુત્ફ આવી. આ મોજ માટે મોત આવે તો પણ શું?" એમ કહી તેણે તેના આશક પર નમીને, ચંબેલીનાં ફૂલનો ઝૂમખો તેના ગાલ પર લાડથી માર્યો.



## પ્રકરણ ૫ મું.



મહારાણા અને તેના માંડલિક રાજ્યોએ સદંતર આઠ દિવસ તૈયારી કરી. બગીચા જેવી રસાલ જમીનમાં આવેલા કિલ્લેબંધીવાળા ગામે ગામમાં લડાઇની તૈયારીની દાંડી પીટાઇ. ખેતરમાં પાકના ડુંડા પવનની લ્હેરીને તાલ દેતાં નાચતાં હતાં. હાથિયા થોરની વાડો ખેતરોને ફરતી હતી. કુવા પાસે ઘઉં, જવ તથા રાતાં મરીનો પાક હતો. હાંફતા બળદો કોસને ખેંચતા હતા. પંખીઓ ખરા બપોરના તડકામાં આંબાની ડાળે છાયા શોધતાં અને બાવળના ઝાડો ખેતરના માર્ગને છાતા. કેટલીક બીજી બાજુ રેતીના મેદાન હતાં. ગામડાના ઘરો ગારાના બાંધેલાં હતાં અને પીવાનું પાણી આ સુકી ભૂમિમાં સો હાથ ઉંડું મળતું. રેતી ઉપર ખરે બપોરે લુના સપાટાઓ ચાલતા

અને દૂર દેખાતું મૃગ-જળ થાકેલા મુસાફરની મશ્કરી કરી તેને ભુલવણીમાં નાખતું. વસ્તી જંગલી મજબુત બાંધાવાળી હતી અને તે ગમે ત્યારે તલવાર બાંધી શકતી. કેટલાક રાજદૂતો અજાણે માર્ગે ડુંગરોમાં ગયા અને ત્યાં તેઓએ જંગલી જાતોને જગાડી. તેઓ ભીલની વસ્તીમાં તેમના છૂપા કુબાઓમાં પહોંચ્યા. ત્યાંનો મુખી તેમને છાસ પાઇ, મકાઇના રોટલા જમાડી અને તેમના માનમાં કુકડો મારતો. બઇરાં અને છોકરાંઓ જે રાજ્યના દૂતો જોઇ જંગલમાં વીખેરાઇ ગયાં હતા તે હવે એકઠાં થયાં, અને નિરાંતે વાતો કરવા લાગ્યાં. મહારાણાનો રાજસંદેશો આપવામાં આવતાં મુખીએ લડાઇનો ઢોલ વગાડ્યો જેનો અવાજ કેટલાક કોસ સુધી સંભળાયો. ખેતરમાં વિખરાયલા અને ક્રૂર અને જંગલી મોરના શીકારે ગયેલા ભીલો તેમનું કામ છોડી તીર કામઠા ઉપાડી ગામને પાદરે ભેગા થયા. રાત્રે ટેકરીઓપર તેમણે અગ્નિ પ્રગટાવી અને ડુંગરને દાવાનળથી પવિત્ર કર્યો. તેઓ એમ માનતા કે ભુત-પીશાચ જે માણસના લોહિના તરસ્યા છે અને જંગલોમાં ઝાડના મૂળમાં સંતાયા છે તેને પણ હવે બલિદાન મલ્યું.

રાજ્યના પ્રાંતે પ્રાંતમાંથી મહારાણાની સેવા માટે લશ્કરમાં જોડાવા માણસો ભેગાં થયાં. દરેક સાંજે મંદિરોમાં શંખ અને નગારાનું ઢીમ ઢીમ, યુદ્ધ દેવની પ્રાર્થના કરતું. તેનો અવાજ કાને પડતા વીર-રસ ઉભરાતો. તેઓને એમ ભાસ થયો કે મૃત્યુ દેવ શિવ, ભયાનક મોજમાં ગર્જના કરે છે કારણકે તેના કંઠમાં માણસની ખોપરીઓની નવી મહામાળા પહેરવાનો સમય આવ્યો છે. હવે તેઓને શિવની જોગણીઓ ભક્ષની વાત જોતી ઘુણતી ભાસી.

સાતમે દિવસ પ્રાતઃકાળમાં મહારાણા ઉઠ્યા. આખી રાત રાજ જોશી મહેલની અટારીમાંથી ગ્રહની દિશા જોતો હતો અને ગ્રહમેળ ઉપરથી ભાવી ભાખતો હતો.

મહારાણાએ પૂછ્યું: "કઇ ઘડીનું મૂહર્ત છે?"

જોશી મહારાજે જવાબ આપ્યો: "શ્રીમંત મહારાજા સાહેબ! સંજોગોની ગણત્રી તૈયાર છે. હું આપની ઉઠવાનીજ રાહ જોતો હતો. યુદ્ધનો સ્વામી લાભદાયક છે. અને ગ્રહ સાનુકુલ છે. યુદ્ધમાં મહારાણાનો જય છે."

મહારાણાએ ફરી પૂછ્યું: "પણ મૂહર્તની ઘડી કઇ છે. શંખનાદ અને નોબતના મંગળ નાદ કયે મૂહર્તે કરી સેનાને કુચ કરવા ક્યારે આજ્ઞા કરવાની છે?"

જોશી મહારાજે જવાબ આપ્યો: "જૂની જલ-ઘડી જે મહેલની ખુલ્લી અટારીમાં છે તે પરથી મેં ગ્રહ-ગણત્રી કરી છે અને યુદ્ધ સમારંભનું મૂહર્ત મૂક્યું છે. અત્યારે મારા ગૃહ-મંદિરમાં ત્રાંબાની તરભાણીમાંથી પાણી ટપકે છે. જ્યારે તે પાણી પૂરું ટપકી રહે કે કુચ કરો. જય શ્રી કૃષ્ણ! જય મહારાણાનો!"

મહારાણાએ સવારમાં પ્રભુ પ્રાર્થના કરીને જોશી મંડળને મહા દક્ષિણા આપી.

પછી પોતે સ્નાન માટે પધાર્યા. લાકડાના ચોરસ બાજોઠ ઉપર આસન વાળી બેઠા અને સૂર્ય અને વરૂણની પૂજા કરી અને પાપનું પ્રાયશ્ચિત કીધું. રાજ ગોરનું મંડળ યજ્ઞોપવિત ધારી, કછોટો મારી ખડું થયું, અને સંસ્કૃત છંદો બોલતાં ત્રાંબાના નવા પાત્રોમાંથી રાજાને ગંગાજળનું સ્નાન કરાવા લાગ્યું. પછી કુલ દેવને નમન કર્યું અને કુલ-દેવી અને કુલના પ્રેતોનું શાંત્વન કર્યું. હીરા જડીત મૂર્તિઓ આગળ આરતિ ધરાવી. મહારાણાના મસ્તક ઉપર ઇષ્ટ દેવનું તિલક કર્યું. અને ભમરોની વચમાં મંગળ મુકી, જે જય અને સુભાગ્યની સૂચક હતી. આ મુજબ હિંદુ રાજ્ય રીત પ્રમાણે પવિત્ર થઇ મહારાણા ઉઠ્યા. ગૌબ્રાહ્મણપ્રતિપાળ રાજ્ય મૂર્તિ હિંદુઓ ગણે છે. મહારાણાએ ઉઠતા પૂછ્યું: "રાજ્ય કુટુંબના ગુરૂઓ કહો, શું દેવ ઇચ્છા છે?"

એક વૃદ્ધ ગોર બોલ્યો: "દેવની સુભાશિશ છે મહારાણા." આ ગોર પચીસ વર્ષો થયાં રોજ રાજ્યના ગૃહ દેવોની પૂજા કરતો હતો. આપણી પુજાનો દેવોએ સ્વિકાર કર્યો છે અને તેમણે આશિર્વાદ વરસાવ્યા છે. તેઓ યવન લોકો પર ક્રોધે ભરાયા છે કારણ કે તેઓ જૂલમગાર છે. આપની ઉપર તેમનો આશિર્વાદ છે, અને આપને પગલે જય છે."

મહારાણાએ જવાબ દીધો: "દેવોની દયા છે અને તેમની કૃપાએજ મારૂં સામર્થ્ય છે."

રાજભૂષણ પહેરી મહારાણા ઘોડેસવાર થઇ ચાલ્યા. ટેકરી પરના મેદાનપર જ્યાં સેના દ્રષ્ટિએ પડતી ત્યાં તેમની સ્વારી ગઇ. ચઢાણ પાસે ગણેશનું મંદિર હતું. ગણેશ ભગવાન મંગળ કાર્યનો દેવ છે. મંદિર પાસે જય

મંડપના અગ્રભાગ જેવી કમાન શોભતી હતી. ત્યાં ભરેલું કપડું લાકડાના સ્થંભોને આચ્છાદન કરતું હતું. તે મંડપને મોખરે મહારાણા ઘોડેસ્વાર થઇ ગયા. એક સ્થંભને તેમનો ડાબો હાથ અડાડયો અને ધીરેથી ઘોડેથી નીચે ઉતર્યા. ત્યાં રાજગોર હાજર હતા અને મંદિરની અંદર મહારાણાને લઇ ગયા. ત્યાં તેમણે સાષ્ટાંગ નમસ્કાર કર્યા. દેવ પાસેની પવિત્ર ભૂમિને મસ્તક, છાતી, હાથ, ઘુંટણ અને પગથી અડયા પછી હાથ જોડી દેવનો આશિર્વાદ યાચ્યો. મૂર્તિ ભયાનક દેખાતી હતી અને તે દર્શન અગમ્ય હતું. મૂર્તિનું માથું હાથીનું હતું અને સુંઢ જાડા ઉંદર ઉપર પડી હતી. ચાર હાથ હતા અને દરેક હાથમાં તે દેવની સંજ્ઞાના ચિન્હ હતા. એક હાથમાં ધારવાળું ચક્ર હતું, જે વિષ્ણુ ભગવાનનું માનીતું શસ્ત્ર છે અને જેનો પ્રવીણ હાથે તાકી પ્રહાર કરવામાં આવે તો માનવી કે પ્રાણીનું માથું ઉડાવી દેવાને સમર્થ હતું. બીજા હાથમાં પદ્મ હતું. પદ્મ તે શાંતિ અને ધારણાનું ચિન્હ છે. ત્રીજા હાથમાં ગદા હતી, જે મોટી અને ભયાનક હતી. ચોથા હાથમાં શંખ હતો જેની ગર્જના યુદ્ધનો નાદ સૂચવે છે. મૂર્તિ ઝાંખીજ થતી હતી અને નૈવેદ્ય સ્નાનથી તે ચીકણી થઇ ગઇ હતી. આ મૂર્તિ જે તેમના વડવાઓનો દેવ હતો ત્યાં તેને મહારાણા નમ્યા, અને પૂજા કરી મંદિરને પ્રદક્ષિણા કરી. તેમણે નમ્રતાથી પૂછ્યું: "ગણેશ ભગવાન! આ દાસ ઉપર આપની કૃપા છે?"

રાજ્યગોરે જવાબ આપ્યો: "આપનું કાર્ય સિદ્ધ થશે. આપને આશિર્વાદ મળી ચૂકયો. મહારાણા! આપનો માર્ગ શુભ છે અને મુશ્કેલી અને કઠણાઇનો માર્ગ દેવોની કૃપાથી આપને માટે સુલભ થયો છે."

મંદિરની બહાર સૈના નિરિક્ષણ માટે સજ્જ હતી. મેદાનની એક બાજુએ ચંદાવતની ટૂકડી હતી અને તેને મોખરે કાળા અશ્વ ઉપર તે સૈનાના સરદારનો પિત્રાઇ અને સૈનાપતિ પૃથ્વિરાજ હતો. તેની પાછળ રજપૂત સ્વારોની હારમાળા હતી. અશ્વો પાણીવાળા હતા. તેમનો બાંધો બહુ મોટો ન હતો પણ મજબુત અને નિર્મળ હતો. તેમના માથાં ન્હાના હતા ને પારથીનનના અશ્વોને મળતાં હતાં. તેમનાં ન્હાનાં કાન વાંકા વળેલા હતા અને સીથીયન અશ્વો જેની જાત કાઠિયાવાડ અને મેવાડની ઉત્તરના રણમાં ફિઝરી છે તેવા હતા. તેઓને સખ્ત લગામ ચડાવી હતી અને તેઓ તેમની ગરદન ઝુકાવી રહેલા હતા. સરંજામ સોનેરી હતો અને પેગડાં મજબુત અને મોટાં હતાં. યોદ્ધાઓએ માથાપર લોઢાના ટોપો પહેર્યા હતાં જેના ઉપર ભાલા જેવી અણી હતી. તેના પરથી ગરદનને ઢાંકવા માટે બખતરની જાળી લટકેલી હતી. કેટલાકોએ બાણના ભાથાં પીઠ પર લટકાવ્યાં હતાં. તેઓ, મોગલ સ્વારો જયારે ઇરાનને લુંટવા અને હિંદુસ્તાનના મેદાનમાં ઉતર્યા હતા તેવા દેખાતા હતાં. સર્વએ તલવારો સજી હતી જે વાંકવાળી હતી. તેમના મ્યાન પર કિમ્મતી રત્નો હતા અથવા તો મખમલ અને ઓપવાળા પિત્તળથી તેને શોભાવ્યાં હતાં. તેમની ઢાલ પોલાદની ગોળાકાર હતી. તેના પર શિકારી પશુઓ અને ફૂલની ભાત હતી. બીજાઓ પાસે રાની પાડાના ચામડાની ઢાલો હતી અને તેના પર લીલો પિળો રંગ લગાવ્યો હતો. કેટલાકો પાસે ભાલા હતા, જેનો ખડખંડાટ થતો હતો. તેનો ઉપયોગ શિકારમાં જંગલી ડુક્કરોને મારવામાં કરવામાં આવતો હતો. તેઓ સઘળા રજપૂત જાતના હતા અને તેમના રાજાની સાથે એક લોહીના હતા. તેઓ રાજાની સત્તા અને વંશને માન આપતા હતા પણ તેના ગુલામ બનેલા ન હતા.

સ્વારોની પાછળ પાયદળ હતું. તેઓ ગરીબ રજપૂત હતા. તેમાંના ઘણા ખરા છૂટા થઇ કોઇ મજબુત મુખીઓ સાથે જોડાયલા હતા. કેટલાક ખેતી કરતા અને હમેશ લશ્કરી નોકરીમાં ન હતા પણ જરૂર પડે ત્યારે લડવાને હાજર થતા. કેટલાક ખેતી કામ કરનારાઓ પણ પોતાનું પરાક્રમ બતાવવાના લોભે ઉત્સાહથી આવેલા હતા. જુદી જુદી જાતના લોકો, તેમની પાઘડી, કપડાં અને હથિયારોને ધારણ કરવાની જુદી જુદી રીતોથી ઓળખાઇ આવતા. કેટલાક પાસે બંદુકો હતી. જે છીપની જુદી જુદી ભાતોથી શણગારેલી હતી. વળી ઉપર પિત્તળનો તાર હતો અને કુંદાઓ ઉપર જુદી જુદી જાતની નકશી હતી. કેટલાક સારી સ્થિતિનાઓ પાસે પોરતુગીસો જેવી આતશી બંદુકો હતી. પચાસ અને સોની ટુકડીનો સરદાર પહોળી તરવારો રાખતો જે કાપવા અને ભોંકવામાં કામ આવતી. બીજા અમ-

લદારો પાસે બે ધારી તલવારો હતી, જેને બે મૂઠો હતી અને યુદ્ધ દેવની તરવારના જેવા આકારવાળી હતી. કેટલાકો પાસે ભાલાઓ, બરછીઓ અને ગદાઓ હતી. કેટલાકોએ સુતરાઉ કબજાઓ અને ભરેલાં વાઘાઓ ઘુંટણ સુધી પહેર્યા હતાં. કેટલાકોએ રેશમી વસ્ત્ર સજયા હતાં અને જેના ઉપર પિત્તળનું બખ્તર ચઢાવ્યું હતું. કેટલાકોએ તેમના બખ્તર ઉપર સાફ પોલાદની સપાટ તખ્તીઓ ધારણ કરી હતી.

તેમની પાછળ ભીલ પલટણ હતી. તેમના કપડાંઓ એક સરખાં ન હતાં. તેઓ દૂર દેશથી આવ્યા હતા. દરેક જુદી જુદી કૂળ દેવીઓના વંશ હતા તેમ કહેતા તેમજ અમે બધા રજપૂતોમાંથી ઉતરી આવ્યા છીયે તેમ દાવો રાખતા અને તેમનામાં પણ જાદવ, રાઠોડ, ચોહાણ એવા રજપૂત રાજવંશી નામો હતાં. તેમનાં ધનુષ તેમના ખભાપર લટકાવેલાં હતાં. ધનુષ્યો વાંસના હતા જેમને દોરીને ઠેકાણે નેતરની સળીઓ હતી. તેમણે શિકાર કરેલા પંખીઓના પિછાંઓ તીરને લગાવી દીધાં હતાં. તેમના ભાથાઓ લાકડા જેવા કઠણ પણ ચામડાના હતા. હાથની પહોંચીઓ ઉપર પિત્તળના કડાઓ હતા અને તેમના મોઢાંઓ ઉપર વનના રોપાઓના છુંદણા લીલે રંગે છુંદેલા હતા. તેમના આડાઅવળા વાળ તેમની ગરદન અને ખભાંઓ ઉપર જેમ તેમ વિખરાયલા પડ્યા હતા. તેમના માથા પર કપડાના ટૂકડાઓ બાંધેલા હતા અને કમ્મર ઉપરનો એક અગુંચ્છો જેના પર દોરી બાંધી દેવામાં આવી હતી તે શિવાય તેમના શરીર વસ્ત્ર વગરનાં હતાં. મજબુત અને પહોળી છાતીવાળા, કિન્નાખાજ, જોશવાળા, ભયાનક અને સમયે ચઢાઇ કરવામાં શૂરા હતા. તેઓ બાળક માફક હસતા અને બાળક માફક રૂસ્તા અને ઉશ્કેરાતા. કેટલાક તેમના કુત્રાઓને સાથે લાવેલા હતા અને તેઓ એક બીજા સામે ભસ્તા અને લડતા. તેઓ બધી સેનાથી અલગ હતા. તેમના પર જંગલીપણાની છાપ હતી. તેઓને બીજા બહુ ચાહતા નહિ અને તેઓ પણ બીજાઓને ચાહવાની પરવાહ કરતા નહિ.

મહારાણાએ આ સેના નિરીક્ષી અને નારસિંહજીને કહ્યું: "તમે તમારા કામમાં બાહોશી બતાવી છે."

નારસિંહજીએ ધીરેથી જવાબ આપ્યો: "રાજયની વફાદારીમાં ચંદાવતો કદી પાછી પાની કરતા નથી."

બીજી બાજુએ શકતાવત સેના હતી, તે પણ તેટલી મોટી અને તેવીજ બહાદૂર હતી. હેરોન પક્ષીનું પીછું તેમની સંજ્ઞા સૂચવતું હતું અને તે ચિત્ર તેમની લોઢાની ઢાલ કે પાઘડીપર દેખાતું. કેટલાકોએ મોટી ગદાઓ ધારણ કરી હતી અને તેને ઘોડાના સામાનના ભાથામાં લટકાવી દીધી હતી. તેમના કમ્મરબંધો બે મૂઠવાળા જમૈયા અને કટારીઓ હતી. એ સર્વને પહોળી ધાર હતી જે ધાર વધતી વધતી વાંકી વળી ઝીણી અણી બની જતી. કેટલીક કટારો ત્રણ ધારી પણ હતી. વળી ઘણાઓ આગળ અરબી જમૈયા હતા. બીજાઓ પાસે દુશમનની ખોપરીને એક ઘાએ તોડે તેવી તેજ કુહાડીઓ હતી. કેટલાકોના બખ્તર સોનાની નકશીવાળા હતા અને કોઇ કોઇ વખત આવા શોભીતા ઘોડેસ્વારની પડખે વસ્ત્ર વગરનો જંગલી ધૂળવાળો ભીલ તીર કમાન લઇ ચાલતો દેખાતો.

મહારાણાએ આ સર્વ ટૂકડીઓનું અમલદારો સાથે નિરીક્ષણ કર્યું. મહારાણા સેનાની હારમાંથી પસાર થતા હતા તેમ તેમ તેમને સલામી આપવામાં આવતી હતી અને રજપૂતોની વીરહાક સાથે ભીલોની જંગલી હાંકો ભળતી હતી. મહારાણા સેનાને નિરખી મેદાનની વચમાં આવ્યા ત્યારે તેમના મુખ ઉપર પોતાની શક્તિનું અભિમાન અને જંગની પ્યાસ એ તરી રહ્યાં હતાં. તેમણે હાથ ઉંચો કર્યો અને તેમના પાસવાનોને બોલાવ્યા અને કુચ કરવાની આજ્ઞા આપી. રાજ–ધજા પાસે સેનાની વચમાં ચંદાવત સરદાર ઘોડા પર હતો. મહારાણા પાસે તે આવ્યો તેવોજ શકતાવત સરદાર પણ ત્યાંજ મારતે ઘોડે આવતો દેખાયો. નારસિંહજીએ કહ્યું: "મહારાણા! આપને ચંદાવત સેના જોઇ સંતોષ લાગ્યો હોય અને આપના આ દાસ ઉપર આપની કૃપા હોય તો મુસલમાન લશ્કર સામા જવાની અમને આજ્ઞા આપો. અમે સઘળા તૈયાર છિયે. મારૂં લશ્કર આપની આજ્ઞાનીજ રાહ જુવે છે."

તેવામાં શકતાવત સરદાર માનસિંહજી આવી પહોંચ્યો અને બોલી ઉઠયો: 'મહારાણા! સણુરો; શકતાવત, સેનાની પાછળ ભાગમાં રહેશે?

નરેશ ! અમે મોટા કુળના છિયે. સેનાને મોખરે રહેવું તે અમારો વંશપરંપરાનો હક છે !"

શક્તાવત અને ચંદાવતમાં આ હકને માટે બે પેઢીઓ થયા મારામારી હતી અને આને લીધે એક બીજામાં ઇર્ષા અને વેરભાવ હતા. દૂર ઉભેલી સેનાઓ તેમના સરદારોની મુખમુદ્રાઓ જોઇ રહી હતી અને એક બીજા તરફ આંખના ઇશારા ચલાવતી હતી.

નારસિંહજીએ ગુસ્સે થઇ જવાબ આપ્યો: "અમે અમારો હક તલવારની ધારે મેળવ્યો છે અને તે હક અમારોજ રહેશે ! શું અમે લડાઇમાં કોઇ દિવસ પાછી પાની કરી છે ? શું મારી સેના મોખરે નથી રહી ? હું ન્હાનો છું અને માનસિંહજી વયે મોટા છે. તેઓ કપટથી લડવાની કળા જાણે છે પણ હું તો મોખરે રહીશ અને મારી સેના તે અમારો હક માગે છે.

માનસિંહજી ઉશ્કેરાયો હતો, પણ તેણે વિવેકથી જૂની પ્રથા અને અત્યારની જરૂરીયાત સમજવાનું કહ્યું. તેના માણસોને અપમાન થશે તો તેમના પર કાબુ રાખવાને તે બંધાયલો રહેશે નહિ એમ તેણે જણાવ્યું. તેણે આકાશ સામો પોતાનો જમણો હાથ ઉંચો કર્યો અને જોશ ભરી વાણીમાં પોતાનો હક માગ્યો. નારસિંહજી આ સાંભળતો હતો. તેણે તેના હાથની મૂઠી પોતાની જાંગ પર મારી. મહારાણા ફીકરથી આ સર્વ સાંભળતા હતા. આવા વેરભાવ અને તેના પરિણામની અસર તેઓ જાણતા હતા અને ભયંકર દુશ્મન સામે લડવું છે એ ખ્યાલથી તો તેમની ફિકર વધતી હતી. રજપૂત કજીયાઓએ ઘણી વાર રજપૂત ફત્તેહોને તોડી પાડી છે તેમ તેઓ જાણતા હતા. આખરે તેઓ બોલ્યા: "આ કજીયો જૂનો છે. અત્યારે તેનો ચૂકાદો થઇ શકે તેમ નથી અને સેનાપતિનો ચૂકાદો તે ન્યાય આસનનો ચૂકાદો નથી. બન્ને મોખરે ચાલો. મોખરે ચાલવાનો હક અત્યારે હું કોઇને આપી દેતો નથી. પણ આ મારી આજ્ઞા છે અને તે ફરશે નહિં. તમે સાથે સાથે તમારી સેના રાખી મોખરે રહો અને સીધી રીતે તીરછી દશામાં કૂચ કરો. ઉન્તાલાના કિલ્લાઓ તરફ ચાલો અને જે કિલ્લામાં પહેલો પ્રવેશ કરશે તે ચંદાવત હો કે શકતાવત હો તેને અને તેના વંશને આ હક મળશે અને તે રજપૂત જાતનો મુખી ગણાશે. સરદારો અને ભાયાતો કેમ ? આ નિર્ણય ઠીક છે ?"

બન્નેએ કહ્યું: "હા, એકસરખો ન્યાય છે" અને એમ કહી તેમની સેનાઓને આ હુકમ સંભળાવવા તેઓ ચાલ્યા. એકદમ ધુમાધુમી અને ગર્જના થઇ રહી. સર્વએ મહારાણાનો નિર્ણય વધાવી લીધો અને વીજય મેળવવા માટે દરેક પક્ષ ઉતાવળ કરવા લાગ્યો. ઘોડેસ્વારની સેના એકદમ તેના સ્થાને આવી. તેમની પાછળ બખ્તરવાળા ઘોડેસ્વાર હતા. તોપો સરખી ગોઠવાઇ અને પાયદળ સજ થયું. રાજગોરોએ આશિર્વાદ આપ્યા અને યુદ્ધનો દેવ કાર્તિકેયને વ્હાલી તલવારની પૂજા કરી તથા શુરવીર અર્જુને જે સમી વૃક્ષ નીચે શસ્ત્રો સંતાડયા હતા તે પવિત્ર વૃક્ષનું પૂજન કર્યું. બહાદૂરીના જય જયકાર થયા. કેટલાકો તેમના ભાલા તપાસવા લાગ્યા અને તેમના ધનુષ્ય ખેંચી દોરી છોડી તેનો અવાજ કાને તપાસવા લાગ્યા. મહારાણાએ હાથ ઉંચો કર્યો. શંખનાદ થયો અને રણધ્વની ગાજયો. ઘોડેસ્વારે નોબત રણકાવી. સેનાએ હર, હર, મહાદેવ ! માર, મારના ગર્જનાઓ જગાવી. હાથીઓને અંકુશ મારી ચલાવવામાં આવ્યા અને લગામ ખેંચી ઘોડાઓને તેજ કર્યા. સેનાએ કુચ કરી. ઉન્તાલા તેનું લક્ષ્ય હતું અને વેર તે તેની આશા હતી.



## પ્રકરણ ૭ હું.



ઉન્તાલાનો કિલ્લો પહાડોની નીચી હારોની ટોચોથી ચાર કોસ દૂર ઉંચો ચોરસ નજરે પડતો હતો. તેની જાડી દિવાલો તીસ ગજ ઉંચી અને પા કોસ લંબાઇમાં દરેક બાજુએ હતી. મુખ્ય દરવાજો દક્ષિણ-પશ્ચિમે તે તરફની દિવાલની મધ્યમાં આવેલો હતો. દરેક ખુણે ગોળ મિનારા ચઢાવેલા હતા અને ત્યાં દરેક બાજુએ બે કાટખુણાવાળા બુરજો દરવાજાને શોભાવતા હતા. દિવાલને ફરતો કોટ હતો જે ઉપરની બાજુથી રક્ષણ આપતો જયાંથી એક કોટની બાજુથી બીજી બાજુએ સ્હાય કરવા લશકરને ઝડપે મોકલી શકાતું. કિલ્લો જેમ શહેર જેવો જણાતો તેમ લશ્કરી છાવણીનો પણ દેખાવ આપતો. દિવાલોની વચ્ચેની જગ્યામાં સાંકડી શેરીઓ

અને વાંકી ગલીઓ આવેલી હતી. અહિં શરાફ અને સોનીઓ, કંસારા અને વણકરો સર્વ જણાતા. બીજા ભાગમાં ખેડુતોના મકાનો અને ચોક વાડા જેમાં ભેંસો ખાધેલું ખડ વાગોળતી તેમના પાડાંને વ્હાલ કરતી નજરે પડતી. મધ્યમાં સ્હેજ ઉંચાણે સરદારનો મહેલ ખડો હતો. પત્થરના તે ગંજાવર બાંધકામની પાસેજ મસીદના મીનારાના કંગુરાઓ ઉંચે જતા જણાતા.

દિવાલને તળિયે ઉત્તરથી છેક અંતિમ ખૂણા સુધી અને વળી ત્યાંથી દક્ષિણ અને પશ્ચિમે વળતા એક ન્હાની નદી વહેતી વહેતી શહેરના દક્ષિણ-પૂર્વ ભાગમાં ખાડીઓમાં અદૃશ્ય થઈ જતી. અહિં ઢોર પાણી પીતા અને ક્ષુદ્ર તથા અંત્યજ જાતિઓએ પોતાને પીવા માટે ન્હાના ખાડા ખાબોચિયાં ખોદી રાખ્યા હતા જેમાનું કાદવવાળું પાણી તેઓ પીતા હતા. આ અંત્યજના ઝૂપડાં-કાદવ તથા ઘાસના બનેલા, કચરા પુંજના ઢગલાની વચ્ચે જાણે તેઓ જે હકનો દાવો ન કરી શકે તે માંગતા હોય તેમ આવેલા જણાતા હતા.

ચાંદની ચોથી તારીખે, સાંજના રજપૂત સેના પહાડોની ખીણમાંથી કુચ કરતી આવી પુગી. કિલ્લાથી ત્રણ કોસ દૂર પહાડોના ઢળાવ અને ન્હાની નદીની વચ્ચેના ભાગમાં તે પડાવ નાખી પડી. અહિં તેઓએ મંજલની થાક ઉતારી. રાતની ધમચકરીમાં સર્વ જહેમત તેઓ ભૂલી ગયા. જેવી રાત પૂરી થવા આવી કે તેઓએ હળદરવાળા લેપથી શરીર ચોળી, રાતા ગેરૂથી ભ્રમરો ખેંચી, નવો જોમ ઉશ્કેરવા દરેકે પોત પોતાનો કસુંબો ચઢાવ્યો. આ પછી એક જાતની હરીફ જાતિવાળા પોતાના મુખીની આજ્ઞા પ્રમાણે નાયકને મોખરે રાખી દરેક યુદ્ધ રચનામાં શંકુ આકારે ગોઠવાઇ કૂકડાના કૂકની વાટ જોતાં થોભ્યાં.

એજ વખતે કિલ્લામાં સરદાર મુજાફર-ખાન પોતાની સેજમાંથી તેની માશુક નાચ-નારીની છેલ્લી બગલગીરી કરી ઉઠયો, અને ગુસલ વગેરે કરી મસિદમાં તે અલ્લાહો અકબરની બંદગીમાં મશગુલ થઇ, તે ફજરની બક્ષીશ આલમના એકલા માલેક આગળથી માગવા લાગ્યો. નમાજ પઢાવતા પેશ ઇમામની પછવાડે તે નમાજના દરેક ઉસુલ બજાવતા પોતાનું સર જમીન પર મુકી સિજદો કરવા લાગ્યો.

## પ્રકરણ ૭ મું.

✤

નમાજ પૂરી થઇ ન હતી ત્યાં એક સિપાહ મસજીદમાં આવ્યો અને સરદાર મુજાફર-ખાનને સલામ કરી ઉભો. મુજાફરખાન તેના આવવાનું કારણ સમજી ગયો. પણ તેને દૂર રહેવા તેણે ઇસારત કરી અને શાંતિથી તેણે નમાજ પૂરી કરી. પછી તે ઉઠયો અને દરવાજા પાસે ગયો. તેણે તેના જોડા પહેર્યા અને તે સિપાહને નજીક આવવા નિશાન કરી.

"શું છે?" તેણે પૂછ્યું. "શું ખુદાની એવી મરજી થઇ છે? શું કાફરો આપણે દરવાજે આવી પહોંચ્યા?"

સિપાહે શત્રુઓના હલ્લાની અને તેમના ખવાસની વાત કરી.

"ત્રણ કોસ દૂર તે લોકોએ મુકામ કર્યો છે. તેમના ડેરા તેમણે ખડા કર્યા છે અને લશ્કર હારબંધ ગોઠવાઇ રહ્યું છે." સિપાહે એ પ્રમાણે ખબર આપ્યા.

"શુક્રે ખુદા?" મુજાફરખાન બોલ્યો. "સુબેદારોને ખબર આપ્યા છે? કિલ્લાની ચોતરફ જલ્દી ફરી વળો. તેમને તૈયાર રહેવા સૂચવો અને લશ્કરી અમલદારોને દક્ષિણ દરવાજે મને મળવા કહો. જલ્દી જાવ. અમલદારોને બોલાવ."

સિપાહ સલામ કરી, પાછો ગયો.

સરદાર મુજાફરખાન ઉંચે મિનાર પર ગયો અને ત્યાંથી દુશ્મનોનો ચઢી આવતો હલ્લો જોવા લાગ્યો. કિલ્લાની ઉપરથી નજર કરતાં જોયું તો તેને ચમાર જાતને પોતાના ઝુંપડાંઓ છોડી આમતેમ ન્હાસતી જોઇ. જાણે કે દુશ્મનના દળમાં દબાઇ જતાં તેમને ન્હાસી બચવું હોય. ધાસ્તીથી કેટલીક સ્ત્રીઓ આમ તેમ તેમના ખોવાઇ ગયલાં બાળકોને શોધતી હતી. નિંદ્રામાંથી જાગેલાં બાળકો રડતાં હતાં તેમને ઉંચકી તેમના માબાપો ગભરાટમાં આમ તેમ દોડતાં હતાં. આ કંગાળ લોકો જતાં જતાં તેમની કંગાળ ઝુંપડીઓ તરફ એક છેલ્લી નજર નાંખતા અને આ ઝુપડીઓ દુશ્મનોની તોપથી હતી ન હતી થશે અને તેના દર્શન ફરી નહિં થાય, એ નિરાશા તેમની મુખ પર સ્પષ્ટ જણાતી. આજ ઝુંપડીઓ તેમની મીલકત માત્ર હતી. કેટલાંકોએ લડાઇના મેદાનથી જરા દૂર ઠેરી જવાનું ધાર્યું અને મરેલાંઓ અને ઘવાયલાંઓને



ચિત્રકાર:
એમ. વી. ધુરંધર.

મુઝફ્ફરખાનની નમાઝ.

રાતના અંધકારમાં લુંટવાનો મનસુબો કર્યો. દોરના ચામડાં કાપવા માટે જે છરાઓ તે વાપરતા તે તેમણે છૂપાવી દીધા અને તે છૂપાવતાં છૂપાવતાં તે છરાઓની ધાર પર હાથ ફેરવતાં તે છરાઓ કેટલાંનું ખૂન કરશે તે વિચારતાં હસવા લાગ્યા. અને તેમના કઠણ હાથ અને આંગળિયો ઉપરથી વિંટીઓ અને કડાંઓ ઉતારવા લાગ્યા.

આકાશ ધીરે ધીરે ભૂરા રંગનું થયું, અને રજપૂત લશ્કરની હારમાળા આગળ વધતી સ્પષ્ટ દેખાવા લાગી. આગલી ઘોડેસ્વાર સેના ધસારો કરતી આવી અને હુમલાને મોખરે આગળ વધી. તે પછી જુદા જુદા સરદારોની આગેવાની નીચે તોપો ગોઠવીને આગળ વધારી. પાછળ હાથીઓ હતા. તેમના પર અંબાડિયો હતી. દરેક હાથી પર ત્રણ બખ્તરવાળા સામંતો ભરેલી નાની તોપચીઓ સાથે દેખાતી. જુદી જુદી ટૂકડીઓ હરીફાઇ કરી રહી હતી. સામંતો તરવારો ફેરવતા હતા અને ઘોડેસ્વારો આગળ દોડી પાછા ફરતા અને ફરી આગળ વધતા અને તોપખાના પાસે પહોંચી જઇ તેને હિમ્મતથી આગળ વધવા પ્રેરતા અને વખતો વખત ઘોડાપરથી ઉતરી તેમને મદદ પણ કરતા. ઉશ્કેરાયલો નારસિંહજી અગ્નિ વરસાવતો કુદતા, હાંફતા તોખાર પર બેઠેલો હતો. રણવીરોને તે કહેતો હતો કે હારીને નામોશી ન લેતા. તેમ કરવા કરતાં તો યુદ્ધમાં પડવું તે સારૂં એમ કહેતો કહેતો તે સેનાની ચોતરફ દ્રષ્ટિ ફેંકતો હતો. કોઇ બહાદુર દેખાતા ચંચલ સિપાઇની તે તારીફ કરતો તો કોઇ તેજહીણ દેખાતા સિપાઇઓને "તમારી જણનારી લજાવો છો" એમ કહી ઠપકો દેતો.

"હર! હર! ચંદાવતોને મોખરે રહેવાનો હક છે," તે બોલી ઉઠયો; તેની બરાડ સેનાની હાર ચીરીને પણ સંભળાણી. "હારવા કરતાં પણ મરવું ભલું, એક વાર એક તેજીલો હલ્લો અને આપણી પહેલ! હર! હર! મહાદેવ." હાંફતા રજપૂતોએ પડખાં થાકથી દુખતાં હતાં તો પણ તેમણે હર્ષની ગર્જના કરી, અને શકતાવતો કરતાં તેઓ એક સો વાર વધુ આગળ વધ્યા.

માનસિંહજી તેની સેનાને આગળ વધારવામાં પાછી પાની કરતો ન હતો. તેની આંખ ઉપર હાથ રાખી છાંયા કરી પોતાની આગળની જમીન તે તપાસતો અને પોતાની ટુકડીને જલ્દી આગળ વધવાનો સુગમ રસ્તો કયો છે તે, તે શોધતાં તે આગળ ઘોડા મારી મૂકતો અને માર્ગ બરાબર નિરખતો. વળી ઘોડેસ્વારોને તોપખાના અને હાથીઓ પાસે કઇ જમીન પર જલ્દી કુચ કરવી અને કયાં સંભાળથી ચાલવું તેના સંદેશા મોકલતો. ચંદાવતોને આગળ વધતા જોઇ તેણે તેની સેનાને પણ આગળ વધવાને, વિજય મેળવવાને અને નહિં તો મરવાને કહ્યું. અર્ધાને ડાબી બાજુએ વાળ્યા અને બાકીનાને જુદે રસ્તેથી લીલાં ઘાસ પર કુચ કરાવી. તેને તે જમીન પર કુચ કરવામાં ધાસ્તી ન લાગી ત્યારે તેની આખી સેનાને શહેરના દરવાજા પર હલ્લો કરવાને તેણે કહ્યું.

આમ થયું કે ચંદાવતોને ધાસ્તી લાગી. આંખો વિંચીને આગળ વધતા અને તેમના હરીફોની સાથે હરીફાઇનોજ ખ્યાલ રાખતા તેઓ નદીની શેવાળમાં ગુંચવાયા હતા. ઘોડાઓ કુદી નીચે પડતા. એક પડયો અને તેના સ્વારની ખોપરીને તેણે લાતો મારી ફોડી અને પોતાનો પણ પગ તોડયો. આ ઘોડાને આમ પાછળ મૂકી સેના આગળ વધી. કાદવમાં ખૂંચી ગયેલી તોપોને બહાર કાઢવા પાયદળના માણસો આવ્યાં. થકવી નાખે તેવી આ મહેનત હતી. બખ્તરોને ફેંકી દેવામાં આવ્યાં. તલવાર ગુમ થઈ ગઇ. ફૂમતાઓ ભીનાં થઇ ગયાં અને કેટલાક તો નીચે પડ્યા અને બચાવવા આવનારના પગ નીચે દબાવા લાગ્યા. તેમજ આમ દબાતાં છેવટે હાથીઓના પગ નીચે દબાઇ જવાનો વખત આવ્યો. આમ આગળ વધતા લશ્કરની હારમાળા તુટી ગઇ. માણસો મણતોલ થઇ ગયાં અને પચાસ–સોનો તો ભોગ અપાયો. શકતાવત સરદાર માનસિંહજીએ તેનું તોપખાનું હારબંધ ગોઠવી દીધું હતું અને લોઢાની સાંકળથી તોપ સાથે તોપ બાંધી દેવામાં આવી હતી. નારસિંહજીએ જોયું કે આ તો શકતાવતના તોપખાનાએ ગોળા છોડવા શરૂ કર્યાં અને દરવાજા પર હાથીઓનો હલ્લો શરૂ થઇ ગયો. વિજયનું પહેલું પગલું માનસિંહજીએ જીત્યું.

"આગળ વધો, તોપોને એકદમ હારબંધ ગોઠવો," પોતાના તોપખાનાના સરદારને આ પ્રમાણે નારસિંહજીએ બુમ મારી હુકમ કર્યો. "હું અહિંયા હવે થોભીશ નહિં. ગમે તેમ

થાય પણ આપણે કિલ્લા પાસે પહોંચવું જોઇએ. આપણે ગમે તેમ કરી આગળ વધીશું. કેમે કરતાં પણ શાપીત પિતાના બેટા તે માનસિંહજીથી હું હારીશ નહિ."

એમ કહી નારસિંહજીએ તેના ઘોડેસ્વારોને આગળ વધાર્યા અને પૂર જોમની ઘેલાઇમાં કિલ્લા પર હલ્લો કર્યો. તે કિલ્લા પર મુસલમીન સરદાર અને તેના અંગત અમલદારો હતા. તે ઘોડા પર આગળ વધ્યો તેમ કિલ્લાનું રક્ષણકર્તા દુશ્મનોએ, તેમના ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો. કિલ્લાની બન્ને બાજુ પરથી તોપોનો મારો શરૂ થયો. કિલ્લા પર લશ્કર પાછળ લશ્કર ગોઠવાયું અને જે ઘાયલ થતાં કે મરતાં તેની પુરવણી તરત કરવામાં આવતી. મુખ્ય દરવાજા પર લશ્કરનું જોર રાખવામાં આવ્યું. એક મોટી ગર્જના ઉઠી અને કંઇ આગળ પાછળનો વિચાર કર્યા વિના "દીન! દીન!" એજ અવાજ સંભળાયા. લખનોના લડવૈયા કિલ્લા પરથી નીચે વળી જોઇ, પોતા પર બાણો છોડતા ઘોડેસ્વારો ઉપર તેઓ ગોળાઓ ફેંકવા લાગ્યા! નારસિંહજીએ બંદુક લીધી અને કિલ્લા પર તાકી. તેના અવાજ સાથે એક માણસનું માથું, ખભાંઓ અને હાથ જુદા જુદા થઇ પડ્યા અને જેમ શિકારી એક જંગલી બતકને છુંદી મારી નાખે તે પ્રમાણે તે ઘાયલ શરીર દેખાતું હતું. ભીલ લશ્કર આગળ વધ્યું હતું અને તે તીર છોડતું હતું. મીનારા તરફ તોપો છોડવામાં આવતી હતી.

માનસિંહજી તેના હાથીઓને દરવાજા પાસે લાવ્યો. તે પોતે પેહલા હાથી પર સ્વાર થયો હતો. હાથીના ભાલ ઉપર અને આંખોની આસપાસ લોઢાનું બખ્તર હતું. તેના હાંકનાર માવતે પણ બખ્તર પહેર્યું હતું. હાથીની સૂંઢ રંગેલી હોઇ તેના પગમાં ઘંટડીઓ હતી. તે ઘણો મજબુત બાંધાનો હાથી હતો અને તોપના મારામાં પણ ઠંડો રહેતો. આગળ વધતાં કોઇ મડદું તેના માર્ગમાં આવતું તો તે ખુબીથી તેની સૂંઢથી કે પગથી તેને દૂર ખસેડતો. તેને હવે દરવાજા પર ધસારો કરવા હાંકવામાં આવ્યો. તેના માથાંથી દરવાજો તોડવાની ધારણા રાખવામાં આવી હતી. પણ દરવાજા પર ભાલા જેવા અણિયાળા ખિલાઓ હતા અને તેમાં માથું રાખવું તે ઘાયલ થવા બરાબર હતું. હાથી ત્યાં થોભ્યો; થોડા પગલાં પાછળ હઠયો. દુશ્મનની અફઘાન ટુકડીએ તેને ગાળો દીધી અને તેના મોટાં શરીરને લાનત આપી. તેઓએ તેમની તોપો તેના પર વાળી અને ફોડવા લાગ્યા.

પણ હલ્લો કરનારના બાણ અને બંદૂકોની નિશાનબાજી તારીફ લાયક હતી. કિલ્લામાં દુશ્મનો ઘણા ભર્યા હતા. કિલ્લા પર લોહીની નીક વ્હેતી હતી અને તેના પર પગ મૂકતાં પગ લપસી જતો હતો. જે મિનારા પર મુસલમાન સરદાર હતો ત્યાં ઘણી કાપાકાપી થઇ હતી અને ઘવાયલા અને મરેલાઓ એક બીજાને કચડી ગુંગળાવી ઢગલો થઈ પડયા હતા. કોઇનું લોહી કોઇના મોઢામાં ટપકતું. બે વખત મુજાફરખાને મુડદાંઓ ઉચકાવ્યાં પણ તેમ તેમ વધારો થતો ગયો.

આ પ્રમાણે મિનાર પાસેનાં મુડદાંઓ દૂર કરવામાં દુશ્મન રોકાયા હતા ત્યાં નારસિંહજીએ કિલ્લા પર બે નિસરણીઓ ગોઠવી દીધી. તેના પર ચઢી તેનો એક ચુનંદો નિશાનબાજ, દુશ્મનોની છાતીઓ પર તીરનો વર્ષાદ વરસાવતો હતો. ગાંડો સરદાર નિસરણી પર અર્ધે ચઢયો ત્યાં એક અવાજે "માનસિંહજીને ચેતવો" અને "ચંદાવતો કિલ્લામાં પહેલાં પહોંચશે," એમ ચેતના કરી.

આ સાંભળી માનસિંહજીએ તેના માવતના ખભા પર હાથ મૂકી તેને હુકમ કર્યો. માવતમાં હિમ્મત ન હતી. તે માથું ધુણાવવા લાગ્યો. માનસિંહજીએ તેને ખુલ્લી કટાર બતાવી અને તે કટારના ભયથીજ માવતને માનસિંહજીની આજ્ઞા સ્વીકારવી પડી. તેણે હાથીને આગળ હાંકયો.

"નારસિંહજી જુવાન છે અને એક સરદારના ધર્મ ભૂલી જાય છે. મારા વંશ માટે, તેમના હક માટે હું ભલે મરીશ. અને હિમ્મત અને કૌશલ્ય સાથે તે હક મેં મેળવ્યો છે તેમ સાબેત કરીશ" એમ કહી તેણે એક અજાયબ પગલું ભર્યું. હાથીના મોટા બે દાંત ઉપર તે ઉભો થયો. તેણે હાથીના કાનપર હાથ મૂકયો, અને પોતાનું બલિદાન આપતો હોય તેવો દેખાતો, તે બોલ્યો "ચલાવ! હાથીને આગળ વધારો. ખીલા અને હાથીની વચ્ચે હું છું. હવે ખીલાઓ હાથીને લાગશે," એમ કહી પોતાનું માથું હાથીની ભમર પર મૂક્યું, અને તેને તેના વખાણના થોડા શબ્દો સંભળાવ્યા. હાથી તે સમજ્યો હોય તેમ લાગ્યું અને તેની સુંઢ ઉંચી કરી તેણે તેના માલિકને તે સુંઢથી ઢાંકયો અને મક્કમ પગલે દરવાજા-



ચિત્રકાર:
એમ. વી. ધુરંધર.



દરવાજો તુટવા લાગ્યો,–
તુટયો,—ખુલ્લો થયો.

સામે ધસ્યો. ખિલાઓએ માનસિંહજીનું શરીર ભેદ્યું અને હાથીએ પોતાનું પૂરૂં જોર અજમાવ્યું. દરવાજો તુટવા લાગ્યો—તૂટયો—ખૂલ્લો થયો. દરવાજાના ઉપર કિલ્લા પરનું લશ્કર તાજુબ થઇ ગયું. તેમનો ગોળીબાર બંધ થઇ ગયો. તેના પાછળ શકતાવતનું પાયદળ હાથમાં ખૂલ્લી તરવારો સાથે આગળ વધ્યું. તે દરવાજામાં દાખલ થઇ માન ખાટવાની અભિલાષાવાળું હતું. દરમ્યાન નારસિંહજી એક વાર નિસરણી પરથી પડયો. તેને જાંગમાં ઘા વાગ્યો હતો અને લોહિ નીકળતું હતું. તેના સફેદ પાયજામા પર લોહિના ડાઘ હતા. તેનું કપાળ ચિરાયલું હતું, અને ખોપરી ખૂલ્લી પડી ગઇ હતી તથા ડાબા હાથની પહોંચી તૂટી ખરી પડેલી હતી. આના દરદથી તે ઉલટો વધારે ઘેલો થયો હતો. નિસરણી ફરી વાર મૂકાવી તે ચઢવા લાગ્યો. તે ઉંચે ચડયો કે તેણે માનસિંહજીનું શરીર હાથી પર જોયું અને દરવાજો તુટવાનો અવાજ સંભળાયો. તેણે તે જોયુ કે તેવીજ દુશ્મનોએ તેના પર ગોળી છોડી. તેણે તેના પિત્રાઇ પૃથ્વિરાજને કહ્યું: "જરા પણ વખત જશે તો શકતાવત પહેલાં કિલ્લામાં દાખલ થશે. મારી પાસે આવ અને મારાં શરીરને કિલ્લા ઉપરથી કિલ્લાની અંદર ફેંક. આમ કરવાથી આપણે વહેલા કિલ્લામાં દાખલ થઇશું."

આમ તે બોલ્યો કે એક બીજી ગોળી તેની છાતીમાં લાગી. નિસરણી પરથી તેનો હાથ છટકયો અને પૃથ્વિરાજે તેના શરીરને કમ્મરમાંથી પકડી લીધું.

"નારસિંહજી પહેલો છે," એમ બોલી પૃથ્વિરાજ પોતાના સરદારના શરીરને કિલ્લા ઉપરથી અને કિલ્લા ઉપરના દુશ્મન સિપાહો ઉપરથી ઉગામી કિલ્લાની અંદર તેણે ફેંકયું. "ચંદાવતોનો મુખડે રહેવાનો હક હવે હમેશ માટે થઇ ચૂકયો" એમ બુમ મારી તે હસ્યો અને નિસરણી પર ચઢી તેણે પણ અંદર ભૂસ્કો માર્યો. તેઓ આ પ્રમાણે કિલ્લાની અંદર પહોંચ્યા કે તેવોજ દરવાજો તૂટયો અને શકતાવતો ખૂલ્લી તલવારે શહેરમાં દાખલ થયા.

શહેરમાં પેઠા પછી રજપૂતો પૂર જોરમાં લડયા અને મુસલમાનોને હાંકી કાઢવા લાગ્યા. મોજ આવે તેમ કાપતા, ચીરતા ને મારતા; દયા કે નીતિ તો દૂર રહી. સર્વ કોઇ આ બે રજપૂત સરદારોની હિમ્મતથી દિગમૂઢ થઇ રહ્યા. રજપૂતો શૂરે ચઢયા હતા. એક કલાકમાં તેઓએ દુશ્મનોના દળને પુરૂં કર્યું. મુજાફરખાન છેવટ સુધી બહાદુરીથી લડયો. લડતાં લડતાં પાછો હટતાં ફરી ફરી તે રજપૂતો સાથે લડતો અને વળી પોતાના માણસોમાં ભળતો. તેની તલવાર આગના તણખાની માફક ઉડતી. છેવટે પોતાના મહેલના દરવાજે "દીન! દીન!" બોલતો તે પડયો. પૃથ્વિરાજે જોયું કે મુસલમાન સરદાર મરણ પામ્યો છે, કે તે ચંદાવત સરદારનું શરીર જ્યાં પડયું હતું ત્યાં ગયો. પાછા વળતાં તેણે મુસલમાન સિપાહોના ઢગલાબંધ મુડદાંઓ જોયાં. તેમાં કેટલાક ઘવાયા હતા અને ગુંગળાતા હતા. કેટલાક શરણે આવ્યા હતા તેમને કેદી કરવામાં આવ્યા હતા. મિનાર પાસે તેને નારસિંહજીનું મડદું મળ્યું. તેણે તેનું માથું પોતાના ખોળામાં મૂકયું. તેને તેમાં ગરમી માલુમ પડી અને હજી સુધી નસો ચાલતી જણાઇ. તેણે હાથની નાડ જોઇ. તે દોડતી માલુમ પડી. હવે તેણે બુમ પાડી પોતાના માણસોને બોલાવ્યાં અને ધીરેથી તે શ્વાસ લેતાં શરીરને એક બ્રાહ્મણ વૈદને ત્યાં લઇ ગયા. એક સુઘડ છાંયાવાળા ઘરમાં તેને એક પલંગપર સુવાડયો. તે ઘરમાંની સ્ત્રીઓએ તેને પાણી પાયું અને બ્રાહ્મણે મંત્રોચાર કરી તેના જખમ ધીરેથી તપાસ્યા. પૂરી તપાસ કર્યા પછી તેણે કહ્યું કે આ સરદાર જીવતો રહે એમ કંઇક આશા છે અને ચંદાવતોનો વિજયનો લ્હાવો લેવા તે ભાગ્યશાળી પણ થાય.

માનસિંહજીનું શબ તેના ભાયાતો શોક કરતા લઇ ગયા. ચારણો તેની કીર્તિનાં ગાન કરવા લાગ્યા, અને મહારાણાએ રાજવંશી માન સાથે સૂર્યાસ્ત સમયે તેને અગ્નિદાહ દેવાની આજ્ઞા કરી.



## પ્રકરણ ૮ મું.



મુસલમીન સરદારનું મોત નિપજતાંજ વિજયી રજપૂતોના હાથે શહેર લુંટાવું શરૂં થયું. ટોળાબંધ લોકો, ઉશ્કેરણીમાં મદોન્મત થઇ, લોહિથી તરબોળ તરવારોને ઉધામતા, વગર અર્થની બુમો પાડતાં, અને કેટલાક તો અમર્યાદ ચાળાઓ કરતા, બીજાઓ ગીતો ગાતા, અથવા હાથોમાં હાથ ભેરવી મહોલ્લાઓમાં ધસ્યા જતા હતા. જ્યાં જ્યાં

પણ તેઓ જતા ત્યાં દુકાનો અને મકાનો બંધ અને ઉજડ પડેલાં જોતાં. પહેલાં તો તેઓ દરવાજાઓ ખડખડાવતા, સ્ત્રીઓને ઘરની અંદરના ભાગમાં ભરાઇ ભાગી જતી જોઈ ગમત મેળવતા. એક ટોળું એક કોઠા પાસે જ્યાં પાડા અને ભેંસો બાંધેલી હતી ત્યાં આવી પુગ્યું અને ગભરાયલા પશુઓ તરફ ભાલાંઓ ઉગામ્યા. જ્યારે ઢોરને તેઓ વિશેષ સંભાળી ન શકયા ત્યારે તેઓના માથાં તરવારથી કાપી નાખી લાતે લાતે તેમને રસ્તા પર ફેંકી દીધા. બે ચાર જણાઓ ગલીમાં ગાતાં ગાતાં લથડીયાં ખાતા હતા. ભીલ ધનુષ્યધારીઓએ એક શરાફના ઘેર પર ધાડ નાખી. તેણે પોતાનું ધન કયાં સંતાડયું છે તે બતાવ્યું નહિ ત્યાં સુધી તેને અંગુઠેથી બાંધી તેના પગના આંગળાંઓ પર સળગેલી કાંડીઓ મૂકી. આ પછી તેના પેટી પેટારાઓ ખોલી નાખી જમીન પર બેસી જઇ સોનાની મહોરો અને કિંમતી ઝવેરાત હાથમાં લઇ તેઓ તપાસતા અને હસી મશકેરી કરતા હતા. કેટલાક કોળીઓ એક બ્રાહ્મણના ઘર પર જઇ બારણા ફોડી સ્ત્રીઓને પોતાના રકતવાળા હાથોએ પકડી રંજાડવા લાગ્યા. કેટલાક છાવણીમાંના રસાલદારો ગમ્મત ખાતર એક ઝુંપડીને આગ લગાડી તેના તણખા પાસેની બીજી ઝુંપડીપર ઉડી તેને પોતાના સપાટામાં લેતા તે તેમજ અંદરનાઓ આગ અને ભાલાવાળાઓના ભાલાની અણી વચ્ચેથી અહિં તહિં દોડતા હતા તે જોઈ ખુશીના પોકારો કરતા હતા, પણ જ્યારે તેઓએ ધુમાડો જોયો તથા લુટાયલા શહેરમાંથી સ્ત્રીઓની ચીસો સાંભળી ત્યારે રજપૂત અમલદારો અને અમીરોએ પોતાના આનંદના આવેશને અંકુશીત કરી પોતાની ફરજે વળગ્યા. તેઓ શહેરમાં ફરી વળ્યા અને જેઓ અતિશય ઝનુની બન્યા હતા તેમને દિવાલ બહાર હાંકી કાઢયા જ્યારે બીજાઓને મહેલ નજદીકના ચોકમાં કુચ કરાવી લઇ ગયા. તેઓએ તેમને યાદ આપી કે જે લોકોને તેઓ લુંટે છે તેઓ પણ હિંદુજ છે અને રજપૂત સેના માટે તેમની સદકીર્તિ જાળવવાની અગત્યની ફરજ સામેજ આવી ઉભી હતી. રફતે રફતે તેઓ પોતાના માણસો ઉપર કાબુ મેળવતા ગયા અને શહેરના લોકોને હવે કાંઈક વિશ્રામ મળ્યો. પખાલીઓની હાર ગોઠવવામાં આવી અને માણસો માટે અનાજ તથા ઘોડાઓ માટે ઘાસની ગોઠવણો માટે ટોળીઓ મુકરર કરવામાં આવી.

નારસિંહજીને બરાબર સારવાર નીચે મૂકી તેમજ તેની સંભાળ માટે બે હજુરિયાઓ રાખી તેનો પિત્રાઇ પૃથ્વીરાજ, કેટલાક સેનાનીઓ ભયંકર દેખાતા અને અર્ધ નગન સ્થિતિમાં, ગોળમાંથી બનાવેલા દારૂના પીપ આગળ પડયા હતા ત્યાંથી થઈ મુસલમીન સરદારના મહેલ પર આવ્યો. દરવાજા પરના પહેરાની ચોકીઓ તો રજપૂત સિપાહોના હાથમાં કયારનીએ જઈ ચૂકી હતી. બીજાઓ થાકથી ડોલતા રખડતા ચોકમાં આડા અવળા આંટા મારતા હતા, અને જાણે કે બાહ્ય વસ્તુ સાથેનો પોતાનો નિત્યનો સત્ય સંબંધ મનુષ્યની કૃતિઓથી જગાવવા પ્રયત્ન કરતા હોય તેમ કોતરેલા થાંભલાઓને પંપાળતા અને હચમચાવતા હતા. ત્યાં લિંબુના ઝાડોને જોતાંજ તેઓ પશુ જેવા આનંદથી ઘુરકી ઉઠતા. ખાટા પીળા રંગી ફળોને તોડી પોતાના સૂકા મ્હોંથી ચાવવા લાગ્યા. થોડાકો નિર્મળ પાણીના ઝરણાં પાસે પડી પોતાના પરસેવાથી ભિંજાયેલા વાળો પરથી પોતાના ખુલ્લા મ્હોંમાં તેનું પાણી વહેવા દેતા હતા.

પૃથ્વીરાજ એક ખુલ્લા દરવાજામાંથી લાકડાના સીધા દાદરેથી પહેલા માળા ઉપર ગયો. તે ત્યાંથી એક પરસાળ જ્યાં હમેશાં અંગરક્ષકોનો પહેરો બેઠેલો રહેતો તે ભાગ વટાવી આગળ વધ્યો. ત્યાં એક ખુણામાં એક હોકો પડયો હતો. તે ઉપરની કોયલાવાળી ગુલછડી જેવી ચીલમ માટીમાં મળી ગયેલી પડી હતી. ખીંટીઓ ઉપર ખુલ્લા રંગની પિછોડીઓ ટાંગેલી અને એક વાંસળી જમીન પર પડેલી હતી તેની આગળ દરબાર ભરવાનું દિવાનખાનું હતું જ્યાં સરદાર જાહેર કામકાજ બજાવી પોતાના અમલદારોને જાહેરમાં મળતો અને દાદ—ફરીયાદો તથા લોકોની અરજીઓ સાંભળતો. ઉંચા રેશમી દોરાની ગાલેચાઓ ત્યાં પાથરવામાં આવ્યા હતા, અને વચમાં જ્યાંથી નોકરો વગેરેને પસાર થવાનો માર્ગ હતો ત્યાં વનસ્પતિમાંથી ઉપજાવી કાઢેલ રંગોથી ભાતીગળ કીનારવાળી સફેદ નમદાની સતરંજી બિછાવેલી હતી. દિવાનખાનાના ઉપરના ભાગમાં સિરિયન ઘાટનું લાકડાંનું નકસીદાર તખ્ત હતું. દિવાલો પર રંગેલાં અને ફુલપાન ચિત્રી સુશોભિત અરબી ખુશ ખતોવાળી આરસીઓ ટાંગેલી હતી.

ત્યાંથી આગળ વધતાં, પૃથ્વીરાજ ખાનગી દરબારના દિવાનખાના તરફ આવ્યો જ્યાં સરદાર લશ્કરના વડા, મુખ્ય અમલદારો અને જુદા જુદા ખાતાના ઉપરીઓ સાથે ખાનગી મસલેહત કરતો. અહિં ન્હાની અબનુસની મેજો પડેલી હતી જેમાં હાથીદાંત જડેલું હતું, અને જે પર બહેરામગુરનાં પરાક્રમો તથા શાહનામાના પ્રસંગો ચિત્રેલાં હતાં. જમીન પર તરેહ તરેહની બનારસની પિત્તળની મોટી થાળીઓ પડી હતી તથા તેમાંની એકમાં તો નાગરવેલના પાનના બીડા તથા કાતરેલી સોપારી (ના ટૂકડાઓ) હજી હતાં. આ પછી સુખડના લાકડાંનો નકશીદાર દરવાજો આવતો જે ખાનગી ઓરડાઓમાં જવાના માર્ગમાં હતો. ત્યાં ઉભાં ઉભાં પૃથ્વીરાજને દરબારી ચોકમાં વાગતા નગારા અને સરણાઇના અવાજ સંભળાયા. આરસના ઝરૂખા તરફ કુદીને તે ગયો અને બહાર જોવા લાગ્યો. એની નજર આગળ વિજયનો ડંકો વગાડતું રજપૂત સેનાનું સરઘસ જીતાયલા શહેરમાં દાખલ થઇ તે તજી દીધેલા મહેલ તરફ આવતું દેખાયું. ધજાઓ પવનમાં ફરકતી હતી. કુચનાં વાજાં વાગતાં હતાં અને શહેરનું હિંદુ મહાજન પોતાના નવા રાણાને સત્કારવા તથા નજરાણું ભેટ કરવા વાટ જોતું ઉભું હતું. મુજાફરખાનના શબને ઉતાવળે ચોકીના એક ખાલી ઓરડામાં લઇ જવામાં આવ્યું હતું. મહારાણા ચોકમાં ઉતર્યા અને રાજછત્ર નીચે તેમણે પોતાની બેઠક લીધી. એમની આસપાસ એમના ઉમરાવ અને સેનાનીઓ વિજયથી મગરૂર પરંતુ થાકેલ જણાતા ઉભાં હતાં. અર્થસિદ્ધિના આનંદે થાક અને વિપદ ભૂલાવ્યાં હતાં.

પૃથ્વીરાજ ઝરૂખો મૂકી તે ખાનગી દરવાજા તરફ ધસ્યો. તેણે દરવાજો ખોલી નાખ્યો. દિવાલને અઢેલી પડેલા નરમ ગાદી તકીઆઓ પર એક સ્ત્રી વિચારમાં ગરક થઇ તેના હાથો વચ્ચે માથું દબાવી પડી હતી. દરવાજાની કળ ખૂલતી સાંભળીને તે બેઠી થઇ ગઇ; જે સ્ત્રીને તે શોધતો ફરતો હતો તે નાચનારી છોકરી દિલારામ તેની સામે ખડી હતી.

તેણે આસપાસ જોઇ પોતાની પછવાડેના દરવાજાની સાંકળ કડીમાં ભેરવી દીધી.

"ત્યારે આખરે મેં તને શોધી કાઢી ખરી" તેણે કહ્યું. ધીમે ધીમે એ તેની પાસે ગયો અને તેના મ્હોં તરફ જોઈ રહ્યો.

ઉછળી ઉભી થવા જતી હોય તેમ તેણે પોતાની મૂઠીઓ તકીઆ પર દાબી પણ પૃથ્વીરાજ ઝડપથી તેની પાસે બેસી ગયો અને તેના કાંડાઓ પોતાના હાથે પકડી લીધા.

"ચાલ આવ, આવ મારી ફૂટડી, તારે હવે ભાગવાના ઢોંગ કરવાની કંઇ જરૂર નથી. તારી સાથે પ્રસંગમાં આવેલ પુરૂષોમાં હું કંઇ પહેલો નથી; અને હું ધારૂં છું કે છેલ્લો પણ નહિંજ થાઉં. પણ મારે તારો ખપ છે. વિજયના મારા ઇનામ તરીકે હું તનેજ ગણું છું."

તેણે પોતાનો જમણો હાથ તેની હડપચી નીચે મૂકી તેના માથાને પોતાના ખભાં તરફ ખેંચવાનો યત્ન કર્યો. પણ શરીરને મરડી એ દૂર ખસી ગઇ; છતાં પૃથ્વીરાજના પંજામાં તેનો ડાબો હાથ સપડાઇ રહ્યો હતો તેથી તે ઉઠી દૂર જવા ખેંચતાણ કરવા લાગી.

"આ ખેંચતાણથી શું વળવાનું છે?" તેણે ફરી કહ્યું: "તને પોતાને ઇજા થશે. બાકી બીજો કંઇપણ ફાયદો થાય તેમ નથી. જોઇએ તેટલી રાડો નાંખ પણ તને કોઇએ મદદ કરશે નહિ. એક સેનાનીને પોતાની મરજીમાં આવે તેમ વર્તવાનો હક્ક છે તેમાં વળી એક વેશ્યા તો બલાત્કાર માટેજ સરજાયલી છે."

પણ તે સ્ત્રી ઝનુન સાથે ઉછળી અને પોતાના જમણા હાથે તેણે તેની ગરદન પકડી તેને ગુંગળાવા લાગી. એકાએકના આ ધસારાના અચંબામાં તેની મુઠી ઢીલી થઇ ગઈ અને દિલારામ ઝટકો મારી છુટી તેની સામે હાંફતી દૂર ઉભી રહી.

"જો તું મને દરેક જણની ઇચ્છા પૂરનારી વેશ્યાજ ધારતો હોય," તેણે કહ્યું, "તો હજી તું મને કંઇ ઓળખતોજ નથી. મારા મનગમતા અને કીર્તિશાલી આશકોજ હું પસંદ કરૂં છું. છાકટા સેનાનીના હાથમાં બિહિકથી ધ્રુજતી અને સ્થંભ થઇ ગયેલી એવી નબળી પોચી સ્ત્રી હું નથી. અલ્લાહનો શુકર છે કે હું માણસ માણસને પણ ઓળખું છું અને મારી જાતને પણ જાણું છું. જા, બજારમાં જઇને કોઇ વ્યાજખાઉની ધ્રુજતી દિકરીને જઇને પકડ, અને વિષયેચ્છાને તૃપ્ત કર. તે બિચારી બ્હીકથી તારી સામે થઇ શકશે નહિ. પણ મુજાફરખાન એક વીર હતો અને એનું નામજ તને ધ્રુજાવવા માટે બસ હતું. અલ્લાહનો હુકમ હશે તો એક કાફરને શરણે

જઇ હું એની યાદને કલંકિત નહિ કરૂં.'

સૌંદર્ય અને બુદ્ધિમાં પ્રૌઢા, પોતાના સૌંદર્યનો પૂર્ણ ઉપયોગ કરવામાં ચતુર અને એ ચાતુર્યથીજ ગૃહવ્યવહારની જંજાળને દૂર ફેંકી દેનાર દિલારામ પૃથ્વીરાજને તિરસ્કારતી ને ક્રોધથી રાતીતાતી આમ ઉભી ઉભી અત્યંત સુંદર દેખાતી હતી.

"વાઘણ," પૃથ્વીરાજે કહ્યું, અને તેની પછવાડે દોડયો. "તારૂં ગુમાન જોઇ જોઇ હું તારી પર વધુ મોહું છું. ભર દરબારે બધાની અવગણના કરતી ક્રોધમાં પણ શાંત અને સુંદર તને જોઇ સોગંદ ખાધા હતા કે તું મારી થઇશજ (મારા માટે તો તું છો). રસ્તામાં તને જોઇ તારી પછવાડે થયો; મહેલમાં મેં તને અને તારી હિમ્મતને જોઇ; અને આશક થયો અને હવે તો તારા ઉછળતા લોહી અને તારા જુસ્સા માટે વધુ ને વધુ ચાહું છું. તું મૂર્તિમંત શક્તિ છે અને હું એ શક્તિ દેવીનો ઉપાસક છું."

તેણે તેને પકડવાનો ફરી યત્ન કર્યો: પણ તેણે તેને "કાફર, સિંહનું ખાદ્ય ઇચ્છતો શિયાલ" વિગેરે અનેક કટુ વચનો કહ્યાં. કામથી પૃથ્વીરાજનો ચેહરો લાલ થયો હતો; આવેશથી તેના હાથો થરથરતા હતા.

"મનમાં આવે તેને નવાજનારી–પ્રેમની પુજારણ–આવ, જલ્દી આવ" તે બોલી ઉઠયો.

આ કહેવા સાથે તેણે તેના વસ્ત્ર ખેંચવા યત્ન કર્યો.

"તને સબક પઢાવવો પડશે," તે બોલી ઉઠી. આ કહેવા સાથેજ ચોળીમાંથી એક ખંજર ખેંચી કાઢી તેના ગળાની પાર ચમકાવ્યું. વેદનાની વ્યાકુળતાથી તે બેભાન થવા લાગ્યો. તેની આંગળીઓ ખુલી ગઈ; ધીમે ધીમે જમીનપર પડતાં તે ભોંયપર ઢળી પડયો. તેનો નિસ્તેજ થતો ચેહેરો તથા આરસપર વહેતાં લોહીને જોતી તે ઉભી રહી. કંઈક મહેનતે તે માથું ઉંચું કરી ડચકાં ખાતાં બડબડયો:

"ઓ પુરૂષપ્રાણ–સંહારક! હું તને આગળ કરતાં પણ વિશેષ ચાહું છું. આ ઘામાંથી હું જલદીથી સારો થઇશજ અને ચુંબનોથી તેનો બદલો લઇશ."

થોડીક વધુ વખત સુધી તેને જોતી ઉભી. હવે તેના હોંપર કાંઇક માયા જણાઇ. આ નિસ્તેજ સ્થિતિમાં પણ તે તેના સામું જોઇ જરાક હસ્યો.

"હવે હું મુજાફરખાનની મઇત પર જાઉં છું. મને વખતની જરૂરી છે. તું ભલે મારા મઝહબનો નથી છતાં પણ તું ખરેખર એક નર તો છે."

"ન્હાની વાઘણ, હું જલદી સાજો થઇ જઇશ." પૃથ્વીરાજે ઉત્તર વાળ્યો. "મને કાંઇક આશા આપ અને કંઇક વખતનો અરસો કહે. પણ તે વહેલોજ કહેજે કારણ તને જોયા વિના વધુ વાર હું રહી શકું તેમ નથી. આ ઘામાંથી સાજો થઇશ કે તરતજ તારા ઉંબર ઉપર હું ઉભોજ હઇશ.

તેનો અવાજ ખોખરો થતો જતો હતો પણ તેની આંખો તો તાકેલી અને નિશ્ચયવાળીજ હતી.

"આજથી છ મહીના પછી," તેણે જવાબ વાળ્યો, "તું સાજો અને હાલના જેવાજ વિચારનો હોય તો અજમેર આવજે. સીધો ટેકરી તરફના મહોલામાં આવી ત્યાં દિલારામ માટે પૂછજે. પણ જોજે, હું વચનથી બંધાતી નથી. મારી સાથના વ્યવહારમાં તારે ધીરજ બહુ રાખવી જોઇશે. જો તેમ નહિં તો વાઘણના પંજાથી ફરીને સંભાળજે! પણ હું તને મળીશ. બસ એક જખ્મી માણસ માટે એટલું પૂરતું છે. હવે હું તારા મહારાણા પાસે મારા આશક માટે યોગ્ય દફન કફનની તજવીજ કરવા જાઉં છું.

જતાં જતાં મેજ પરથી પીળું ગુલાબ લઇ તેણે તેની તરફ ફેંકયું. તે તેના ખભાં પર જઇ પડયું. લોહીથી છંટાયલા ફુલને તેણે પોતાના ચહેરા પર દાબ્યું.

તે સાંજના સર્વ માનસહિત જ્યારે માનસિંહજીની ચીતા આકાશને પોતાની રતાશથી પ્રકાશિત કરતી હતી ત્યારે મૃત સેનાપતિ મુજાફરખાનની કબર પાસે થોડાક વૃદ્ધ પુરૂષોની વચમાં દિલારામ દીનની બંદગી કરતી ઉભી હતી. રાજ્ય મહેલના ચોકમાં રજપુત સેનાપતિએ આ જીતાયલા પ્રદેશને પોતાના પ્રદેશ સાથે જોડી દીધેલ જાહેર કર્યો અને ચંદાવતોને અગ્રણીપદ આપ્યું. ઉપર મેડી પર પોતાના કુળના આ ભાગ્યોદયને સાંભળતો ચંદાવત પૃથ્વીરાજ પડયો પડયો આનંદથી મલકાતો હતો. રજપૂત ધૈર્ય અને રજપૂત શૌર્યથી બીજો વિજય પણ એ લોકોને મળ્યો અને અન્ય પરાક્રમો બન્ને જાતોએ બતાવી પોતાનાં કુળના યશોગાનમાં વૃદ્ધિ કરી.



ચિત્રકાર:

એમ. વી. ધુરંધર.



કબર પાસે થોડાક વૃદ્ધ પુરૂષોની
વચમાં બંદગી કરતી ઉભી રહી.




## મોગલ શહેનશાહ શાહજહાનના સમયની એક પ્રેમ-કથા.

લખનાર:—સ્વર્ગસ્થ હાજીમહમ્મદ અલારખિયા શિવજી.



### પ્રકરણ ૧ લું.—નવી બાંદી.

કાશ્મીરના ડુંગરોવાળા પ્રદેશમાં એક મનોહર સ્થાનમાં મોગલ શહેનશાહ શાહજહાને ઉન્હાળામાં રેહેવા માટે અનેક મેહેલો બંધાવ્યા હતા. આ સઘળા મેહેલો "આરામ બાગ" નામે ઓળખાતા. પણ તેઓમાં "મોતી મહાલ" શોભા અને વૈભવમાં સર્વથી ચઢીયાતો હતો. આ "મોતી મહાલ"માં વસનારી શાહજહાનની નવી બેગમ સલિમા હતી, જેણીએ પોતાના અસીમ રૂપ અને સુંદરતાથી જનાનાની બીજી બેગમોની ખુબસુરતીને ઝાંખી પાડી હતી. તે વેળાએ મશહૂર મુમતાઝ ઝમાની પણ શહેનશાહના જીગરને પોતા તરફ વાળી શકી ન હતી. સલિમાના મોત પછીજ મુમતાઝ ઝમાનીના સુખનો સૂર્ય ઉદય પામ્યો હતો.

ચંદ્રમાવાળી રાત હતી. દૂર હિમાલયના ઉંચા ડુંગરો ઉપર ચંદ્રમાના તેજથી સફેદ રૂપેરી હીમ ચળકતું હતું. આ "આરામ બાગ"ના રાજમહાલની પડોસમાંથી એક ન્હાની ગિરિ નામે નદી વેહેતી હતી; તેના નિર્મલ પાણીમાં ચંદ્રના કિરણો પડી ચમકતાં હતાં.

"મોતી મહાલ" ના દિપકોથી ઝગઝગતા ભાગમાં અગાસી ઉપર ઉભી રહી સલિમા બેગમ આ સૃષ્ટિની અનુપમ સુંદરતા નિહાળી રહી હતી. બેગમના વાળ છૂટા થઇ ગયલા હતા, અને તેમાંની થોડીક લટો પીઠ ઉપરની ફિરોજી રંગની ઓઢણી ઉપર અને કેટલીક તેણીના સુંદર ગુલાબી ગાલો ઉપર પડી અતિ શોભા આપતી હતી. સર્વ તરફ શાંતિનું રાજ્ય વ્યાપી રહ્યું હતું. આ સુંદરતાના પ્રદેશમાં આ વેળાએ કોઇ પણ પ્રકારના શબ્દ સંભળાતા ન હતા. તે પહાડોમાં દહાડાના ધુમ મચાવનાર બુલબુલ અને બપૈયા વગેરે પક્ષીઓ બધા સુખમાં પડયા હતા.

આ બહારની મનોહર સુંદરતા બહુવાર નિહાળ્યા પછી એક લાંબો નિસાસો નાખી સલિમા પોતાનેજ કહેવા લાગી: "આહાહા!

કેવી આ સુંદર રાત ! રૂપેરી ચાંદલિયાને જોઇ મારા અંતઃકરણમાં કેટલી બધી આશાઓ ઉત્પન્ન થઇ છે ! પણ તે શા ઉપયોગની ? તે પૂરી કેમ થાય.

"આ નિર્જન પહાડપર એકાદ બંદિવાનની માફક હું રહું છું પણ જેની ઉપર મારી સર્વ આશા, તે ક્યાં છે ? આવવાનું વચન આપી હજુ આવ્યા નથી, દર્શન પણ દેતા નથી. 'તારી ઉપર મારા જીવ કરતાં પણ વધુ પ્રેમ છે,' એમ મ્હોડેથી ફકત બોલ્યાજ કરે છે, પણ તેની સચાઇ અનુભવાતી નથી. આ મારી જુવાની, અંતકરણમાં પ્રબલ વાસના, આ બળવાન મનોવૃતિ, આ ઇચ્છા, આ બધાં કેમ શાંત થશે ? અનેક દાસીઓ, મુકતામણિ, રત્ન ઝવેરાતો આ બધાની હું માલેક છઉં પણ પિંજરામાંના પક્ષી પ્રમાણે રહેવામાં શું સુખ ? પત્થરમાંથી કદી ફુલ ઉગતા નથી. દિલ્લી પતિનું જીગર પત્થર મિસાલ અતિ કઠણ છે. તેમાં પ્યારનું કોમલ ફુલ કેમ કરી ઉગે ? હું બેગમ છું છતાં મારા કરતાં આ દાસી વધુ સુખી છે !"

"સલિમાએ આ પછી ઝરૂખાની બારી બંધ કરી મોટો નિસાસો નાખી આસ્તે આસ્તે આવીને એક નરમ ગાદી ઉપર બેઠી.

આજ સાત દહાડા થયા શાહજહાન બાદશાહ શિકાર માટે દુરના જંગલમાં ગયો હતો તેની તરફથી હમણા સુધી કાંઇ પણ સમાચાર મળ્યા ન હતા.

"આજે સાંજની અંદર પાછો વળું છું," બેગમને એમ કહી તે ગયો હતો, પણ તે મુજબ હજી પાછો ફર્યો ન હતો. એક દહાડો ગયો, બીજોએ ગયો—સલિમાએ પોતાના ખાવિન્દની વાટ જોઇ પણ અઠવાડિયું જતાં પણ શાહજહાન પાછો ફર્યો નહિં.

સલિમાના રંગમહેલમાં ભાતભાતના સુગંધિ દીપો બળતા હતા. ચો તરફ સુંદર રીતે રંગેલી ભિંત ઉપર ચિત્રકારની કારીગીરી બતાવતી મનોહર વેલબુટીઓ એવી આબેહુબ ચિત્રેલી હતી કે જાણે ખરી પુષ્પ વેલો જણાતી. ચારે બાજુ પહોળા અને સ્વચ્છ બીલોરી આરસાઓ લગાડેલા હતા. આરસાઓ ઉપર નાગકેશર અને ચમેલીના ફુલોની હુનરમંદીથી ગુંથેલી માળા લટકતી હતી. તેઓની મિશ્ર થયેલી સુવાસથી મહેલ ભભકી રહ્યો હતો. સલિમા બેગમના કોમળ પગોની નીચે બસરાના સુંદર ગાલિચાઓ પાથરેલા હતા. ભીંત ઉપર ઠેકઠેકાણે સુંદર તસવિરો ટાંગેલી હતી. તે ઉપર પ્રકાશ પડતા શોભામાં વધારો થઇ માંહેના ચિત્રો જાણે સજીવન થતાં હોય એમ જણાતું હતું.

સલિમા સુંદરી એક કોચ ઉપર બેઠી હતી. આ વેળાએ તેણીના અંગ ઉપરના વસ્ત્રોનો ભાર પણ તેણીથી સહન થઇ શકતો ન હતો. તે બારીક વસ્ત્રને મોટા રોશથી નીચેના ગાલિચા ઉપર તેણીએ ફેંકયો. જીકની પીરોજી રંગની બારીક મોતીઓ ગુંથેલી તે સુંદર ઓઢણી નીચે પડતાં આજુબાજુના દીપોના પ્રકાશમાં ઝગઝગવા લાગી. ઉદાસ અવાજે તેણી બોલી: "શું કરૂં કોઈ ચીજ પર મન નથી લાગતું !"

બેગમ સાહેબાની આજ્ઞા ઉપાડવા માટે પાસેજ એક દાસી ઉભી હતી તેણીને સલિમાએ કહ્યું: "પાસેજ નવી વિણા પડી છે, જા જઇ લઈ આવ."

વીણા આવી, પણ સલિમા તેનો સુર મેળવી શકી નહિં. તેણીના હોઠ ઉપર પરસેવાના બિંદુઓ ઝળકવા લાગ્યા. તેણી મનમાંજ બોલવા લાગી: "અવાજમાં કેમે સુર મલતા નથી. આ વીણા પણ આજે મરદના જેવી આડી થઇ લાગી છે ? તેમના જેવી એ પણ કઠોર થઇ છે !"

થોડા દહાડા ઉપર સાકી નામે એક નવી બાંદી બેગમ સાહેબાની તહેનાતમાં આવી હતી. સલિમાએ દાસીને આજ્ઞા કરી કે "તે નવી બાંદીને બોલાવી લાવ, તેને ગાતાં બહુ સારૂં આવડે છે."

સાકી આ વેળા પોતાની ઓરડીમાં હતી, બેગમ સાહેબા બોલાવે છે એમ સાંભળી તેણી તરતજ આવી. સાકીનો ચેહેરો ખરેખર સુંદર હતો.

પણ તેણીના મહોડા ઉપરની દરેક રેખાઓમાં અતિ ચીંતા અને ઉદાસીની નિશાની ખુલ્લી દેખાતી હતી. તેણીને હંમેશાં એકાંતવાસમાં રેહેવું પસંદ હતું. જનાનાની બીજી દાસીઓ સાથે તેણી હળતીમળતી ન હતી; વધુ વાત પણ તેઓ સાથે તેણી ન કરતી. બેગમને કામ પડતાં તેણીને બોલાવી લેતી. એક વેળાએ સાકી પોતાની કોટડીમાં એકલી ગાતી હતી, ત્યારે સલિમા ત્યાંથી પસાર થઇ ગઈ. સાકીનું તે સુણવા લાયક ગાયન સાંભળી બેગમ તેણીના ગળા ઉપર મોહિત થઇ ગઇ અને ત્યારથી તેણીને ચ્હાવા લાગી. સાકીને



ચિત્રકાર:
એમ. વી. ધુરંધર.


ધીમેથી તેણીએ સલિમાને ચુંબન લીધું.

હમેશાં પોતા પાસે રેહેવા બેગમ કહેતી; પણ બેગમ આગળ લાંબો વખત એકલાં બેસી રહેવું સાકીને પસંદ નહતું.

સાકી ફક્ત ગાઇજ જાણતી હતી એમ નહતું; વિણા, સિતાર વગેરે વાજિંત્રો વગાડવામાં પણ તેણી નિપુણ હતી. અને મોરલી વગાડવામાં તો તે અત્યંત પ્રવિણ હતી. જનાનામાં દાસપણું કરવું એટલે આવી કળાઓ જાણવી અગત્યનીજ હતી. એક ચાંદની રાતે બગીચામાં તળાવના કિનારે સાકીની મધુર મોરલી સાંભળતાં સાંભળતાં બેગમ બેભાન થઇ ગઇ હતી. તે દિવસ પછી બેગમે સાકી દાસીથી એક સખી સમાનનો વ્યવહાર રાખવો શરૂ કર્યો હતો.

સાકી આવીને બેગમ પાસે બેઠી. બેગમે કહ્યું: "સાકી! હમણાં તું વીણા વગાડીશ કે મોરલી? મને મુદ્દલ ચેન પડતું નથી!"

સાકી સંતોષી ચેહેરે બોલી: "જેવી બેગમ સાહેબાની ઇચ્છા. જેમ કહેશો તેમ કરીશ."

સલિમા હસ્તાં હસ્તાં બોલી: "સાકી! તું આટલા દહાડા થયા અહિં છે, પણ તારા મ્હોં ઉપર એક દિવસ હસવું દીઠું નથી. સદાની તું તો ઉદાસીજ!"

"દાસીને તે ખુશી થવાનું શું હોય, બેગમ સાહેબા!"

આ સાંભળી સલિમાએ કંઇક ખેદ સાથે કહ્યું: "સાકી! હું તને બીજી બાંદીઓની જેવી લેખું છું ભલા? બોલ!"

"ના સરકાર! એમ કેમ કહું? મારી ઉપર આપની બહૂજ ઇનાયત છે."

"ત્યારે પછી તું આમ ઉદાસ કાં રહે છે?"

"આપ પણ સદા કેમ ગમગીન રહો છો?"

"કોઇ વાર! પણ હું કાંઇ તારી માફક રાત દહાડો સંતાપમાં નથી બેસી રહેતી! હાલમાં કેટલા દહાડા થયા જહાંપનાહના દીદાર જોયા નથી તેથીજ તને મારામાં કંઇ ગમગીની જણાય છે. પણ હું કંઇ તારી માફક સદા એમ નથી બેસ્તી."

સાકી મનમાં ને મનમાં કંઇક વિચાર કરતાં બોલી: "બેગમ સાહેબા! કોઇ પણ ચીજની ઇચ્છા હોતાં તે ન મળે એટલે દુઃખ થાય છે, એ તો આપ જાણો છો. શહેનશાહના દિદારની આપને અતિ ઇચ્છા છે, પણ તે પ્રાપ્ત થતી નહોવાથી આપ ઉદાસ થઇ ગયા છો. તે પ્રમાણે મને પણ એકાદ વસ્તુની તીવ્ર ઇચ્છા છે અને તે મને પ્રાપ્ત ન થતી હોવાથી હું આવી રીતે સર્વદા દુઃખી ફરૂં છું.

પ્રેમથી સલિમા હસીને બોલી: "ત્યારે શું તું પણ કોઇના પ્રેમના વિયોગથી પીડાય છે? મને કહી દે! મને જાણ થતાં હું તરત તારા તેની સાથે લગ્ન કરી દઇશ!"

સાકીના કપાળ ઉપર પરસેવાના બિંદુઓ ચમકવા લાગ્યા. મ્હોં લાલલાલ થઇ આવ્યું. મધુર સ્વરથી તેણી બોલી: "બેગમ સાહેબ, હું તમને ચાહું છું!"

બાદશાહના શિકારે ગયા પછી સલિમા ચાલુ ઉદાસ રહેતી હતી. પણ દાસીનું આ રીતનું બોલવું સાંભળી સલિમા મોટેથી હસી પડી. તેણીને ધક્કો મારી બોલી: "ચાલ ખસ અહિંથી. હું તો બાદશાહની બેગમ છું. મારી સાથે પ્રેમ તે કેવો?"

સાકી ઉઠી જવા લાગી; પણ સલિમાએ તેણીનો હાથ ખેંચી તેણીને બેસાડી દીધી. થોડીવાર થોભી સલિમા બોલી: "ચાલ એ વાત જવા દે! તારી પેલી બંસી લાવ, આજે આ મેહેલમાં બહુ ગરમી લાગે છે. આ બધી બારીઓ ઉઘાડી નાખ જોઉં. બધા દિવાઓ બુજવી નાખ અને ચંદ્રના પ્રકાશને અંદર આવવા દે. આ ફુલોની ચાદર મારા બીછાના ઉપર પાથરી દે. મારા માથા પાસે બેસી બંસીમાં કંઇ કરૂણા સ્વરે એવું વગાડ, કે તે સાંભળી હું થોડીવાર મારી ઉદાસી ભૂલી જાઉં!"

સાકી ઉઠી ઉભી થઇ. બેગમ બોલી: "સાકી, આજ તો બહુ તરસ લાગે છે. એક પ્યાલો ભરી સિરાઝી—"

દાસી સુગંધી સિરાઝીનો પ્યાલો ભરી લાવી બેગમના મ્હોં આગળ ધરી રહી.

સલિમાએ કહ્યું: "આની ઉપર તો ફીણ ચઢે છે. સિરાઝી બહુ ગરમ છે. આમાં ગુલાબ જળ તેં મેળવ્યું છે કે?"

"હા, સરકાર."

"ઠીક, લાવ તો—પણ આમાં ઇસ્તમબૂલ મેળવ."

તે સોનેરી પ્યાલું લઇ સાકી ઓરડીમાં ગઇ અને ત્યાં ઇસ્તમબૂલ નાંખી સાથે કંઇક બીજું પણ મેળવ્યું. તેમ કરી તે શરાબનો પ્યાલો બેગમના મ્હોં આગળ લાવી ઉભી રહી.

બેગમે તે પ્યાલું હાથમાં લીધું. સોનેરી જામમાં ચળકતી સિરાઝી ચાંદનીમાં કંઇક

ઓર ચમકવા લાગી. તે સર્વ ગટગટાવી જઇ સલિમાએ પ્યાલું પાસેની મેજ ઉપર મુક્યું.

પાસેના એક મખમલી નાજુક બીછાના ઉપર તે રૂપસુંદરી સલિમા મદિરાની લ્હેરમાં ઢળી પડી. સાકી મધુર અવાજે ગાતી હતી:

**"દુ:ખીયા મેં કૈસે કહું મેરે સજની!"**



## પ્રકરણ ૨ જું.



### ભેદનું ફુટવું.



**સાકીનું** કરૂણાભર્યું ગાનું લાંબો વખત સુધી ચાલ્યું. વચમાં સાકી તે કોમલ સ્વર બંસીમાંથી કાઢી અને ફરી તે કોકિલ જેવા સુરીલા મીઠા અવાજે ગાતી હતી:

**દુ:ખીયા મેં કૈસે કહું મેરે સજની!**

કેટલોક વખત પછી ગાયન પૂર્ણ થતા સાકી પોતાની જગ્યા ઉપરથી ઉઠી અને હલુ હલુ સલિમાના બિછાના આગળ જઇ તેની પાસે આસ્તેથી બેઠી. શરાબને લીધે સલિમાના ચેહેરા ઉપર લોહી ચઢી આવી તે ઉપર વધુ લાલી આવી હતી. પાનથી લાલ થયેલા હોઠ ધીમે ધીમે હીલચાલ કરતા હતા. હોઠમાંથી નીકળતા શ્વાસમાંથી શરાબનો મીઠો વાસ પણ બહાર આવતો હતો. મ્હોં ઉપર પરસેવાના સફેદ મોતીઓ પણ ઝબકી રહ્યાં હતાં. સાકીએ પ્રથમ પોતાના કપડાંએ બેગમનો પરસેવો લુછી કાઢયો. પરસેવો લુછતી વખતે તેણીના હાથો થર થર કાંપતા હતા. ગભરાટમાં બિછાનાથી દુર જઇ તેણી ઉભી રહી. તેણીના નેત્રો અગ્ની સમાન બળતા હતા. જીગરમાં કંપારી ઉઠી હતી, અને ગળું સુકાઇ જઇ ખોખરૂં થઇ ગયું હતું.

આ એકાંત મહેલમાં બહુ વાર ઉભી રહી સાકી દાસી સ્થિર ભાવે કંઇક વિચાર કરતી હતી. બહુ વેળા થઇ છતાં તેણી એમની એમજ ઉભી હતી. કંઇક વખત જતાં ધીમેથી આવી તેણી સલિમાના બિછાના ઉપર બેઠી. પછી ધીમેથી તેણીએ સલિમાને એક ચુંબન લીધુ. આ વેળા તેણીનું દિલ ભયથી કાંપી રહ્યું. તેણીના મનમાં વિજળી જેવો પ્રવાહ વેહવા લાગ્યો.

સાકી જે બાજુએ બેઠી હતી તેની સામેજ એક મોટો મ્હોં જોવાનો આરસો હતો તે ભાગમાં આ વખતે અજવાળું હતું. ચુંબન લઇને પોતાનું માથું ઉચકી સ્હેજ ઉપર જોતાં તેણીને, સામેના સ્વચ્છ અને સુગંધિ પુષ્પ માળથી સણગારેલા આરસામાં ઉંચા બાંધાના, મોટા કપાળના અને સુંદર એવા એક પુરૂષની છાયા જણાઇ. એકાએક સર્પ નજરે પડેલા માણસની ભયથી જે દશા થાય તેવી અવસ્થા આ વેળાએ સાકીની થઇ પડી.

તે છાયાવાળા આરસા તરફ ફરી જોવાની હિમ્મત તેણીથી થઇ શકી નહિ. જે પુરૂષની છાયા તે આરસામાં પડી છે, તેણે ઉભાઉભા આ બધો બનાવ જોયો હશે અને તે પૂરૂષ કોઇ ભલતો ન હોતાં શાહજહાન બાદશાહ પોતેજ હોવો જોઇએ ! કારણ બીજા કોઇથી બી રંગ મહેલના આ ભાગમાં કદી આવી શકાયજ નહિ ! આવા ભયભિત વિચારો સાકીના મનમાં સ્ફુરવા લાગ્યા. જેમ તેમ હિમ્મતથી સાકીએ એકવાર તે આરસા તરફ જોયું. તે છાયા જેવી ને તેવી હજુ ઉભી હતી. તે છાયા બાદશાહ શિવાય બીજા કોઇની હોઇ શકેજ નહિં એવી સાકીને ખાત્રી થઇ. બાજુમાંજ ભિંત ઉપર બાદશાહની તસ્વીર ટાંગેલી હતી. સાકીએ એકવાર તે તરફ જોયું. તરત સાકીના જીગરમાં કંપારી ફેલાઈ ગઈ. તેણીની જીવન માટેની બધી આશા હવે નાશ પામી.

બેગમ ઉંઘમાં છે, અને દાસી તેણીને ચુંબન લે છે, આ વિલક્ષણ બનાવ જોઇ બાદશાહ હસી કહાડે એમ નહતું. તેણે વિચાર્યું કે સલિમા ખુબસુરત હતી અને તેણીને જોઇ બાંદી જેવી સ્ત્રી પણ મોહ પામી જાય એ બનવા કાળ હતું. પણ આ નવી બાંદીને બાદશાહે અગાઉ ક્યારે પણ જોઇ નહતી. આથી તેણે પૂછ્યું: "તું કોણ છે ? આમ રાતની વેળા બેગમ પાસે બેસી તું શું કરે છે ?"

સાકી શું ઉત્તર દે ? આ વખતે ચુપ રેહેવામાંજ ઠીક છે એમ તેણીએ ધાર્યું.

દાસી કંઇ જવાબ દેતી નથી આ જોઇ બાદશાહને અજાયબી ઉપજી. આ બાંદી પાગલ યા દિવાની તો નથી ! એવી તેને શંકા ઉપજી. છતાં કરડાઇથી તેણે ફરી સવાલ કર્યો:

"બાંદી બોલતી કેમ નથી ? તું કોણ છે તે જલ્દી બોલ. અહિં શું કરતી હતી ?"

સાકીએ જવાબમાં જણાવ્યું: "અને હું કોણ છું તે ન જણાવું તો જહાંપનાહ?"

દાસીની આ જાતની હઠીલાઇભરી બેઅદબી જોઇ બાદશાહ ક્રોધાયમાન થઇ ગયો. તરતજ કમ્મરે લટકતી તરવાર મ્યાનમાંથી બહાર નીકળી ને રોશનીના પ્રકાશમાં ચમકવા લાગી. પણ શાહજહાન તેને પાછી મ્યાન કરી બોલ્યો: "સ્ત્રીના લોહીમાં મારી તરવારને ડુબાવી હું તેને કલંકિત કરવા માંગતો નથી, તારી આ બેઅદબી માટે હમણાં ને હમણાં પાહરો ભરતી દાસીને બોલાવી તને ફટકા મરાવું છું."

હમણા સુધી સાકીના અંતઃકરણમાં પોતાની જીંદગી માટે આશાના કંઇક ચિન્હો હતા, પણ, બાદશાહના ગુસ્સાથી લાલ થયલા ચેહેરાને જોતાંજ તે છેક નાશ પામ્યા. તેણી ધ્રુજતા અવાજે બોલી: "આલમ પરવર! સ્ત્રીના લોહીથી આપની તરવાર કલંકિત થનાર નથી. ખુશીથી મારા ઉપર ઘા કરો, હું સ્ત્રી નથી, હું તો પુરૂષ છું!"

આ શબ્દો સાંભળતાજ બાદશાહની આંખોમાં અગની વરસવા લાગ્યો. તરવાર પાછી મ્યાનમાંથી બહાર નીકળી. પણ આ વેળાએ લોહીનો ગોટ ગળી જઇ શહેનશાહે તરવાર મ્યાન કરી અને ક્રોધથી કંપતા અવાજે તેણે કહ્યું: "શું પુરૂષ! અને તે પણ મારા હરમમાં! તેવા માટે તો તરવારનું મોત બહુ સુખરૂપ ગણાય—તે તો વીર પુરૂષનેજ યોગ્ય ગણાય! તારી ઉપર એવી દયા હું કરનાર નથી. ભુખથી ઘેલા થઈ ગયેલા કુત્રાથી કરડાવી તારો પ્રાણ લઇશ. તારા યોગ્ય એજ શિક્ષા ગણાય!"

સાકી ઉભી હતી. બાદશાહના આ શબ્દો સાંભળતા વિજળી પડેલા વૃક્ષની માફક તેણી બાદશાહના પગ આગળ કાંપવા લાગી.

બેગમ સલિમા આ વેળા સુખની નિંદ્રામાં ખુશાલ પડી હતી. તેણી તરફ બાદશાહ કઠોર નજરે જોવા લાગ્યો. આ જોઇ સાકીના મનમાં કંઇક નવુંજ જોમ આવ્યું.

તેજ પળે સાકી જોરથી ઉભી થઇ અને સ્થિર નજરે બાદશાહ તરફ જોઇ બોલી: "શહેનશાહ! જો હુકમજ હોય તો મારી તમામ હકીકત આપને કહી સંભળાવું—"

શાહજહાને પેહેલા જેવાજ કઠોર અવાજે જવાબ દીધો: "જોઇએ તે બોલ; પણ તારી મોતની શિક્ષા તો ફરવાની નથી એ તારે ખુબ ધ્યાનમાં રાખવું."

સાકી આસ્તેથી ધીમા સ્વરે બોલી: "જહાંપનાહ! જે સુંદરી હાલમાં તમારી દિલદાર થઇ બેઠી છે, તેણી ઉપર મારો ન્હાનપણથી અત્યંત પ્રેમ હતો. સલિમાના બાપે મને આસરો આપી પાળી પોશી મોટો કર્યો. જો તેણીની મા હમણા જીવતી હતે તો સલિમા હમણા મારીજ હતે. આલમ પરવર! આજ પાંચ વર્ષ થયા સલિમા આપના હરમની હુરી બનીને બેઠી છે. આટલા વર્ષોમાં એકવાર પણ તેણીને જોવા માટે હું અતી રખડયો છું; પણ કોઇ પણ રીતે હું તેણીના દિદાર જોઇ શકયો નહિં; આથી લાઇલાજ થઇ, આવી રીતે સ્ત્રીના વેશમાં હું આપના જનાનામાં દાખલ થયો છું. નિર્દોષ સલિમાએ મને મુદલ પિછાન્યો નથી. મને તેણી ખરેખર સ્ત્રીજ સમજે છે. દિવસે હું તેણીની સામે કોઇ પણ રીતે ન આવું તેવી યુક્તિઓ યોજતો અને મારૂં મ્હોં બુરખાથી ઢાંકી દેતો. કારણ કદાચ સલિમા મને ઓળખી કહાડે તેની મને બહુ બિક હતી.

ન્હાનપણથીજ સલિમાનો મારા ઉપર બહુજ પ્રેમ હતો. તેણી સાથે શાદી કરી મારી હૈયાતી સુધી હું અતિ સુખ ભોગવીશ અને અહિં આ દુનિયામાંજ સ્વર્ગનું સુખ તેમ કરી મેળવીશ એ આશાના વિચારોમાં હું દિવસો કાઢતો હતો, પણ આપે મારી બધી આશાઓ ભ્રષ્ટ કરી નાખી. ભુખ્યાના મ્હોંમાંથી અન્ન ઝુંટવી લીધું; અરે મારા અભાગ્યાના સુખને માટીમાં મેળવી દીધું. જહાંપનાહ! આજ સુધી મારા મનની આ તરસ મેં કેમે કરી દબાવી રાખી હતી; પણ આજની આ પુનમની ચાંદનીમાં, આ સુગંધી પુષ્પમાળામાં મદિરાના તેજમાં. સઉમાં વિશેષ વળી આ એકાંત મળેલી તકમાં મારા મન પરનો કાબુ મેં ખોઇ દીધો. એથી મારી મનોવૃતિ ચંચળ બની ગઇ! સિરાઝીમાં એકાદ કેફી વસ્તુ મેળવી મેં સલિમાને બેભાન કીધી. ફકત મારાજ પ્રાણ સંબંધી બાબત હતે તો હું આ તમામ હકીકત તમને ન કેહેતે; પણ આપ શહેનશાહને આ નિર્દોષ અને કલંક રહિત બેગમ માટે કંઇ ખોટા ખ્યાલ ન ઉપજે માટેજ મેં આ બધું આપને કહી દીધું છે. ટુંક વખતમાં મારો જીવ અલ્લાહની દરગાહમાં હાજર થશે, તેથી એજ કિરતારને સાક્ષી રાખી હું કહું છું કે, આ પલ સુધીમાં સલિમાની પાક દામનને મેં સ્હેજ પણ ઝાંખ લગાડી

નથી. પવિત્ર સલિમા સંબંધીના આપના તમામ શકો દુર કરવા હું જો શક્તિવાન થઈશ તો મને જોઇએ તેવી ભયંકર રીતે મારી નાખવામાં આવે છતાં મારો આત્મા તે જહાનમાં શાંતિ–ખરેખર શાંતિ પામશે!"

બાદશાહે સ્થિર મને બધી વાત સાંભળી. સલિમાના તન મનના નિર્દોષપણા માટે બાદશાહને વિશ્વાસ બેસે છે યા નહિ, તે જાણવા માટે તે સાકી નામનો પુરૂષ શાહજહાનના મ્હોં તરફ એકી ટગરે જોતો ઉભો હતો, પણ તેને કોઇ પણ તરાંહની સ્પષ્ટ ખાત્રી મળી નહિ. તે વીર પુરૂષ સ્તબ્ધ ઉભો હતો. બાદશાહે કઠોર અવાજે હાંક મારી: "માહુમ–"

કોઇએ જવાબ દીધો નહિં; પણ એક ભયંકર દેખાવની તાતારી હબશણ બાદશાહ આગળ આવી માથું નમાવી ઉભી રહી. બાદશાહે કહ્યું: "માહુમ! આ કમબખ્તને તળિયામાંના ભોંયરામાં લઇ જઇ બંધ કર. એને જરા જેટલું પણ અન્ન પાણી ન મળે, તે ધ્યાન રાખજે. ભુખ અને તરસથીજ એને મારી નાખવો છે. એજ શિક્ષા હું એને કરૂં છું."

મોગલ બાદશાહના જનાનામાં આ જાતની સજાના બનાવો વારંવાર બનતા. માહુમે સ્હેજ પણ અજબ થયા વગર બાદશાહની આજ્ઞા અમલમાં મુકી. તેણી મરદ જેવા મજબુત અને કઠોર હાથે ગુન્હાગારને બંધીખાનામાં ખેંચી ચાલી. જતાં જતાં તેણીએ પુછ્યું: "કમબખ્ત ઇનસાન! વાઘના ગુફામાં મરવા માટે કાં આવ્યો હોઇશ? તારૂં નામ શું?"

બંદીવાન બોલ્યો: "મારૂં નામ માહરૂ."

હબશણે એક હાથે માહરૂને પકડી બીજે હાથે એક ન્હાની કોટડીનો દરવાજો ઉઘાડયો. કોટડી બહુજ અંધારી હતી. માહુમ બોલી: "ચાલ અંદર જા!"

બસ જાણે મોતના ડાચામાં આવ્યા પ્રમાણે માહરૂના પગ લથડવા લાગ્યા. તેને અંદર જતા આનાકાની કરતો જોઇ માહુમ તેને ધક્કો મારી અંદર હડસેલી, ધડાક કરી દરવાજો બંધ કરી ચાલી ગઇ.

## પ્રકરણ ૩ જું.

### સંદેશો.

પ્રભાત થઇ હતી. પહાડોમાંનાં હજારો પક્ષી મધુર અવાજે કલ્લોલ કરવા લાગ્યાં. પક્ષીઓના મીઠા અવાજ અને શીતળ પવનની લ્હેરો અંગને લાગવાથી સલિમા જાગી ઉઠી. તેણીએ આંખ ઉઘાડી જોયું, તો પોતે પોતાના મહેલમાં બિછાના ઉપર સુતી પડી છે. ગઇ રાતે સુતા પહેલાં જે જે બાબતો બની હતી તે બધી નજર આગળ તરવા લાગી. પણ તેણીનું માથું બહુ ભારી થઇ આવ્યું હતું. શું થતું હતું તે તેણી સમજી શકતી નહતી. સલિમા પોતાના મનમાંજ કહેવા લાગી: "સાકીની સિરાઝી બહુ તેજ હતી ખરી!"

એકાદ ઉઘાડી બારીમાંથી સલિમાએ એકવાર આકાશ તરફ જોયું. વિશાળ આસમાની આકાશના એક ખુણામાં કંઇક ન્હાની વર્ષાદની વાદળિઓ જામી હતી, પણ નિર્દય પવન તેમને ફરી ફરીને વીખેરી નાખતો હતો. આકાશમાં ઉડતાં પક્ષીઓ આંખની કિકિ જેટલા ન્હાના કદના જણાતા હતા. ટુંકામાં કુદરત આ વેળાએ પોતાના બહારમાં હતી, પણ સલિમાના ઉમર ઉપર આજે કંઇક અજબ ઉદાસી જણાતી હતી. સલિમાએ બિછાનામાં પડયા પડયા હાંક મારી: "સાકી! એક જામ ભરી પાણી લાવ!"

સાકી તો આવી નહીં: પણ કોઇએ જવાબ સરખોએ દીધો નહિં. સલિમા મનમાંજ બડબડવા લાગી: "બધી બાંદીઓ કયાં મરી ગઇ?"

ઉઠયા પછી સલિમાને બહુ ગમગીની લાગતી હતી. ઉમંગ વગરના દિલથી આખરે તેણી બિછાના ઉપરથી ઉઠી અને ન્હાવાના ઓરડામાં ગઇ. ત્યાં મ્હોં ધોવાની સર્વ સામગ્રીઓ તૈયાર પડી હતી. હાથ મ્હોડું ધોઇ સલિમાએ કપડાં બદલી બીજાં પેહેર્યાં. પોતાનું સુંદર મુખ જોવા માટે તેણી ત્યાંજ પડેલા એકાદ આરસા પાસે ગઇ; જોતાંજ તેણીને લાગ્યું કે રોજનો તેણીનો ખુશનુમા ચેહેરો, આજ ઉતરી ગયેલો જણાયો. વળી આંખોની કોરપર કાળા ડાઘ પડેલા તેણીએ દીઠા. આ જોતાં તેણી બોલી ઉઠી: "કાલની સિરાઝી

બહુ તેજ હતી એમ જણાય છે. ચાલ જીવ, જરા બાગમાં જઇ લટાર મારૂં કે શરીર કંઇક હુશીયારીમાં આવે!"

સલિમા પડદો ઉઘાડી દરવાજા પાસે આવી, તો એક હબશણને નાગી તરવાર સાથ ત્યાં પહોરો ભરતાં તેણીએ જોઇ. બેગમને જોઈ દાસીએ અદબ ખાતર સ્હેજ માથું નમાવ્યું.

સલિમાએ કંઇક ગુસ્સાથી તેણીને પુછ્યું: "તું અહિં કેમ?"

"શહેનશાહના હુકમથી બેગમ સાહેબા."

"શહેનશાહ! હુઝુર કયારે આવ્યા?"

"ઘણો વખત થયો—કાલ રાતનાજ."

"કાલે રાતે? ત્યારે મને કેમ બોલાવી નહિં?

"તે હું શું જાણું? તે તો આલમ પરવરને ખબર!"

સલિમા કંઇક અભિમાની હતી. જેની વાટ જોતાં આંખો થાકી આવી તે દિલદારે આવવા છતાં એકવાર મ્હોડું પણ બતાવ્યું નહિં એમ વિચારતાં તેણીને દુઃખ લાગી આવ્યું પણ સલિમાએ પોતાનો આ સંતાપ મનમાંજ રેહેવા દીધો. તેણીએ વિચાર્યું કે ખુબસુરતીના બજારમાંજ જેનો વ્યવહાર, તેને ખરા પવિત્ર સ્વર્ગિય પ્રેમની કિંમતની શું ખબર? મારો આ સંતાપ અને અભિમાન ફોકટનાં છે. કંઇક થોભી સલિમાએ પુછ્યું: "હુઝુર કયાં છે?"

"અહિં નથી. જિનત મહાલમાં બેગમ સાહેબ પાસે ગયા છે."

"ઠીક, ઠીક! એ તો જિનત બેગમના નસિબ ખુલ્યાં, તેથીજ તો!

"મારી દાસી કયાં ગઇ!" સલિમાએ પુછ્યું.

"કઇ દાસી—ફરમાવો હુઝુર—એટલે તેને બોલાવી લાવું."

"નવી બાંદી. સાકી."

સલિમાના આ શબ્દો સાંભળતા દાસી કંઇક મુસકેરાઇ અને મનમાં બોલી: "સાકી ઉપર બેગમ સાહેબનો બહુ પ્રેમ તેથીજ છે" પછી સલિમાને જવાબ દીધો: "તે તો હાલમાં બંદિખાનામાં."

સલિમા બહુજ અચંબાથી ચકિત થઇ બોલી: "બંદિખાનામાં? તું ગાંડી તો નથી થઈ! તેને તુરંગમાં મોકલનાર કોણ?"

"બાદશાહ ખુદ મુખત્યાર પોતે."

"હુઝુર?"

"હા, બેગમ સાહેબા!"

"શું તકસીર માટે તેણીને બંદિવાન બનાવવામાં આવી છે?"

દાસી મ્હોં છુપાવી, ફરી હસવા લાગી અને પોતાના મનમાં કેહેવા લાગી. "જાણે કંઇ જાણતીજ નથી! ઠીક વેશ ભજવે છે!"

"તેની તકસીર મને ખબર નથી, બેગમ સાહેબા!"

સલિમા બોલી: "બંદિખાનાની કોટડીની ચાવી મારી આગળ લાવ, હું તેણીને છુટી કરીશ. મેં પોતે તેણીને છુટી કરી એટલુજ જો હુઝુર જાણશે તો કોઇને કંઇ બોલશે પણ નહિ."

હબશણે જવાબ દીધો: "દાસીની બેઅદબી માફ કરશો, બેગમ સાહેબા! આપની સાથે વધુ વાત કરવાની પણ મનાઇ છે. આપના તે દહાડા તો હવે ગયા."

"તે દહાડા–કીયા દહાડા?"

"સુખના દિવસો. બાદશાહે ખુદ મુખત્યારના હુકમથી હાલમાં આપ પણ આપનાજ આ મહેલમાં બંદિવાન છો!"

સલિમાએ અર્ધ નિઃશ્વાસ નાખી બુમ પાડી: "હાય હાય! પરવરદિગાર! આખરે તેં આવું કર્યું?" થોડીવાર પછી હબશણને તેણીએ પુછ્યું: "કઇ તકસીર માટે મારી આ હાલત થઇ છે? તને કંઇ ખબર છે?"

દાસીએ જવાબ દીધો: "મારાથી તે બોલાય તેમ નથી, બેગમ સાહેબા! મને માફ કરો."

બેગમનાં ચેહેરા ઉપર દિલગીરી છવાઇ જતી જોઇ હબશણના દિલમાં કંઇક દયા ઉપજવા લાગી. ગઇ રાતના બનાવોની કંઇક હકીકત તે તાતારી હબશણ માહુમ પાસેથી તેણીએ જાણી હતી. આથી વિશેષ તે કંઇ જાણતી નહતી. સલિમાની આ દયાભરી હાલત જોઇ તેણીએ વિચાર્યુ કે: "શું બેગમ સાહેબા ત્યારે નિર્દોષ છે?"

સલિમા વ્યાકુળ બની તેણીનો હાથ પકડી બોલી: "આ બેમુલી મોતીનો હાર તને બક્ષીસ દઇશ, આ મામલો શું છે તે મને ખુલ્લું કહી બતાવ."

દાસીએ જવાબ દીધો: "સાકી નામે જે બાંદી આપની તહેનાતમાં હતી તે સ્ત્રી નથી! અરે તે તો કોઇ વેશધારી પુરૂષ છે!"

આટલું બોલીને દાસીએ બેગમ તરફ બારીક નજરે જોયું, બેગમનો શક હજી દુર ન થયો.

આ હકીકત સાંભળી સલિમાની આંખો અચંબાથી ફાટી. ભાનભુલી બની જઇ તેણી બોલી :

"શું સાકી પુરૂષ! તદન બેહુંદી વાત! એમ કદી બનેજ નહિં. તે સુંદર કોમળ મુખડો, તે મધુર મોહિનીભર્યો કંઠ, તે લાજ-ભર્યો હાવભાવ; ના; સાકી મરદ હોય એ વાતજ તદન અસંભવિત! તને શું કહું? શરમથી તેણીએ કદી સાફ સાફ મારી સાથે વાત પણ કરી ન હતી."

"તેણે તો પોતાને ફસાવી આપનો સંપૂર્ણ બચાવ કર્યો છે!"

"ઠીક—પછી શું તે કહે."

"કાલે રાતે જહાંપનાહ શિકારથી પાછા ફરી એકદમ રંગમહેલમાં આવ્યા. તે પછી શું બન્યું તે ખબર નથી, પણ સુમારે એક કલાક પછી હુઝુરે માહરૂમને અંદર બોલાવી. અંદર જતાં તેણીએ જોયું કે આપ પલંગ ઉપર ખુશ નિંદમાં પડયા છો; આલમ પરવર ગુસ્સાથી લાલ થયેલે ચેહેરે પાસે ઉભા હતા; વેશધારી સાકી તેમની સામે નિચા મ્હોડે ઉભો હતો. હુઝુરના હુકમથી તે મર્દને છેક અંદરના ભોંયરામાં બંદિવાન કરી રાખવામાં આવ્યો છે."

આ સાંભળતા સલિમા થરથર કાંપવા લાગી. તેણીએ ગળગળિત અવાજે પુછયું : "તે બદમાશ કોણ છે! જે આવી રીતે મારૂં જીવ-તર ધુળ મેળવવા માટે અહિં ફૂટી નીકળ્યો?"

"તેનું નામ માહરૂ છે, એમ સાંભળ્યું છે."

સલિમાનું મગજ ફરવા લાગ્યું. તેણીથી ત્યાં ઉભું રહેવું અશકય થઇ પડયું. લપેરા ખાતા પગેજ તેણી પોતાના ખાબગાહમાં જવા લાગી; પણ તેણીના પગજ ઠરતા નહતા. બહુ મહેનતે પોતાના રંગમહેલ પાસે આવી પુગતાં દરવાજા આગળ તેણી પડી અને બેભાન થઇ ગઇ.

શુદ્ધીમાં આવતાં સલિમાને લાગ્યું કે તેણી પોતાના બિછાનામાં સુતેલી પડી છે, અને એક દાસી તેણીના અંગ ઉપર હાથ ફેરવતી હતી. સાવધ થતાં સલિમાના દિલમાં વિંછીના ડંખ જેવી વેદના થવા લાગી. સલિમા મનમાંજ બોલવા લાગી : "માહરૂ! માહરૂ! તમેજ આખરે મારૂં બધું ધુળ મેળવ્યું! દુનિયાની નજરે તમે મને હમેશની બેઆબરૂ બનાવી! તમારા હાથે એમ કેમ તમે થવા દીધું? જ્યાં હું બાદશાહી ભોગવતી ત્યાં હવે એક દાસીથી પણ બુરી રીતે દુઃખ અને અપમાનમાં હું કેવી રીતે દહાડા કાઢીશ! બહુજ બુરૂં કર્યું માહરૂ! તમારા તે સર્વ ગુણો કયાં ગયાં? બધા સદગુણોનો શું આમ સામટો નાશ કરી દીધો? પરવરદિગાર! મુશકેલી આસાન કરનાર! તું શાહેદ છે કે હું તદન પાકદામન અને નિર્દોષ છું. મેં જાણી બુજીને કદી પણ મારૂં ઇમાન બગાડયું નથી. પણ બેગમના હરમમાં એક વેશધારી મર્દને પકડવામાં આવ્યો છે! હું કલંક વિનાની છતાં શહેનશાહને મારી ઉપર વિશ્વાસ કેમ આવે?

"હુઝુરનો મારા ઉપર જો ખરો પ્રેમ હતે તો તેઓ એકવાર પણ મને આ વાત માટે પૂછતે! પણ એક પણ કલામ કર્યા વિના એકદમ ચાલ્યા ગયા! આ બદનામી કંઇ સ્હેજમાં જાય તેવી છે? હાય! હાય! આજે મારૂં બધું નાશ પામ્યું છે. દાસીએ કહ્યું છે તે તદ્દન ખરૂં છે! મારા સુખના દિવસો ભરાઇ ગયા! જો આ બદનામીનો ડાગ ભુસાય નહિં તો પછી જીવતી રહેવામાં મને હાંસલ શું? હવે તો મોત મારો રફીક અને મદદગાર છે!— પણ—પણ આ ભર જુવાનીમાં–બધી મુરાદો પુરી નથી થઇ તે પેહેલાં--મોત કેમ ગમશે? ફરી આ દુનિયામાં કંઇ આવવું છે? પણ આમ વગર ફોકટના વિચારો કરવા ઠીક નથી. હુઝુરના પગ પર પડીશ, તેમને બધી ખરી હકીકત જણાવીશ; પછી શું તેમનું દિલ નહિં પીગળશે? એટલું બધું સખ્ત તેમનું હૈયું નથી! આટલું કરતાં પણ તેમનું મન ન માન્યું, તો પછી ઝેર ખાઇને મરીશ."

સલિમા પલંગ ઉપરથી ઉઠી બેઠી. દાસીએ અરજ કરી: "સરકાર, ઉઠો ના! આપના માથા ઉપર બહુ મોટો ઘા લાગ્યો છે.

આ સાંભળી સલિમાને આવા સંકટના વખતે પણ કંઈક હસવું આવ્યું. તેણી મન-માંજ કેહેવા લાગી: "દાસી! જે ઘા મારા દિલમાં પડયો છે તેની ઉંડાઇ તું શું જાણી શકે?"

ભયંકર તુફાન પછી સમુદ્ર શાંત થાય છે. આ વેળા સલિમાના જીગરની હાલત તેવીજ થઇ પડી હતી. તેણીએ વિચાર્યું: "ચાહનારને તો પોતાના પ્રેમ આગળ હલકાઇ પણ સહન કરવી પડે છે; શહેનશાહને હું ચાહું છું. શિવાય તે બાદશાહ ખુદ મુખત્યાર છે. હું તો તેની એક હલકી બાંદી જેવી! હું તેની આગળ શું હિસાબમાં? તેને પગે પડવામાં

મારે કંઇ ખોવાનું છે? હા, તે મારા પગે પડી મને સમજાવે તે દહાડા તો ગયા પણ હવે હું તેમને કેવી રીતે મળી શકું?"

સલિમાએ ફરી પોતેજ પોતાને જવાબ દીધો: "એક પત્ર લખી તેમને એકવાર બોલાવું."

પત્ર લખી સલિમાએ તે એક લિફાફામાં બીડી ઉપર પોતાની સીલ કરી, એક બાંદીને આપીને કહ્યું: "આ ખત જિન્નત મહેલમાં ખુદ હુઝુરના હાથમાં આપી જવાબ લઇનેજ આવજે."

દાસી પત્ર લઇને ગઇ. સલિમાં પોતાના રંગમહેલના દરવાજા બંધ કરી આંસુઓથી ભરપૂર આંખે બંદગી કરવા લાગી; "કીરતાર! એવું કર કે જેથી મારૂં અપમાન ન થાય અને દાસીને હડધુત ન કરતાં હુઝુર તરતજ તેણીની સાથે આવે. મારી શરમ આજે તારે હાથ છે!"



# પ્રકરણ ૪ થું.



## અદેખાઇની આગ.



જમીન ઉપર બસરાઇ ગાલીચા પાથર્યા છે—કીનખાબની ગાદીવાળી બેઠક બનાવેલી છે—ઉપર ખુબસુરત જિન્નત બેગમ બેઠી છે અને પાસેજ ખુદાવિંદ હુઝુર શાહજહાન બાદશાહ બેટેલા છે.

શાહજહાને કહ્યું: "દિલબર! એક બીજી જામ થંડા સિરાઝીની આપ. બહુજ તરસ લાગે છે. પેહેલાંનો શરબત જરા ગરમ જણાય છે! સિરાઝીથી નિંદ પણ જલદી આવશે."

મહેલની જુદી જુદી બારીઓમાં તરેહવાર દિવાઓ ટાંગેલાં હતા. તે ઉપર રંગબેરંગી રેશમી પડદાઓ લટકતા રાખ્યા હતા, તેમાંથી દિપકનો પડતો શાંત પ્રકાશ મનોરંજક લાગતો હતો. આખા મહેલમાં ગુલાબની વાસ પસરી રહી હતી. મરમરના પત્થરના આસનો ઉપર ન્હાના ફુવારાઓ ગોઠવેલા હતા. તેમાંથી મોતીની ધારો માફક મધુર સુવાસવાળું ગુલાબજળ ઉડી નીચેની સોનાની થાલમાં પડતું હતું. એક બાજુએ બુલબુલ સ્ટેજ પણ સરોદ કહાડયા વગર પાસેની સોનાની વાટકીઆંના અનારના દાણાઓ એક પછી એક ચાંચમાં લઇ ખાતું હતું. બીજી તરફ મેના પોતાના મીઠા અવાજથી અવારનવાર કંઇ ને કંઇ કુક કહાડતી હતી.

બાદશાહ આંખો બંધ રાખીને બોલ્યો: "દિલદાર જિન્નત! વિણા કે સિતાર કંઇ તો વગાડ. તારા કોમલ હાથે તેમાંથી રૂમઝુમ કરતા સરોદ કહાડી મારા તપતા જીગરને શાન્ત કર. આજે મારા મનને કેમે કરતાં ઠીક લાગતું નથી!"

જિન્નત ખરેખર અતિ ખુબસુરત હતી. આસમાની ઝભામાંથી બેગમનું રૂપાં જેવું અંગ બહાર પ્રગટી નીકળતું હતું! અણીયાળા નૈનોને રમતાં કરી મોંહ ઉપર મુસ્કેરાટ લાવી મલકાતાં જિન્નત બેગમ વિણા લઇ આવી.

વિણાના સૂર મેળવતાં બેગમનું માથું આમ તેમ હાલવા લાગ્યું. વિણામાંથી બેસૂર અવાજ નીકળતાં, ચેહેરા ઉપર કંટાળાની નિશાની થઇ ભ્રકુટી ઉંચી ચઢી જતી; પણ સુર બરાબર મળતાં—તેનો ખુશ તાન કાને પડતાં—તેણીના હસતાં મ્હોડા ઉપર સંતોષની લાગણી ખીલી નીકળતી.

વિણા બરાબર બની. સુર બરાબર મલ્યા. વિણાના તારે-તારમાંથી રાગણીની જીવનશક્તિ જાગૃત થઇ ઉછળવા લાગી. કંકણથી શોભિતા ડાબા હાથમાં વિણા લઇ તે જુવાન સુંદરી તેના તારોને હવે છુટથી છેડવા લાગી. દરેક ઝંકારે રંગ જામવા લાગ્યો. બાદશાહ પડયા પડયા: "વાહવા! શાબાસ! બિસયાર ખૂબ વગેરે ઉત્તેજન અર્થે વચમાં બોલવા લાગ્યો.

આજે જિંનત બેગમના દિલમાં અતિ આનંદની રેલછેલ હતી. આજે ઘણે દહાડે સલિમાના મજબુત સપાટામાંથી બાદશાહ સટકી શકયો હતો. આજે શાહજહાન તેણી સાથે એવા છુટ અને પ્યારથી વાતો કરતો હતો કે હવે પછી તેણીની શોકય હમેશના માટે તજાઇ છે એવી નક્કી આશા જિન્નતના દિલમાં જામતી હતી. આ વેળાએ જિન્નત પોતાની વિણાના તાર સાથે પોતે પણ એક તાર થઇ ગઇ હતી. મનનો આનંદ સમાયો સમાતો નહનો. વિણાના સુર સાથે પોતાનું મીઠુ ગળું મેળવી તેણે ગાવા લાગી:

**તેસુ ફુલિ મતિયા બનબાગાનેં,**
**બોલે ડાલે કોયલિયા**
**કુંજે ગુંજે ગુંજકી ઘટામેં,**
**પપિયા પુકારે પિયા પિયા પિયા!**

એવામાં ગાયનમાં ભંગ પડયો. એક દાસીએ આવી એક ચીઠી બેગમ પાસે ધરી.

જિન્નત બેગમે પુછ્યું: "દાસી શું છે?"

દાસીએ જવાબ વાલ્યો: "સલિમા બેગમે જહાંપનાહ માટે આ ખત આપ્યો છે, અને તેનો જવાબ લાવવા માટે મને ખોટી થવા કહ્યુ છે."

શાહજહાન આ વેળા કંઇક સિરાઝીની ખુમારીમાં અને વિણાના કંઇક મધુર તાનમાં મસ્ત થઇ સ્હેજ ઉંઘતો અને સ્હેજ જાગૃત એવી અવસ્થામાં પડયો હતો. જિન્નત બાદશાહ તરફ એક નજર ફેંકી છાનીમાની તે પત્ર વાંચવા લાગી. પત્રમાં લખ્યું હતું:

"મારા જીવના માલીક,

આ આપની બાંદી તકસીરવાર નથી. એની ઉપર જે કાંઇ પણ બદનામી આવી છે તે તદન ગલત છે. હું બેગુનાહ છું. હૂઝુરનું દીલ મારાથી વગર ફોકટનું રંજીદા થયું છે, એમ હું નમ્ર અરજ કરૂં છું.

જે વખતે આપને મારા ઉપર બદગુમાન આવ્યો. તે વખતેજ જો આપે આ કમબખ્તને એકવાર હુઝુરમાં બોલાવી પુછતે તો ઠીક થતે. આપનો મારી ઉપરનો વિશ્વાસ આટલો વહેલો ઉડી જાય એ મારીજ કમનસીબી માનું છું.

આલમ પરવર! આ નાચીઝ ઉપર આટલો બધો ખોફ કાં? તપાસ ઉપરથી જો આપની આ દાસી તકસીરવાર સાબીત થાય, તો આપના હાથેજ મને સજા કરશો; પણ મોત પેહલાં એકવાર તો આપના દિદારની મને તલબ પુરી કરશો, એટલીજ આ દાસીની અરજ છે. મારી આ આરઝુ પુરી થતાં હું સુખે મરીશ. વધુ શું લખું?

કમબખ્ત સલિમા."

પત્ર વાંચી જિન્નત બેગમ અદેખાઇથી સળગતી ઉઠી. પોતાના દાવપેચમાં આ ખલલ જોઇ તેણી વ્યાકુળ બની ગઇ. જિન્નતના મનમાં અનેક વિચારોની ઉથલપાથલ થવા લાગી, "આ તક સાંધી જો તે નાગણીનો કાંટો કહાડી ન નાખું તો પછી કદી મારો દહાડો પાછો વળવાનો નથી. એ બદમાશનો પગ જનાનામાં પડયા પછી અમે બીજી બેગમોને સહેજ પણ સુખચેનની પ્રાપ્તિ કદી થઇ નથી! તેજ એક આસમાનની હુરી અને શું અમે સૌ કંઇ હિસાબમાં નહિં? બસ આજે હમણાંજ તેણીનો ઘાટ ઘડવો જોઇએ પણ આ બાદશાહના નામનો પત્ર છે તે તેને મળવોજ જોઇએ—એટલે તે દાબી પણ શકાય નહિ."

જિન્નતે બાદશાહ તરફ નજર કરી જોયું, તો હુઝુર બિછાનામાં ખુશ નિંદમાં ગીરફતાર હતા. હિંદુસ્તાનનો શહેનશાહ પોતાની બાદશાહી બાજુએ મુકી, અર્ધી મિચેલી આંખોએ પડયો પડયો પરસ્તાનના સ્વપ્નમય રાજ્યમાં સયેર કરી રહ્યો હતો. ધીરે ધીરે જિન્નત બેગમ બાદશાહના કાન આગળ જઇ નરમ અવાજે બોલી: "હુઝુર એક ચીઠી આવી છે."

શાહજહાન એકવાર સહેજ આંખ ખોલી જિન્નત તરફ જોઇ બોલ્યો: "ચીઠી! કોણની ચીઠી? બેહિસ્તમાંથી કોઇ હુરીની ચીઠી તો નથી આવી?"

જિન્નત કંઇક હસીને બોલી: "ખાવિન્દ! બેહિશ્તની હુરીની તો નથી પણ આ જમીન ઉપરની હુરીની છે! એ તો સલિમા બેગમે ચીઠી મોકલી છે."

બાદશાહે આંખો મીચી દીધી. આ જોઇ કંઇક થોભી જિન્નતે કહ્યું: "જહાંપનાહ! ચીઠી તાકીદની છે. પછી તો આપનો જે હુકમ!"

બાદશાહે ફરી પુછ્યું: "કોણની ચીઠી તું કહે છે!"

"સલિમા બેગમની." જિન્નતે જવાબ દીધો.

સલિમાનું નામ સાંભળતાં બાદશાહનો મિજાજ બગડી આવ્યો. માથું હલાવી બોલ્યો: "ફેંકી દે! તે બદમાશના કાગળને હું હાથ પણ લગાડીશ નહિં!"

જિન્નતને એટલુંજ જોઇતું હતું. નીર્દોષતાનો વધુ દેખાવ કરી બોલી: "આલમ પરવર, એમ કરવું ઠીક ન કહેવાય, તેણીએ મોટી ઉમેદથી ચીઠી મોકલી છે, તે આપ વાંચશો, નહિ તો તેણીનું દિલ કેટલું દુખાશે? હું વાંચી સંભળાવું?"

બાદશાહે જવાબ દીધો: "કાંઇ વાંચવાની જરૂર નથી! અંદર શું લખ્યું છે તેનો સાર કહી દે એટલે પત્યું!"

જિન્નતે કહ્યું: "લખે છે કે મારૂં કિસ્મત ફુટી ગયું, ત્યારે હવે મને તજી દો!"

જિન્નત! જિન્નત! તારી અદેખાઇની કંઇ હદ. પત્રમાં આવું મુદલ લખ્યું ન હતું. ખરેખર જિન્નત આ વેળાએ એક નાગણ જેવી ઝેરીલી બની હતી.



ચિત્રકાર:
એમ. વી. ધુરંધર.


"ફેંકી દે! તે બદમાશના કાગળને
હું હાથ પણ લગાડીશ નહિં."

બાદશાહે બહુજ મહેનતે આંખ ઉઘાડી, અને બોલ્યો : "શયતાનને આટલીજ શુદ્ધ છે કે? તને તજીશ તે કેમ? બદમાશ! હાથીના પગ નીચે દબાવી તને બરાબર હું છુટી કરીશ, સમજી?"

જિન્નત બેગમ હાથ જોડી બોલી : "આલમ પરવર! આપ જહાનના ખાવિન્દ છો, ને એ તો એક નાચીઝ ઓરત છે! આપના કેહેરના લાયક તેણી નથી. તેણીને છોડી દો. તે કમબખ્તની તકસીર મોટી તો ખરી, પણ તેણીને મારવાથી હુઝુરના મોટા નામને ખોટું લાગશે."

જિન્નતે મનમાં બરાબર ધાર્યું હતું કે, આ વેળાએ બાદશાહને આ જાતના મીઠા મીઠા શબ્દો કહ્યાથી તે વધુ ઉશ્કેરાશે અને તેમાંજ તેણીની મતલબ સફળ થશે તેથી આવી વાતોથી તેણી બાદશાહને ભમાવવા લાગી. બાદશાહ આ શબ્દો સાંભળતાંજ ઉશ્કેરાઇ ગયો અને બોલ્યો : જિન્નત! તેણી ઉપર દયા કરવા માટે એક શબ્દ પણ તું બોલીશ નહીં! આ વેળાએ હું કોઇનું સાંભળું તેમ નથી. હું કહું છું તેવો જવાબ લખ!"

બાદશાહના હુકમથી જિન્નત લખવા લાગી :

"બદમાશ! તને રહેજ પણ શરમ નથી? બેહયાઇથી મને પત્ર લખે છે? તું ખરેજ શયતાન જેવી છે—રહેમ માટે તું તદન નાલાયક છે! આજથી એકાંત બંદીખાનામાં તને પૂરવામાં આવશે. તારી તકસીર કદી માફ થનાર નથી. બીજી સજા શું કરવી તે હવે પછી વિચારવામાં આવશે."

બાદશાહે આંગળીમાંથી અંગુઠી કાઢી જિન્નત તરફ ફેંકી. તેણીએ પત્રની છેવટે બાદશાહની વીંટીથી સીલ કરી.

શાહજહાને કહેલો જવાબ લખ્યા પછી જિન્નતે પત્રમાં પોતે નીચે મુજબ ઉમેરી દીધું :

"તને બહુ શરમીંદગી લાગતી હોય તો ઝેર ખાઇને મરી જા! આવી બેહાઈ કરી નામોશી લગાડી બચી જવાની ફરી હવે કોશેશ કરીશ નહિં!"

પત્ર લઇ દાસી ગઇ. થોડાજ વખતમાં જિન્નત બેગમના કપટથી તૈયાર થયેલો બાદશાહની સહી અને સીલવાળો એક ફરમાન મોતિ મહેલમાં માહુમ હબશણના હાથમાં જઇ પડયો, જેમાં સલિમાને એકાંત બંદિખાનામાં નાખવાનો શાહનો હુકમ હતો.

# પ્રકરણ ૫ મું.

## જીવન વિસર્જન.

આશાનો પ્રભાવ અતિ વિલક્ષણ છે. માનવિના જીવન માટેના તમામ આધારના જતાં રહેતાંબી આશા છેવટ સુધી કેમે કરી ટળતી નથી. સલિમા બેગમનોજ દાખલો લ્યોની! તેણીનું માન, મરતબો, ધન, દોલત, વૈભવ વગેરે સર્વ જતાં રહ્યાં હતાં; પણ આશાએ હજી તેણીને મૂકી દીધી નહતી. સ્હેજ પણ ખળખળાટ થતાં સલિમા ચોકી ઉઠતાં તેણીને લાગતું કે: "આખરે હુઝુરને રહેમ આવી. મારાપરના ખોટા આરોપ માટેની જહાંપનાહની અંતે ખાત્રી થઇ. તેઓએ માફી આપી. હુઝુરના સર્વ શકો દૂર થયા. આ તેઓના આવવાનોજ અવાજ છે."

આશરે ત્રણ પહોર જેટલો દહાડો પસાર થયો હશે; હજી દાસી આવી નહિં; ત્યારે તો સલિમાની આશાઓ ભ્રષ્ટ થવા લાગી. તેણીનું જીગર ધીરે ધીરે શૂન્ય થઇ જવા લાગ્યું. હમણા સુધી સલિમાએ એક ગોટ જેટલું પાણીએ પીધું નહતું. બાંદીએ નિયમિત રીતે ખાવાનું લાવી ઓરડામાં મુકયું હતું; પણ તેને તેણીએ હાથ પણ લગાડયો નહતો. તેણીએ મનમાં દૃઢ ઠરાવ કર્યો હતો કે: "હુઝુર જો ન આવશે તો મારે પ્રાણ ત્યાગ કરવો!"

આખરે બહુવાર પછી દાસી આવી. તેણીના ઉતરી ગયેલા ચેહેરા ઉપરથી સલિમા બધું સમજી ગઇ. તેણીએ દાસીને પુછ્યું: "ખાવિંદ કયાં છે?"

દાસીને પોતાનું ગળું ગુંગળાઇ જતું જણાયું; તેણીએ જવાબ દીધો: "સરકાર આવ્યા નહિ."

"આવ્યા નહિ? તો પછી કયારે આવશે એમ જણાવ્યું?"

દાસીએ જવાબ કંઇ ન દેતાં, તેણીના હાથમાં જિન્નતવાળો પત્ર આપ્યો. સલિમાએ પત્ર ઉઘાડી જોયું—જિન્નત બેગમના હાથના અક્ષરો! બધો મામલો સપાટામાં તેણી સમજી ગઇ. પત્ર વાંચતાંજ તેણીની આંખો સામે અંધારી આવવા લાગી.

દુઃખ, સંતાપ, અભિમાન વગેરે વિકારોથી સલિમાનું જીગર બળવા લાગ્યું. તેણીએ

દાસીને જણાવ્યું: "તું બહાર જા, હું અહિં એકલીજ બેસું છું."

હુકમ પ્રમાણે દાસી બહાર ગઇ. સલિમા દરવાજો બંધ કરી એકાદ કોચ ઉપર જઇ પડી. બહુવાર સુધી ડચકાં દેતાં તેણી રડતી પડી હતી.

આ વખતે આફતાબ પશ્ચિમમાં અસ્ત થવાની તૈયારીમાં હતો. જાણે કે સલિમાનું દુઃખ તેનાથી જોઇ ન શકાવાથી હિમાલયની ઓથમાં ભરાઇ જઇ પોતાનું મુખ છુપાવવાની તે કોશેશ કરતો હતો! સલિમાં બેઠા બેઠા બહુવાર સુધી મનમાં કંઇ નક્કી મનસુબો કરતી હતી. તેણીનું મ્હોં નાઉમેદીથી ઝાંખું પડી ગયું હતું, છતાં નકકી ઠરાવની છાપ ખુલ્લી રીતે તે ઉપર દેખાતી હતી. પોતાની જીંદગીની છેલ્લી હકીકત પોતાના ખાવિન્દને જણાવવા માટે શાહી કલમ લઇ સલિમાએ લખવું શરૂં કર્યું:

"માહરા જીગરના ખાવિંદ!

આપ તમામ મુલકના ઇન્સાફ કરનાર છો. આપના હુકમથી ઝેર ખાઇ હું જીવ આપુ છું. આપનો હુકમ હું બોલેબોલ પાળું છું; પણ નિજાત બેગમના કુટિલ કારસ્તાનોના પરીણામે જે અફસોસકારક સેવટ આવનારૂં છે, તેનો વિચાર મનમાં આવતાં જીગર ફાટી જાય છે.

પણ ખાવિન્દ આપ મારી સામે ઉભા રહી, પોતાના મુબારક હાથથી ઝેરની જામ મારા મ્હોં સામે ધરી હતે તો કેટલી બધી શાંતિથી, કેટલા બધા આનંદથી આપના ચંદ્ર જેવા મુખડાને ચકોરીનાં જેવી આંખો સાથે ધારીને જોતાં જોતાં હું ઝેર ગટગટાવી જીવ આપતે, તે આપને બરાબર દેખાઇ આવતે-પણ હવે તેમાં ફાયદો શું?

હું પાક અલ્લાહને હાજર નાજર જોઇ કહું છું કે, હું તમામ નીર્દોષ છું. આપ તમામ મુલ્કના બાદશાહ બની બધાને ન્યાય આપો છો, પણ આ બાંદીના બાબમાં તો આપના હાથે તમામ અન્યાય થયો છે, એમ હું બહુજ નમનતાઇ સાથે અરજ કરૂં છું. પણ તમામ દીન અને દુનિયા જેના ન્યાય ઉપર ચાલે છે, તેની પાસે તો મારો ખરો ઇન્સાફ થશે, એવી મારી ખાત્રી છે.

મારા જીવના આધાર! જહાંપનાહ! જીવ એ તો મારા મનથી તુચ્છ વસ્તુ છે. શાદી થયાના દિવસથી તેને આપની સેવામાં હું અર્પણ કરી ચૂકી છું. આપના કામમાં તે નિરૂપયોગી થઇ પડવાથી તે અસાર જીવને રાખી મૂકીને તે હવે શું કરવું છે? આથીજ આપના હુકમ મુજબ હું આજે તેને બરખાસ્ત કરી રજા આપીશ.

ગુજરવાની પહેલાં એકવાર આપના દર્શન આ બાંદીને થયા હતે તો આ જગતમાંનું એક અનુપમ ઉંચું સુખ મને મળતે. પણ આ આશાનું પૂરૂં થવું આ કમબખ્તની તકદીરમાં નથી! મારા મનમાંની એક પણ ઉમેદ હાલમાં બર આવે તેમ નથી. મારી કમનસિબીએ જેમ મને આજે ઘેરી લીધી છે, તેમ જો કાળી વાદળિયો પેલા શીતળ ચંદ્રમાંને ઘેરી ન લે, તો આજે રાત્રે કેવી સરસ ચંદની પથરાશે. આવી મીઠી ચંદનીમાં-શીતળ ચંદ્ર કિરણોની છાયામાં આનંદમાં મરવું, કેવી મજાહ આપનારૂં હશે એમ મને કેટલા દહાડા થયા લાગતું હતું. આ ઇચ્છા પણ હવે મારી કેમ પૂરી થાય? નદીનું મધુર ગાન સાંભળતાં સાંભળતાં મરવું અપાર સુખદાયક છે. પણ નદી કિનારે મને હમણા કોણ લઇ જાય? માથામાં તેલ નાખી, ફુલની શય્યામાં સુઇ આપના ખોળામાં માથું મૂકી મરવાને મને બહુ મન છે. પણ હવે તે કોણ પૂરી કરે? આપની મરજીમાં આવે તો તે બહાલ રાખશો. મારા મહેલની ઉત્તર તરફની બારીની બાજુએ જે ગિરિ નદી વહેતી જણાય છે, તેના કિનારે, માહતાબના ઉગવાની વખતે ચંદ્રોદય વેળા મને દફન કરવાનો હુકમ આપશો, અને ત્યાં કદી પણ સીપાઇ કે પહેરેગીર રાખી મારા નિર્જન એકાંત વિશ્રાંતિ સુખનો ભંગ કરશો નહિં.

સેવટે તે રહેમાન રહિમ અલ્લાહતાલા, આપને હમેશાં સુખી રાખે એવી અંતકરણની દોઆ ચાહતાં હું હંમેશની ઉંઘમાં પડવાની રજા લઉં છું.

આપની એકવારની અત્યંત પ્યારી થઇ રહેલી, પણ હાલમાં મોતના મ્હોમાં પડેલી

સલિમા."

પત્ર લખી રહીને સલિમાએ તે એક લિફાફામાં મુકી તે ઉપર પોતાની સીલ કરી. ઉપર બાદશાહનું નામ લખી તે એક સોનાની થાળીમાં સુગંધી ફુલો ઉપર મુકી, બાદશાહ અથવા કોઇની પણ નજર તેની તરફ ઝટ

પડે એવા એકાદ ઠેકાણે તેણીએ તે સોનાની થાળી મુકી.

સલિમાના હાથમાં એક અતિ મુલ્યવાન વીંટી હતી. એક દહાડો પ્યારની ઇંધાણી દાખલ શાહજહાંને તેણીને તે આપી હતી. આ વીંટીમાં એક મોટો ઝેરી હીરો જડેલો હતો. આ વીંટી ઉપરના ચકચકતા હીરા તરફ ઇચ્છાભરી નજરે જોતાં સલિમા કંઇક હસી. આ વખતે તેણીના મનમાં જુદા જુદા એક બીજાથી વિરૂદ્ધના વિચારોનું જંગ ચાલતું હતું. એકાએક તેણીના ચિંતાતુર, મલિન, તેજ વગરના મુખ ઉપર શાંતિ પસરવા લાગી.

તે ઝાંખા ચેહેરા ઉપર તેની અસલની રૂપ જ્યોતિ ફરી ચમકવા લાગી. ગયેલી મનોહરતા પાછી વળેલી જણાઇ. વીંટી ઉપરના હીરાની તરફ જોઇ સલિમા બોલી: "મારા જીગરમાં જઇ તું કેવું નિર્દોષ બેગુનાહ છે તે તારા પ્રકાશથી ખાવિન્દ અને સર્વ અલમને ખુલ્લું કરી બતાવ !"

સલિમા દ્રઢ ઠરાવવાળી હતી, પણ ખાવિન્દના હુકમ મુજબ જીવ આપવાનો તો તેણીએ નકકી ઠરાવ કર્યો હતો. પ્યાર ગયો, આશા ગઇ, જીવનનો આધાર ન રહ્યો, હવે આ સાર વિનાના શૂન્ય જગતમાં રહી પોતે શું કરવું છે, એમ તેણીએ વિચાર્યું. છેવટે, મનને મજબુત કરી તે ઝેરી હીરાવાળી વીંટી સલિમાએ ચુસી. ફરી બીજીવાર ચુસતી વખતે તેણીએ ઉપર આસમાન તરફ જોઇ, આંસુભરી આંખે, બળતાં દિલે, રડતા અવાજે બન્ને હાથ જોડી બોલી:

"ગફુરર રહીમ—દયાવાન કિરતાર ! હું જાઉં છું. મારા નિર્દોષપણાનો તુંજ સાક્ષી છે ! હવે તારી દરગાહમાં તો આ ગરીબને પનાહ આપ, આ આટલી મોટી આલમમાં જ્યારે મારા જેવા નાચીજ જીવને જગ્યા મળતી નથી, ત્યારે બીજો શું ઇલાજ ? તું ગરીબોનો બેલી છે.

મારી પછવાડે પણ મારી પાકદામન માટેની ખાવિન્દને ખાતરી આપજે. તારી ઉપર જો મારૂં પકકું ઇમાન હશે—આ અભાગણીની જો તને શરમ રાખવી હશે—તો મરવા પહેલાં એકવાર હુઝુરના કદમોના દિદાર થશે !"

આવી રીતે તે કિરતારની ખરા મનથી પ્રાર્થના કરતાં તે વીંટી ચુસવા લાગી. વીંટીમાંનું ઝેર પેટમાં ઉતરતાં વિક્રાળ મોતે તેણીને પોતાના સપાટામાં લેવી શરૂ કરી. અપાર વેદના થવા લાગી, શરીર તુટવા લાગ્યું, આંખો કપાળે ચઢી ગઇ, માથું ફરવા લાગ્યું. સલિમા પોતાના સફેદ બિછાના ઉપર વ્યાકુળ થઈ પડી. દિલગીર અવાજે તેણી બોલવા લાગી: "માહરૂ ! તમે મારી ઉપર હેત રાખતા હતા, હું તમારી ઉપર હેત રાખતી હતી, પણ આપણો આ પ્યાર પાક અને ભાઇ બેહેનના પ્યાર સમાનનો હતો, એમજ હું સમજતી હતી. તે પ્રેમ આપના મનમાં આવી બુરી રીતે બદલાઇ જાય ? મારા ખાવિન્દ ! જહાંપનાહ ! આ ગરીબ દાસીને માફ કરો. આપના મનમાં આટલા બધા દુ:ખના કારણ રૂપ હું થઇ પડી એ માટે મને પણ બહુ બુરૂં લાગે છે. પણ મારોથી ઉપાય શું ? આપઘાત કરવામાં પણ મોટું પાપ છે એમ લોકો કહે છે; પણ મને તે મુદ્દલ થવાનું નથી. સ્ત્રીને તેણીનો ખાવિન્દ સહુથી વિશેષ છે ! કુરાનમાં શવહરની મરજી માફક વર્તવાની સખત તાકીદ છે. શવહરના હુકમ મુજબ હું જીવ આપું છું. એટલે મને રતીભાર પણ પાપ થવાનું નથી—ઉલટી હું સ્વર્ગમાં જઇશ !"

સલિમાએ આ પછી બહુ કષ્ટથી આંખો બંધ કરી.

થોડોક વખત ગયો હશે—એવામાં શું અજાયબી ! કે બાદશાહ ખુદ તે મહેલમાં પધાર્યા—બતી બળે છે, સલિમા તડપતી બિછાનામાં પડી છે, શાહજહાન ઉતાવળે બિછાના આગળ ગયો. સલિમાને જોતાંજ તે ભયથી ચમકી ગયો. મોતની ભયંકર છાયાથી સલિમાની કાયા, સોના જેવા કાન્તિવાળી ઝેરથી લિલિછમ બની ગઇ છે. મ્હોડું સુકું પડી ગયું છે. બાદશાહના જીગરમાં કંપારી ફરી વળી. વ્યાકુળ અવાજે દર્દનાક શબ્દોએ તેણે પુકાર્યું: "માહબૂબ ! મારી સલિમા—"

સલિમાના હોઠ કંઇક હસ્યાં. શ્વાસ તો અતિ મંદ થઇ ગયો હતો. બહુ મહેનતે તેણીએ હોઠ ઉઘાડયા. બાદશાહને કંઇક ધીરજ આવી. અવાજ દબાવિ તેણે પુછ્યું: "સલિમા ! પ્યારી સલિમા, શું થયું છે ?"

સલિમાની આંખો કંઈક વધુ ઉઘડી. સલિમા ફાટી આંખે હુઝુર તરફ જોઇજ રહી. સલિમાને આ વેળાએ સામેની વસ્તુઓ કંઇ બરાબર દેખાતી નહતી.

બાદશાહે ફરી પુછ્યું: "સલિમા ! આ શું કીધું ?"

સલિમાએ ભાંગ્યા તુટા શબ્દોમાં જવાબ દીધો : "કોણ ? જીગર જાન ! આખરે આપ આવ્યા ? આ દાસી ઉપર આપને રહેમ આવી ? આપનો હુકમ મેં માથે ચઢાવ્યો છે. મેં ઝેરી હીરાની વીંટી ચૂસી છે."

શાહજહાન આવુંજ કંઇક બનેલું પહેલાંથી પામી ગયો હતો. હવે તે તદ્દન બેફામ બની ગયો. એક ગાંડા માણસ જેવી તેની હાલત થઇ પડી હતી. શું કરવું તે એને લેશ માત્ર સુજતું નહતું. ધીરજ મૂકી દઇ તે જમીન ઉપરજ બેસી ગયો.

સલિમાના મ્હોંમાંથી આ હકીકત સાંભળતાજ તે ભાન ભૂલી ગયો. સૌ બેગમોમાં સલિમાજ તેની મનપસંદ બેગમ હતી. જીવ કરતા વીશેષ તે તેણીને ચાહતો હતો. મહેલમાંની પહેરો ભરતી દાસીને હાંક મારી તેણે કહ્યું : "જા, જા, જલદી, હકીમને તરત બોલાવી લાવ !"

સલિમાની શક્તિ ઓછીને ઓછી થતી ચાલી હતી, છતાં બાદશાહના આ શબ્દો તેણીના સાંભળવામાં આવ્યા. શાહજહાનને ઉદ્દેશી તેણી બોલી : "ખાવિંદ ! હકીમ આવીને હવે શું કરશે ? મેં ઝેરી હીરાવાળી વીંટી ચૂસી છે, અતિ વેદના થાય છે; હવે મને અલ્લાહ શિવાય બીજું કોઇ બચાવે તેમ નથી !"

બાદશાહ સલિમાના બિછાના ઉપર જઇ બેઠો. ભયંકર નિરાશાથી તેનું દિલ ચીરાઇ ગયું હતું. સલિમાનું માથું તેણે પોતાના ખોળામાં લીધું. જીગરમાંનો શોક ઉભરાવાથી તે હવે ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યો. સલિમાની નજરે આ દેખાવ પડતાં બાવરી થઇ તેણી બોલી : "ના. ખાવિન્દ ! આપ સરખા બહાદુર મરદે આ હલકી દાસી માટે એમ આસું પાડવા, એ ઠીક લાગતું નથી !"

આ શબ્દો સાંભળી બાદશાહે વધુ રડતાં રડતાં કહ્યું: "સલિમા ! આ બધું કોણે કર્યું ?"

સલિમા ધીમા થતાં અવાજે બોલી : "ખાવિન્દ ! આપ જો એક ઘડી વહેલા આવ્યા હોત, તો હું આ મરતે નહિ ! આપને જોઇ હવે મને જીવવાની ઇચ્છા થાય છે. પણ હવે ફોકટ !"

સલિમાના આ શબ્દોએ બાદશાહનું જીગર તદ્દન પીગળી ગયું ! તેણે પ્રેમથી સલિમાને ગળે લગાડી, રડતાં અવાજે કહ્યું : "સલિમા ! હું પાપી, સ્રીઘાતક છું. મારા જેવો શયતાન તારા પ્રેમને લાયક નથી. તું તો બેહિસ્તની હૂર છે ! ના, ના, ફિરસ્તા જેવી છે, છતાં આજ સુધી હું તને ઓળખી શકયો નહિં. હાયહાય ! પણ તું મને મૂકીને ચાલી ? સલિમા ! મને માફ કર, આ કમબખ્ત સાથે એક બોલ તો બોલ !" વધુ એનાથી બોલી શકાયું નહિં.

આ બેઉ જણની તે વેળાની હાલત કોણ વર્ણવી શકે ? સલિમાના સુકા ગાલપર આનંદના આંસુઓ વહેતા હતા. ગળું સીવાઇ ગયું હતું. જીવનશક્તિનો દર શ્વાસે નાશ થતો હતો. દુઃખ, પીડા, નિરાશા, તુટેલુ મન, અપમાન— આ સર્વ દુનિયાની ખટપટોના પદાર્થ ! આ બધા અહિંના અહિં રહી, મોતની પહેલાં સલિમાને પરમ શાંતિ પ્રાપ્ત થઇ ગઇ હતી. હવે બાદશાહનો રડતો અવાજ કે શોકાતુર દેખાવ તે શાંતિનો નાશ કરી શકયા નહિં.

બાદશાહ ફરી ગાંડા સરખો ઉઠી બુમો પાડવા લાગ્યો : "હકીમ ! હકીમને બોલાવો !"

પણ હકીમના આવવા પહેલાં તો સલિમાની જીંદગીની જોત બુઝાઇ બી ગઇ !

તે મજબુત મનનો, મહા બળવાન હિંદુસ્તાનનો બાદશાહ, આ વેળાએ સલિમાના મરણ પામેલા શરીરને જોઇ જોઇને એક ન્હાના બાળકની પેઠે મોટેથી રડવા લાગ્યો. તેના ગરમ ગરમ આંસુઓ સલિમાના હિમ જેવા શીતલ શરીર ઉપર ટપકવા લાગ્યાં.



## પ્રકરણ ૬ ઠું.



## વેશધારી ફકીર.



માહુમે માહરૂને તે ભોંયરામાં ફેંકયા પછી, તે ભોંયરાની જમીન ધ્રુજવા લાગી. ધીમે ધીમે તે માહરૂને બરાબર લઇ, કંઇપણ અવાજ કર્યા વિના ફરતી ફરતી નીચેને નીચે ઉતરવા લાગી. પોતાના પાપી શરીરનો ભાર ધરતી માતા પણ સ્હેવા રાજી નથી એમ માહરૂને લાગ્યું. આવા મજબુત મહેલની જમીનને આમ નીચેને નીચે ધસ્તી જોઇ માહરૂ બહુ અચંબો પામ્યો. એકાએક કડકડ શબ્દ થઇ તે નીચે ઉતરતી જમીન એકદમ બે ભાગમાં વહેંચાઇ જઇ સ્થિર થઇ. માહરૂ આ બે ભાગના વચેના ભોંયરામાં જઇ પડતાંજ માથા ઉપર જબરો ઘા લાગવાથી તે બેશુદ્ધ થયો.

ભાન આવતાં, તેને જણાયું કે, ચો તરફ તદ્દન અંધકાર અંધકારજ છે. ઉપર, નીચે, આસપાસ બધેબધ અંધકારજ ! આ રાત છે કે દિવસ આ સમજવાનો પણ કંઈ ઉપાય રહ્યો નહતો. માહરૂએ પોતાના હાથોથી ચોતરફ તપાસી જોયું, તો નીચેની જમીન પાકા પત્થરની હતી. માહરૂએ ઘણે દૂર સુધી હાથ ફેરવી જોયું તો તે ભિંત માણસના હાથે બાંધેલી નહતી: ખડકો ખોદીને તે તૈયાર કરેલી હતી. ભિંતને હાથ દઇ તે ચોતરફ ફરવા લાગ્યો. જ્યાં જુએ ત્યાં તે ભિંત એકસરખીજ હતી. ફક્ત એકજ બાજુએ પત્થરના ઠેકાણે તેના હાથને લોખંડ જેવું લાગ્યું. હાથ ફેરવી જોતાં તે તેને આ બંદિખાનાના દરવાજા લાગ્યા. તે બહારથી બરાબર બંધ કરેલા હતા !

કમબખ્ત માહરૂ આખરે નિરાશ થઇ નીચે બેસી ગયો; પણ તેવી રીતે બહુવાર બેસી શક્યો નહિં. પાછો ઉઠી ભિંતે હાથ ફેરવતો તે ચોતરફ ફરવા લાગ્યો. થાકતાં વળી પાછો નીચે બેસી ગયો. હવે તેનાથી પોતાની આ હાલત ખમી શકાઇ નહિં. તે મોટેથી બુમો પાડી બોલવા લાગ્યો: "આવી રીતે મને અહિં રાખશો નહિં ! મહેરબાની કરી તરવારના એક ઘાથી મને ઠાર કરી નાખો, બહુ અહેસાન થશે."

તે કમબખ્ત બંદિવાનના આ શબ્દોના તે કેદખાનામાં ગંભીર પડઘા પડવા લાગ્યા. તે સાંભળી, માહરૂ પોતેજ બીધો, અને બેઠેલો હતો તે ચોંકીને ઉઠી ઉભો થઇ ગયો. એકાદ મગજથી ખસી ગયેલાની જેમ તે ભિંત ઉપર પોતાની મુઠી મારી ઘા કરવા લાગ્યો. તે કાળા પાણાઓ ઉપર મુઠીની કંઇએ અસર ન થતા માહરૂના હાથનેજ સામી ઇજા થઇ.

આખરે કંટાળી માહરૂ નિંદ્રાદેવીનો જપ કરવા લાગ્યો. ઘણા વખત સુધી આ બાજુથી પેલી બાજુ એમ એણે પાસા ફેરવ્યા પણ નિંદ્રા જાણે એનાથી રીસાઇ ગઇ હોય તેમ દૂર દૂર ભાગતી હતી. તે કમબખ્ત બંદિવાનને લાગ્યું કે નિંદ્રા એ પણ સ્વર્ગની એક અપસરા છે. તે શું જોઇને આ આવા ક્રુર અને બંદિખાના જેવા ભયંકર સ્થળે આવશે ? ઘણી વારે આંખો ખોલી જોતાં, તે કેદખાનામાંનું ઘોર અંધારૂં એક ઠેકાણેથી કંઇક ઓછું થયેલું તેને જણાયું. તેને લાગ્યું કે તે ઠગાતો તો નથી; નહિં તો આવા અંધકારમાં પ્રકાશનો તે ક્યાંથી પ્રવેશ થાય ? આથી એણે પાછી આંખો બરાબર બંધ કરી દીધી. થોડી વાર રહી આંખો પાછી ઉઘાડતા પોતે ઠગાતો નથી એમ નક્કી અનુમાન્યું. ઉપર એક સુક્ષ્મ છિદ્ર દેખાતું હતું. તેમાંથી સ્હેજ પ્રકાશનો અંદર પ્રવેશ થતો હતો. માહરૂને લાગ્યું કે સહવાર થઇ હશે. વખત જતાં છિદ્રમાંથી આવતો પ્રકાશ ધીમે ધીમે વધવા લાગ્યો. સેવટે તે પ્રકાશ એટલી બધી હદે વધ્યો કે, માહરૂને પોતાનાં શરીરના જુદા જુદા ભાગો દેખાવા લાગ્યા.

આ પ્રકાશથી માહરૂના મનને કાંઇ શાંતિ થવા લાગી, પણ આ શાંતિ લાંબો વખત ટકી નહિં. જ્યાં સુધી ઘોર અંધકાર હતો ત્યાં સુધી તો માહરૂ કંઇક વિચારમાં નિમગ્ન હતો. તેના મનમાં ચિંતા ઉભી થવા લાગી. આ ચિંતા પોતાના ભવિષ્યને લગતી હતી, પણ ચિંત્તા કરેલી હવે શા ઉપ્યોગની ? "ભુખ અને તરસથી તેનો પ્રાણ જવોજ જોઇએ, એ સજા હું એને કરૂં છું." આ બાદશાહના શબ્દો તેણે બરાબર સાંભળ્યા હતા. હવે ઘણું તો બે અથવા ચાર દહાડામાં તેના આયુષ્ય સાથેજ તેની ચિંતાનો પણ અંત આવી જશે !

તે આખો દહાડો માહરૂએ ચિંતામાં કાઢયો. સલિમા માટેની ચિંતા અને પોતાના મોત સબંધી ચિંતા ! સાંજના વખતે માહરૂનું માથું ચકરીથી ફરવા લાગ્યું. સલિમા તેમજ પોતાના સંબંધની ચિંતાથી તે દિવાના જેવો થઇ ગયો હતો.

ફરી અંધકાર વધવા લાગ્યો. ઉપરના છિદ્રમાંથી આવતા પ્રકાશ કિરણ હવે નહિં જેવા થઇ ગયા. માહરૂ કેટલીક વાર સુધી તો તે છિદ્ર સામે એકટસે જોતો હતો. જાણે કે આખા દહાડા સુધી પોતાની નજદીક રહેલા મિત્રને વિદાય થતાં જોતો હોય ! વધતાં વધતાં અંધારૂં એટલું વધ્યું, કે ક્યાં કંઇ સુજતું નહતું. આખરે આ કમનસિબના દુઃખ તરફ નિદ્રાદેવીને કંઇક રહેમ આવી. તેના અસહ્ય દુઃખને ટાળવા માટે તેણી દોડતી આવી. પોતાના કોમલ હાથોએ તેણીએ માહરૂની આંખો બંધ કરી. નિદ્રાદેવીની મહેરબાનીથી માહરૂ તે પ્રકાશ અને અંધકાર બન્ને ભૂલી ગયો; અને એકાદ સ્વપ્નમય પ્રદેશમાં ભમતો જણાયો !

તેણે એક અજબ સ્વપ્નું જોયું. જાણે અતિશય અજવાળું પડે છે–વીણા, બીન, બંસી ઇત્યાદી વાજિંત્રો મધુર અવાજે વાગે છે; પાસેજ પરમેશ્વરના સ્વર્ગનો મુલ્ક છે. ત્યાંથી મઘમઘાટ કરતી સુગંધ આવે છે અને તે જ્યાં ત્યાં પસરી રહી છે; શીતલ પવન ચો તરફ મંદમંદ વાય છે; આજુબાજુ અત્યંત સુવાસિક સુંદર ફુલોનો બગીચો છે; બાગમાં સોનાના ઝાડો ઉપર હજારો સુંદર રંગબેરંગી પક્ષીઓ મધુર કલોલ કરી રહ્યાં છે. જ્યાં ત્યાં ચોખી ચાંદની ફેલાઇ રહી છે અને તેમાં ખુબસુરત પરીઓના ટોળાઓ ફરી રહ્યાં છે. આ પ્રમાણેનું સુખદાયક સ્વપ્નું જોતાં જોતાં માહરૂની આંખ ઉઘડી ગઇ. જાગીને જુએ છે તો પોતાના આંગ ઉપર કોઇ હલકેથી હાથ ફેરવે છે. નિંદ્રાના ઘેનમાંજ માહારૂએ પુછ્યું: "તમે કોણ? જન્નતના કોઇ ફિરસ્તા છો?"

"ના, હું ફિરશ્તો નથી, પણ ઇનસાન છું."

"ઇનસાન! અહિંયાં શું કામ?"

"હું અલ્લાહની બશારતથી આવ્યો છું. હું એવી રીતે બધેબધ જઇ શકું છું."

"પણ આપ અહિં શું કામ પધાર્યા છો? મારી ઉપર કંઇ કરમ બક્ષેશ કરવા?"

"હા, પણ તને હવે આ દુનિયામાં કેટલાક દહાડા રહેવું છે, તે તને ખબર છે કે?"

"લાંબો નિસ્વાસ મૂકી માહરૂ બોલ્યો: "હા, મને ખબર છે. બહુ તો બે દહાડા કે ત્રણ દહાડા! અન્ન પાણી વગર મારી નાખવાની મને સજા થઇ છે."

"તને આખેરત કહેતાં બીજી દુનિયા ઉપર વિશ્વાસ છે ને?"

"હા."

"તેં કુરાનનો જીક્ર કર્યો છે કે? કુરાન ઉપર તને વિશ્વાસ છે?"

"હા, કેમ નહિ? કુરાન એ તો કલામે અલ્લાહ! એ ઉપર તો મારૂં પકકું ઇમાન છે."

"આખેરત માટે તેં કંઇ તૈયારી કરી રાખી છે? શાહી સજા (રાજદંડ) પામેલા ઇનસાનને તે બીજી દુનિયામાં નજાત (મૂક્તિ) મળતી નથી, એ તું જાણતો હોઇશ! તને આ નજાત અપાવવા માટેજ કોશેશ કરવા હું આજે અહિં આવ્યો છું."

"આપ વલી અલ્લાહ છો! આપનો બેહદ અહેસાન મારી ઉપર છે. મારે શું કરવું તે જનાબ ફરમાવશો?" એમ કહી માહરૂ તે મહા પુરૂષની કદમ બોશી કરવા માટે તેમના પગ પોતાના હાથેથી ટંટોળી શોધવા લાગ્યો.

ફકીરે દૂર જઇ કહ્યું: "માહરૂ! બેટા ડર ના. હું ફકીર પેગમ્બરનો ગુલામ છું. તારે નજાત મેળવવા માટે એકજ રસ્તો છે. તારી જીંદગીમાં આજ સુધી જે જે પાપ કર્મો તેં કર્યા હોય તે સર્વ જો તું મારી પાસે કબુલ કરશે તો તે ગુન્હાઓની તોબા કરાવી હું તને પાક કરીશ, તેમ થતા શાહી ખતા થયેલી હોય તોપણ જરૂર તું બીજી દુનિયામાં પાર ઉતરશે. વળી મને ઠીક લાગશે તો બાદશાહને કહી આ ભયંકર બંદિખાનામાંથી પણ તને છોડવીશ."

માહરૂએ યાદ કરી કરી પોતાના અનેક ન્હાના મોટા પાપો ફકીરને જણાવ્યા. ફકીર ગુપચુપ ધ્યાનથી સર્વ કંઇ સાંભળતો હતો. તે જે ખાસ સાંભળવા માંગતો હતો તે માહરૂના મ્હોંમાંથી હજી નીકળતું ન હતું. આથી ગંભીર અવાજે ફકીરે તેને પૂછ્યું: "તું કોઇ દહાડે કોઇ પારકી સ્ત્રીને નહસાડી ગયો છે?"

માહરૂએ મગરૂરીથી જવાબ આપ્યો: "ના! આખી જીંદગીમાં આવી જાતનું મોટું પાપ મારા હાથે થયુંજ નથી!"

તે વેશધારી ફકીર આ સાંભળી થોડીકવાર કંઇક વિચારમાં લાગી ગયો. આ પછી તેણે પુછ્યું: "તું કોઇવાર પણ પારકી સ્ત્રીના પ્યારમાં પડયો છે?"

"હઝરત, આપ વલી શખ્સ—હાજર અને ગયેબથી વાકેફ—આપને કહેવામાં મને કંઇ હરકત નથી. એક સ્ત્રીના પ્યારમાં હું પડયો હતો. પણ જ્યારે મેં મારૂં મન તેણી ઉપર લગાડયું હતું ત્યારે તેણી પરસ્ત્રી ન હતી, હમણાજ તેણી ફકત પરણીને પરસ્ત્રી બની છે!"

"તારી ઉપર તે સ્ત્રીનું મન હતું કે?"

"મારી ઉપર ન્હાનપણામાં તેણીનો બહુ પ્યાર હતો. ફુલના ઝાડની એક ડાળી ઉપર જે પ્રમાણે બે ફુલો એક બીજાને વિંટાઇ રહે છે, તે પ્રમાણે સંસારવૃક્ષની ન્હાની શાખ ઉપર અમે બે જણ રહેતા હતા, પણ મારી સાથે તેણીની શાદી થઇ નહિં. તેણીની શાદી થયા પછી–તે બીજાની બીબી બન્યા પછી—હું તેણીને ભૂલી શકયો નહિ. તેણીનું રૂપ મારા મગજમાંથી ખસતુંજ નહતું, તેથી તેણી સંબંધીની મારી આશા પણ ટળતી નહતી.

તેણી જ્યાં હતી ત્યાં મારાથી જવાય તેમ મુદ્દલ હતું નહિં, પણ બહુજ કારીગીરી અને કસબથી વેશ બદલી હું તેણી પાસે જઇ રહ્યો, છતાં પણ હું કોણ છું તે તેણી જાણી શકી નહિં. તેણીના મનની મેં પરિક્ષા કરી જોઇ. તેણીનો મારી ઉપરનો પ્રેમ એક ભાઇ બ્હેન સમાનનો હતો. તે શિવાય વિશેષ કંઇ નહતું."

"ઠીક, પણ તું કોઇ દહાડો પણ બુરી ઇચ્છાથી તેણીના અંગને અડકયો હતો?"

"હઝરત! આપને તો બધું રોશન છે. તેણીને હું અડકયો છું પણ ભલી યા બુરી ઇચ્છાથી તે હું સમજી શકતો નથી! આપજ તેનો ઇન્સાફ કરો ને? તેણીના રૂપથી લોભાઇને—મોહી પડી ફકત એકવાર મેં તેણીને એક ચુંબન કર્યું છે. તે સુંદર રાત હતી. રૂપેરી ચંદની ફેલાયલી હતી. તે વખતે તેણીની ખુબસુરત શિકલ જોઇ મારા મનને હું રોકી શકયો નહિ. જ્યાં સુંદરતા જોઇ મન ભુલે છે ત્યાં અપવિત્રતા હોતી નથી.

"ભાન ભુલી જઇ એકતાર થઇ જવું એજ અપવિત્રતાને દુર હાંકી કાઢે છે. આ બધી હકીકત તે અલ્લાહ પાકજ જાણે છે. તે વખતે તે સ્ત્રી બેશુદ્ધ હોવાથી તેણી પણ આમાંનું કંઇ જાણતી નથી."

આ સાંભળી તે અજાણ્યો પુરૂષ ઉભો થયો અને માહરૂનો હાથ પકડી બોલ્યો: "બેટા ડર ના. કાંઇ પણ ચિંતા ન કર. શાહી સજા ખમતાં પણ જો તું મરીશ તોએ તારી આખેરત સુધરશે, તેની હું તને ખાત્રી આપું છું. મારી ઉપર તું વિશ્વાસ રાખજે, અમ ફકીરોની દોઆ કંઇ રદ જતી નથી."

આટલું બોલી તે વેશધારી ફકીરે તે બંદિખાનાના દરવાજા જોરથી ઉઘાડયાં. તે પહેલાંથીજ બહારથી ખુલ્લા હતા. બહાર આવી તેણે તે પાછા બંધ કર્યા, અને કેટલીક વાર સુધી દરવાજા પાસે ઉભા રહી કોઇક વિચારમાં મશગુલ થયો. પોતાના મન સાથેજ તે બોલવા લાગ્યો: "ત્યારે પછી એનો જીવ લેવો એ ઠીક નહિં. પ્યારી સલિમા તદન નિર્દોષ છે!"

હલુ હલુ ફકીર સલિમાના મહેલ તરફ જવા લાગ્યો.

આ ફકીર કોણ, એ વાંચનાર પામી ગયા હશે. આગળ કહી ગયા પ્રમાણે સલિમાની ચીઠ્ઠી બાદશાહે પોતે વાંચી નહતી. જિન્નત બેગમના મ્હોડે તેનો કંઇક ભાંગો તુટો ભાગ શરાબની નિશામાં તેણે સાંભળ્યો હતો. થોડીવાર પછી શરાબનો જોશ ઉતરતાં તેણે સલિમાની ચીઠી વાચી.

'સલિમા પૂરેપુરી બેગુન્હા છે,' એમ જ્યારે માહરૂએ જણાવ્યું હતું, ત્યારે તેના તે શબ્દો ઉપર શાહજહાનને વિશ્વાસ આવ્યો ન હતો, પણ સલિમાએ: 'હું નિર્દોષ છું' એમ જ્યારે ચાટ્ઠીમાં જણાવ્યું, ત્યારે બાદશાહને મનમાં કંઇક ખાત્રી થવા લાગી સલિમા એ બાદશાહની બહુ માનીતી બેગમ હતી, એ ઉપર જણાવેલું છે. તેણી ઉપરનો તેનો પ્યાર આ ખાત્રી લાવવામાં કંઇક મદદગાર થયો, એમ કહિયે તો ચાલે, તોપણ બાદશાહનો શક તદન નીકળી ન ગયો. તે સંબંધી વધુ તપાસ કરવા માટે તે ફકીરના વેશમાં બંદિખાનામાં આવી રીતે માહરૂ પાસે આવ્યો હતો.

ચાલાકીથી બધો ભેદ માહરૂને પુછી લીધા પછી બાદશાહના મનમાંથી સર્વ શક દુર થયો, અને સલિમા પૂરેપૂરી બેગુન્હા છે એવી ખાત્રી થઇ. મોગલ બાદશાહે નિરપરાધી માહરૂને મોતની સજા માફ કરી. તરતજ કેદખાનાના વડા દારોગાને બોલાવી: "બંદીવાનને બરાબર અન્નપાણી આપવા અને તેને કોઇ પણ રીતે તકલીફ ન પડે તેની તજવીજ રાખવી," એવો હુકમ તેણે કર્યો. બધા મોગલ બાદશાહોમાં પ્રતાપી અકબર અને શાહજહાન આ બાદશાહો દયાળુ અને પ્રજાના અતિ હિતચિંતક હતા એમ ઇતિહાસ ઉપરથી જણાય છે.

ફકીરનો વેશ કાઢયા વગરજ શાહજહાન સલિમાના જનાનામાં આવ્યો. સલિમા જેવી પ્યારી બેગમને પોતે આટલું બધું દુઃખ આપ્યું એમ વિચારતાં બાદશાહને બહુ બુરૂ લાગ્યું. હવે તેણીને મળતાંજ તેણીને સમજાવી પતાવી માફ માગી, તેણીને માન આપી, અવિચારથી ખોટો સંદેહ લઇ જઇ તેણીના કોમલ જીગરને જે જખમ પોતે લગાડયા હતા તે દરેક રીતે રૂઝવી, તેણીનો પ્યાર પાછો જીતી લેવા આજ દસ દહાડે પોતે સલિમા આગળ પાછો જાય છે એમ ધારી તે રાજી રાજી થવા લાગ્યો. આથી તેણી માટે સ્હેજ પણ શક તેને નથી તે બતાવી આપવા માટે અને પોતાના અપરાધની દરગુજર માટે માહરૂને બંદીખાનામાંથી મૂકત કરી છોડી મૂકવો, આવા વિચારો શાહજહાનના મનમાં ભમતા હતા. સલિમા મને હસતા મુખડે પુછશે: "બાદશાહ, આજે આપે આ ફકીરી વેશ કેમ

લાધો છે ભલા ?" તેને હું જવાબ દઇશ કે: "હું દુનિયાનો બાદશાહ છું ખરો, પણ તારા પ્રેમ માટે આમ ફકીર બન્યો છું !" આવા ખુશહાલ વિચારો કરતાં એકાદ અપરાધી માફક તે સલિમાના મેહેલમાં દાખલ થયો.

પણ ઇન્સાન એક ધારે અને કિરતાર બીજુંજ કરે ! આ પછી શું બન્યું તે ગયા પ્રકરણમાં વાંચકોએ જોયું હશે.



## પ્રકરણ ૭ મું.



## અંતનાં દર્શન.



આજે દહાડે માહરૂ તે ઘોર અંધારા બંદિખાનામાં પોતાના ભવિષ્ય સંબંધી ચિંતા કરતો બેઠો હતો. ઉપરના છિદ્રમાંથી પ્રકાશ કિરણો જે આવતાં હતાં તે બહુ ઝાંખા થતા દેખાયા. તે ઉપરથી બહાર, સૂર્યાસ્તની વેળા થયેલી સમજાઇ.

બંદિખાનાની એક બાજુમાં ખાવાનું જેમનું તેમ પડયું હતું. તેમાંથી થોડુંકજ એણે ખાધુ હતું. આ ખાવાનું આપવા વગેરે માટે એક પહેરેગીર સવાર સાંજ બેવાર આવતો–પણ માહરૂએ તેની સાથે મુદલ વાત કરી નહતી.

બંદિખાનામાં પડયા પડયા પોતાના તથા સલિમાના વિચારોથી માહરૂનું મન એક ક્ષણવાર પણ વિશ્રાંતી પામતું નહતું. ભાંગા તુટા શબ્દોમાં તે બોલવા લાગ્યો: "ઓ પરવર! હવે કેટલા દહાડા સુધી આ દુઃખ હું ભોગવું? નાગના માથાનું મણિ તો મને મળ્યું નહિં, પણ તેના દંશના ઝેરની આગથી હું મરૂં-છું! હું તો આ કષ્ટ વેઠું છું, પણ ત્યાં નિર્દોષ સલિમાનું શું થયું હશે તે તો તું જાણે સલિમા! મારી માફક તું પણ કેદખાનામાં પડી છે કે શું? આ જગતમાં ન્યાય નથી, પ્રેમ નથી, વિશ્વાસ નથી, પ્રેમની પવિત્રતા નથી–કાંઇ નથી! સલિમા! તું જીવતી પણ છે કે? મને લાગે છે કે એકાદ ભોંયરામાં કોઇ હબશણની તિક્ષણ તરવારથી બેજાન થઇ હશે. હાય! હાય! સલિમા! આખરે, આ પાપીજ તારા મોતનું કારણ થઇ પડયો!"

બોલતાં બોલતાં માહરૂની આંખમાંથી આંસુઓની ધાર વહેવા લાગી. અતિશય બાવરો બની જઇ એક દિવાનાની જેમ: "હાય! હાય! સલિમા,! સલિમા!" કરી તે બુમો પાડવા લાગ્યો. તે એકાંત કેદખાનામાં ફકત તેની બુમોના પડઘા "સલિમા! સલિમા" કરી પડતા હતા.

એકાએક દરવાજા બહાર કંઇક અવાજ જેવું કાને પડ્યું. તે સાંભળી, ખાવાનું લઇ પહેરેગીર આવ્યો હશે એમ તેણે ધાર્યું. પહેરેગીરે આવી હાથમાંનુ ફાનસ એક બાજુએ મુકયું, અને દરરોજના ઠેકાણે ખાવાનું મેલ્યુ. દિવાનો પ્રકાશ માહરૂની આંખોથી સહન થઇ શકયો નહિ. દિવસ અને રાત ઘોર અંધારામાં રહેવાથી એકાદ જાનવર જેવી દશા તેની થઇ પડી હતી. ભોંયરામાં દિવાને જોતાંજ તેણે પોતાની આંખો મીચી દીધી.

પહરેગીરે હસીને કહ્યું: "માહરૂ તું કેમ છે?"

તે પહેરેગીરનો આ સાદો સવાલ માહરૂના જીગરમાં બાણ પ્રમાણે જઇ ચોંટયો. તુચ્છકારભર્યા અવાજે તે બોલ્યો: "મારા દુઃખ ઉપર આમ ડામ દેતાં તને લાજ નથી આવતી? તારા દિલમાં દયા જેવી કોઇ ચીજજ નથી કે?"

પહેરેગીર જવાબ દીધો: "માહરૂ! આમ ફોકટ ગુસ્સે ન થા. તારી ઉપર દયા કરવી કાંઇ મારે હાથ છે? અમે હુકમના ચાકર. તને અન્નપાણી કંઇએ ન આપવું એવો બાદશાહનો સખત હુકમ છે; પણ તારી દયા આવવાથીજ હું આ અન્નપાણી તને લાવી આપું છું."

તેનું આ બોલવું સાંભળી માહરૂ તીરસ્કારથી હસ્યો અને બોલ્યો: "તારૂં તે અન્નપાણી પાછું લઇ જા, તેની મને ગરજ નથી! આજે સહવારના તેં જે લાવી મેલ્યું છે તે એમનું એમજ પડયું છે, તે પણ લઇ જા."

"કાં? હમણાં સુધી તેં કાંઇ પણ ખાધું નથી?"

"ખાવાની જરૂર નથી. જેને જીવવામાં સુખ હોય તેને ખાવા પીવાની ગરજ હોય. મને મરવામાં સુખ લાગે છે. આ અન્નના ઠેકાણે જો તું મને ઝેર લાવી આપે તો તારો ખરેખર ઉપકાર થાય!"

આ વખતે પહેરેગીરે જવા માટે બારણાં ખોલ્યાં હતાં. બે બારણાની વચમાં ઊભા રહી માહરૂ તરફ જોતાં, ડોકું હલાવી હસતાં તે બોલ્યો: "તેણીએ પણ ઝેર ખાઇ જીવ

આપ્યો, તેવીજ રીતે તું પણ કરે નહીં તો પછી તારા પ્રેમને કલંક ન લાગે?"

પહેરેગીરને આગળ બોલવાને વખતજ નમળ્યો. તેના આ મશ્કરીની ઢપના વચનો સાંભળતાજ વિક્રાળ વાઘની માફક કુદી પડી માહરૂએ તે અર્ધા ઉઘડેલા દરવાજાને ધક્કો માર્યો. પહેરેગીર બન્ને બારણા વચે દબાઇ જઈ ત્યાંને ત્યાં કચડાઇ તરત મરણ પામ્યો. થોડીવાર પછી માહરૂએ બારણુ ઉઘાડી જોયું તો તે કમબખ્ત પહેરેગીરનું શરીર ધડાક દેતું કે બંદિખાનામાં આવી પડ્યું.

માહરૂ આ જોઇ ભાન ભુલી ગયો. ગુસ્સામાં આવી આ કામ કર્યા પછી, હવે શું કરવું તેની તેને સમજ પડી નહી. થોડીવારમાં મન ઠેકાણે આવતાં એકાએક તેને કંઇ સુઝી આવ્યું. અતિ ઝડપથી તેણે તે પહેરેગીરના કપડાં ઉતારી પોતે પહેરી લીધા. કમરબંધ, તેમાં લટકતી તરવાર, અંગ ઉપરનો પટો વગેરે સર્વે ઠીકઠીક પહેરી કરી પોતે પહેરેગીર બની ગયો. પટા ઉપર તે કમનસિબ પહેરેગીરનું નામ લખેલું હતું, તે માહરૂએ દિવાના પ્રકાશમાં વાંચી તે બરાબર ધ્યાનમાં રાખ્યું. પછી ફાનસ ઉપાડી આ વેશધારી પહેરેગીર બહાર નીકળ્યો. બહાર આવતાં દરવાજા બંધ કરવાને માહરૂ વિસર્યો નહિં.

ત્રણ દરવાજા પસાર કર્યા પછી માહરૂ એક ગુફાના મ્હોં આગળ આવ્યો. આ ત્રણ દરવાજા પહેરેગીરે અંદર આવતા ઉઘાડા રાખ્યા હતા. એક પછી એક એમ ત્રણે બંધ કર્યા. આ પછી એક પત્થરની સીડી ચઢી તે ઉપર આવ્યો. બાહરની ખુલ્લી ચોખ્ખી હવા લાગતાજ માહરૂ ખુશીના જોશમાં મનમાંજ બોલવા લાગ્યો: "વાહવા! શાબાસ! ચાલો બધી પંચાતીમાંથી છૂટયા!"

તે પહેરેગીરે સલિમા સંબંધી જે કંઇ કહ્યું હતું તેથી માહરૂનું મન અતિ વ્યાકુલ બની ગયું હતું.

"સલિમા! સલિમા! તું ઝેર ખાઇને ખરેખર શું મરી ગઇ! મારી તકસીર માટે તને મરવુ પડ્યું? હવે આખી જીંદગીમાં એકવાર પણ તને જોઇ શકીશ નહિ? હાય!"

સામેજ એક ચોક જેવું જણાયું. હિમ્મતથી માહરૂ તે મેદાન વટાવી ગયો. આ પછી એક દેવડી આવી તેમાંથી પસાર થતાં તેને કોઇએ પુછ્યું: "કોણ છે?"

માહરૂએ શાંતપણે જવાબ દીધો: "પેહરેગીર મહમદ હુસેન."

આ પછી બીજા કોઇએ કંઇ પણ પુછ્યું નહિં. પાસેજ સલિમાનો મ્હેલ હતો. પહેલાં તે મહેલમાં થતી રોશનીના ચોથા ભાગે પણ આજે બતીઓ ન હતી. માહરૂ જનાનાના દરવાજા સુધી ગયો. જતાં જતાં મનમાં તે બોલ્યો: "સલિમા! તું ખરેખર દુનિયાથી જતી રહી? કદાચ મને ચીડવવા માટેજ ખાસ તે પહેરેગીર જુઠું બોલ્યો હોય. હવે ફક્ત એકજ વાર તારા દિદાર મનપુરતાં કરી લઉં. મારી જીંદગીની આ સેવટની ઇચ્છા પુરી કરી જતો રહીશ. ફરી તારા સુખની વચમાં હું કદી પડીશ નહીં. તું અને તારો નસીબવાન ખાવિંદ બન્ને સદા સુખી રહો. આ પાપી ફરી કદી તમારા સુખમાં કાંટાની માફક નડશે નહિં."

દરવાજાની પાસે જતા માહરૂની નજરે જે દેખાવ પડયો તે જોઇ એ સ્થંભ થઇ ગયો. તેનું જીગર કંપવા લાગ્યું. તેના અંગમાં લોહી જોરથી ફરવા લાગ્યું. માથે ચકરી આવવા લાગી. આસરે સો સવાસો માણસો હાથમાં બળતી મશાલ લઇ બાહેરના મોટા દરવાજા તરફ આવતા હતા. આખા રસ્તે લશકરી માણસો પથરાઇ ગયા હતા. વચમાં કોઇના મૈયતને શોભીતા જનાજામાં મુકી ખભાં ઉપર લઇ કેટલાકો લઇ ચાલતા હતા. બધેબધ ચુપકીદી પથરાઇ ગઇ હતી. આટલા બધા લોકોની ભીડ હતી પણ કોઇના મ્હોંમાંથી શબ્દ સરખો નીકળતો નહતો. મૈયતની આગળ પાછળ ચાલતા લશકરીઓના હાથમાં નાગી તરવારો હતી. મશાલવાળાઓ પાસે પાસેજ ચાલતા હતા.

તેઓની મશાલનો પ્રકાશ સિપાઇઓના ખુલ્લાં હથિયારો ઉપર અને તે જનાજા ઉપરના રત્ન જડીત વસ્ત્રો ઉપર પડી ચળકાટ મારતો હતો.

માહરૂ પળવારમાં બધું પામી ગયો. સલિમા આ દુ:ખભરી દુનિયા મુકી ક્યારે સ્વર્ગમાં પુગી ગઇ હતી. તે દમામી ખુમારીદાર, પતિ પ્રેમમાં મસ્ત સલિમા, આપઘાત કરી પોતા ઉપરના બોહતાનથી દૂર થઇ હતી; પણ તેણીના અકાલ મોતનું કારણ કોણ?

માહરૂનું દિલ આ વિચારતાં કાંપી ઉઠયું. ગયા બે દહાડામાં તેણે અન્નને મોટા ભાગે હાથ પણ લગાડયો નહતો. એવામાં આ છાતી

ફાડી નાખનારો દેખાવ જોઇ તે મુઢ સરખો બની ગયો. ધીમે ધીમે તે કિલ્લાના દરવાજાની બહાર આવ્યો.

કેટલુંક ચાલ્યા પછી, બધાઓ, તે ગંભીર ઘુઘવાટ કરી વહેતી ગિરિ નદીના કીનારે આવી પુગ્યા. લગભગ બે પહોર રાત વિતી હતી. તે વખતે તદન અંધારામાં તે જગ્યા બહુ ગંભીર દેખાતી હતી. સૃષ્ટિ સુંદરીએ અનુપમ ગંભીર સુંદરતા ધારણ કરી હતી, એમ બધી બાજુ જોતાં જણાતું હતું. ચોતરફથી ખીલેલા જંગલી પુલોની સુગંધ બહેકી રહી હતી. ન્હાના મોટા ઝાડોપર, તેની શાખોપર, કે પાંડદાઓપર હીરાઓ માફક જેમ આગીયા કીડાઓ ચમકતા હતા.

તે કૃષ્ણ પક્ષની કહેતા અંધારીયાની રાત હતી. હજી ચંદ્રોદય થયો નહતો. આકાશમાં ઠેક ઠેકાણે ન્હાની વાદળીઓ દેખાતી હતી. ન તારાઓ મળે કે ન ચંદ્રનો પ્રકાશ! ચોતરફ અંધકાર! સલિમાના ગુજરી જવાથી જાણે રાત્રીએ પણ ઉદાસીપણું ધારણ કર્યું હતું. હિમ કહેતાં બરફની કાંકરીઓ ટપકાવી તે આંસુઓ પાડતી હતી; મંદ લ્હેરોના રૂપે લાંબા નીસાસા નાખતી હતી, કાળાં વસ્ત્રો ધારણ કરી સલિમાને લઇ જવા માટે રાત્રી આજે આવી હતી.

મશાલવાલાઓ તે નદીના કિનારા ઉપરના ખુલ્લા ભાગમાં આવી ઉભા, તેઓની પાછળ હથિયારબંધ સિપાઇઓ ઉભા. જનાજો લાવનારાઓએ તે નીચે ઉતારી મુકયો. જનાજાની ચારે બાજુએ પુષ્કળ જગ્યા રાખી હતી. સર્વ જણ કોઇના પણ પધારવાની રાહ જોતા હતા.

થોડીકવાર પછી ચંદ્રોદય થયો. તરતજ મોતી મહાલની બારીમાંથી એક મશાલ બળતી જણાઇ. મુકરર કરેલો વખત આવી પુગ્યો એમ સર્વ કોઈ સમજી ગયું. સિપાઇ અને બીજા લોકો ઠીકઠાક થઇ ઉભાં રહ્યા. એટલામાંજ ચાર મોલવીઓને લઇ ખુદ મોગલ બાદશાહ શાહજહાન ત્યાં આવ્યા. લશ્કરીઓએ હથિયાર નમાવી સલામી આપી. બધા ચુપ હતા. હંમેશના પ્રસંગે થતા "બાદશાહની આબાદી"ના પુકારો આ વેળાએ કોઇના મ્હોંમાંથી નીકળ્યા નહિં.

મૈયતને દફન કરવાની સર્વ તૈયારીઓ પહેલાંથી કરેલી હતી. અંધકારે પાથરેલી શાંતિને ભાંગતા મૌલવિએ પવિત્ર કુરાનના પાઠો બોલવા શરૂ કર્યા. કફન ઉપર જુદા જુદા રંગોના પુલોની ચાદર હતી. કબરની અંદરના ભાગ સુધી પુલો બીછાવેલા હતા તેજ પ્રમાણે સુખડનો વહેર અગર વગેરેમાં ઇસ્તંબોલી અત્તર મેળવી કબરમાં તે પાથરવામાં આવ્યાં હતાં.

સલિમાના સુંદર શરીરને સુવાસીક ગુલાબ વગેરેથી ન્હવાડી, અગર, ચંદન, કસ્તુરી વગેરે સુગંધી અંગે લગાડી ત્યાં લાવવામાં આવ્યું હતું. આખરે શબને કબરમાં ઉતારી દફન કરતી વખતે બાદશાહનું રડવું અટકાવ્યું અટકતું ન હતું. તે અવાજ દબાવી બોલી પડયો: "સલિમા! આ કમબખ્તને મુકી તું તો ચાલી. હવે તારો-મારો મેળાપ હસ્રના દહાડે કયામતમાં! તારી ઉપર મેં ગુજારેલી જફાઓની પશેમાની હું આખી જીંદગી સુધી કરીશ તો પણ થોડી છે!"

બાદશાહની આંખમાંના થોડાક આંસુઓ સલિમાની કબર ઉપર પણ પડયાં. એક લાંબો ગરમ નીસાસો તેના જીગરમાંથી નીકળી શીતળ વાયુમાં મળી ગયો. પણ તે લાંબા નીસાસા અને ગરમ આંસુઓથી તેના જીગરને ગમ અને દર્દની પૂરતી પીછાન ન થઈ શકે.

મૈયતને મુઠીભર માટી જેને 'કુલ્લ' કહે છે તે આપી, ઉપરથી વધુ માટી નાખી કબર બનાવા છેલ્લાં 'ફાતેહા' પડી સઘળાઓ દિલગીર ચેહેરે પાછાં ફર્યાં.

આજે તે સોનાથી સજેલો 'મોતી મહેલ' સુનો થઇ પડયો છે. જે સ્વર્ગીય જ્યોતીથી તે ઝગઝગી રહ્યો હતો તે જ્યોતિ આજે અંતર્ધ્યાન થઇ ગઇ હતી.

* * * *

સલિમાના મરણને આજે પંદર દહાડા થઇ ગયા છે. આટલા દહાડા બાદશાહે તદ્દન એકાંતમાં કાઢયા છે. તે કોઇની પણ સાથે સ્હેજ મળતો કે વાત કરતો ન હતો. આટલા દહાડામાં તે સલિમાના મોતી મહેલમાંથી બહાર પણ નીકળ્યો નથી. તેનું જીગર આગથી જલતું હતું. 'સલિમાના મોતનું કારણ હું થઇ પડયો,' આ વિચાર વિંછીના ડંખની માફક તેના મનને પીડતો હતો. સલિમાનો મોતી મહેલ શાહજહાનને હવે એક પુજાના દેવસ્થાન જેવો લાગતો.

બાદશાહની આંખો સદા આંસુઓથી ભરેલી રહેતી; પ્રેમ રહ્યો નથી-પણ હમેશની જુદાઇ રહી ગઇ છે; પ્રીતિ નથી—પણ યાદથી આ જીગર ફાટી જાય છે; પ્રકાશ રહ્યો નથી-પણ

ઘોર અંધારૂ પથરાઇ ગયું છે. દેવી તો અંતર્ધ્યાન ગુમ થઇ ગઇ છે. પણ તેના શૂરા સ્થાન ઉપર એક માનવીની મૂર્તિ બેસી શોક કરે છે. રંગરાગથી ઉભરાતો મોતી મહેલ આજે સ્મશાન દેખાય છે.

શાહજહાન કોઇવાર સલિમાના એકાંત બિછાના ઉપર પડી શૂન્ય નજરે ઝોખમાંથી સૃષ્ટિની સુંદરતા તેમજ ગંભિરતા જોતો બેસતો. પણ તેથી તેના ઉદાસ મન ઉપર કાંઇ અસર થતી ન હતી; કોઇવાર એકાંત રાતના દૂર આકાશમાં એક સરખી નજરે જોયા કરતો, પણ તારાઓથી છવાયેલા આકાશની સુંદરતા તેના શૂન્ય મનને સ્હેજ પણ ચેતના આપતી ન હતી. આખરે કંટાળી તે પોતાના વહેતા આંસુઓથી બીછાનું ભીજવી નાખતો; પ્યારી સલિમા માટે આમ આંસુઓ વહેવાડવાથી તેનાં જીગરમાં ખરી શાંતી થતી જણાતી. સલિમાએ સ્વર્ગવાસ કર્યો, તેથી શાહજહાન આકાશ તરફ ઉદાસપણાથી જોતો બેસી રહેતો. આકાશમાં આટલા સીતારાઓ ચમકતા હતા, પણ મુશ્તરી કે ઝોહરાની માફક શાહજહાનને કદી સલિમા નજરે પડી નહિં. અગર સલિમા ત્યાં હોય તો પણ પોતા જેવા પાપીને તે ક્યાં દર્શન દે એમ તેને લાગતું.

તે શૂન્ય મહેલમાં–સલિમા જેવી મૂર્તિ વગરના શૂન્ય મહેલમાં–સલિમાની દરેક વસ્તુ જેમની તેમ પડી હતી. તેણીની વીણા હતી, સિતાર હતી, પણ ફક્ત સલિમા ન હતી! તેણીની મોતીની માળા હતી, રત્ન જડીત કમર પટો તે પણ પડયો હતો, ફક્ત સલિમા ન હતી. પ્રેમ બાકી રહ્યો હતો–પણ તે માણસ નહતું. સંગીતનો ઝણકાર રહ્યો હતો–પણ અસલ રાગ ન મળે. સુવાસ રહી ગયો હતો–પણ ફુલ તો કરમાઇ ગયું હતું. સુંદરતા અને ગુણનો જે પાત્ર તે ફક્ત રહ્યો નહતો–રહ્યાં હતાં યાદી, લાંબા નિસાસા અને ઉદાસીભર્યાં રૂદન!

જિન્નત બેગમનું કોઇ નામ લેતું તો બાદશાહ રાતો પીળો થઇ જતો. એક દિવસે જિન્નત બેગમે બાદશાહને મળવા માટે ઈજાજત માંગી, આ સંદેશો સાંભળતાંજ શાહજહાને ગુસ્સાથી "હડખાયલા કુત્રા પાસે એને કરડાવે!" કરી હુકમ આપ્યો. આ હકીકત જિન્નતના કાને પડતાં તે એટલી તો ગભરાઇ ગઇ, કે પોતાની જીંદગી અહિં સલામત રહેવી મુશ્કેલ છે એમ ધારી કાશમીર મુકી ગુપચુપ દીલ્હી ભાગી ગઇ.

પોતાની ગમગીનીમાં માહરૂને બંદિખાનામાં નાખ્યાની વાત શાહજહાન તદ્દન વિસરીજ ગયો હતો. કેટલેક દહાડે તે કમનસિબ બંદિવાન યાદ પડતાં તે માટે તેણે બંદિખાનાના ઉપરીને પુછતાં બંદિવાને "તેણે પોતે હઠથી અન્નપાણી તજી દઇ આપઘાત કર્યો" કહી જવાબ દીધો. ખરી હકીકત બાદશાહનાં કાન ઉપર કદી ગઇ નહિં.

પહેરેગીરને ઠાર કરી, બંદિખાનામાંથી કેદી ભાગ્યો આ વાત બીજેજ દહાડે તુરંગના ઉપરી દારોગાએ જાણી હતી; પણ બાદશાહના કાન ઉપર આ વાત આવતાં પોતાને તથા પોતાના હાથ નીચેનાઓને સખ્ત સજા થશે એમ જાણી બધી વાત અંદરને અંદર દબાવી દઈ તેણે તથા તેના સાથવાળાઓએ ઉપર મુજબની જૂઠી વાત ઉપજાવી કહાડી હતી. શોકમાં ઘેરાયલા શાહજહાને આ ખુલાસો માની લીધો અને આ બાબતમાં વધુ કંઇ ચોકશી કરી નહિં.



## પ્રકરણ ૮ મું.



### જાણીતું ગીત.



મનુષ્ય સુખમાં હો અથવા દુઃખમાં હો, પણ–વખત–તેની પુઠેપુઠે ચાલ્યોજ જાય છે. સલિમાના મરણને આજ વીસ પચીસ વર્ષ થયાં હતાં. શાહજહાન દુનિયાના નિયમ મુજબ હવે પોતાની જીંદગીમાં ઘડાઇ ગયો હતો ખરો, તથાપી સલિમાની યાદ તેના જીગરમાં તાજી ને તાજી હતી. હાલમાં તે ઉન્હાળાને લીધે ઘણા વર્ષોએ કાશ્મીર આવ્યો હતો. પોતાની પ્યારીની કબરના દર્શન કરવા અને ત્યાં બેસી અંતઃકરણની ભભકતી આગ શાંત કરવા આજે બાદશાહ કોઇને પણ સાથે લીધા વીના મહેલની બાહાર નીકળી પડી ત્યાં શાંત નદી કિનારા પર આવ્યો. તે ગંભીર રાતે ડુંગરોવાળા શાંત ભાગમાંથી જતાં શાહજહાનનું મજબુત હૈયું કંપવા લાગ્યું.

કાળી કાળી ડાળીઓના પાંદડામાંથી આંગળીઓ કરી કોઇ જાણે બોલતું હતું કે: "આ જુઓ સ્ત્રી–ઘાતક પાપી ઇન્સાન, અહિં આવે છે!"

આસ્માની આકાશમાં તારાઓના ઝુમખાઓ વચ્ચે બેસી જાણે સલિમા બોલતી હતી. "ખાવિન્દ આવો! અહિં ઉપર સ્વર્ગમાં આવો, એટલે આપણે મળિયે. આપ મારી મઝાર (કબર) ઉપર જાઓ છે, પણ ત્યાં તો મારી માટી શીવાય બીજું કાંઇ નથી! મને ખરેખર મળવુંજ હોય તો આપને અહિંજ આવવું જોઇએ." રાતની વખતે મંદ મંદ વાયુ, કંપિત સ્વરે જાણે કોઇ કહેતું હોય કે, "છટ, છટ, તું તો અતિ અવિશ્વાસી છે. તારો આ પ્રેમ પહેલાં તું કોની ઉપર રાખતી હતી?"

આ અજવાળી રાતો હતી. વૃક્ષોનાં પાંદડાંઓ ઉપર, વેલો અને લતાઓ ઉપર, સફેદ હિમ જેવી વહેતી નદીના પ્રવાહ ઉપર, અને પાસેજ આવેલી સુંદર સફેદ સંગેમરમરના પત્થરની બાંધેલી સલિમાની કબર ઉપર કોમલ ચંદ્ર પ્રકાશ પડેયો હતો. તે દેખાવ જોઇ શોકથી વ્યાકુળ થતા જીગરમાં કંઇક પ્રસન્નતા જણાઇ. હસ્તા મધુર ચંદ્ર પ્રકાશમાં કોનું મન પ્રસન્ન ન થાય?

એવામાં એકાએક રાતની તે ગંભીર ચુપકીદીનો ભંગ કરી બંસીનો અતિ મધુર અવાજ શાહજહાનના કાને પડયો. વિલાપ કરતા ગાયનને સાંભળી બાદશાહનો જીવ પ્રેમથી વ્યાકુળ બની ગયો. તે મનોહર અવાજ સાંભળતા ધીમે ધીમે શાહજહાન સલિમાની કબર તરફ જવા લાગ્યો.

એક ઘટાદાર ઝાડ કબરની પાસે આવેલું હતું. તે ઝાડનાં પાંદડાંઓમાંથી બાદશાહે જોયું તો, તેને અજાયબ દેખાવ દેખાયો. સલિમાની કબર ઉપર કોઇ માણસ બેઠેલું તેને જણાયું!

મોગલ બાદશાહના શરીર ઉપર રૂવાંટાઓ ઉભા થઇ ગયા. આ ગંભીર રાતની વખતે કબર ઉપર કોણુ બેઠું હશે તે, તે સમજી શકયો નહીં. ધીરજ ધરી તે સીધો કબર તરફ જવા લાગ્યો. વર્ષાદનું પાણી ઝરીને વચમાં જમીનમાં એક સાધારણુ મોટો ખાડો પડયો હતો તે ઓળંગી જવા માટે શાહજહાને નીચે વાંકા વળતા, તેના પગ નીચેના પત્થરા ગબડી જઇ એક મોટો અવાજ થયો. આ વખતે બાદશાહની નજર સ્હેજ નીચે ગઇ. પણ તરતજ ઉંચું માથું કરી જોતાં, શું આશ્ચર્ય! કબર ઉપર જે બેઠું હતું તે ન મળે!

શાહજહાન અજાયબીથી છક્ક થઇ ગયો. તેણે અજાયબીભરી આંખોએ ચોતરફ જોયું, પણ કયાંએ કોઇ ન મળે. મોગલ શહેનશાહ તેવોજ કબર આગળ ગયો. પાસે જતાં તેને દેખાયું કે કબરની બન્ને બાજુએ કાળા અને સફેદ રંગોના ન્હાના ન્હાના પત્થર પડેલા હતા. કાળા પત્થરાઓમાં સફેદ પત્થરો બેસાડી કોઇ અજાણ્યા માણસે અક્ષર રચના કરી હતી. બાદશાહે સ્હેજ વાંકા વળી સ્વચ્છ ચાંદનીમાં અજાયબીથી જોયું તો કબરની બન્ને બાજુએ ફારસી અક્ષરોમાં લખેલું હતું: **"સલિમા." "માહરૂ."**

કબર ઉપર મહેનતથી જમાવેલા પુષ્કળ ફુલોના ઢગલા દેખાતા હતા. જરા બારીક નજરે જોતાં શાહજહાને જોયું કે, સફેદ ફુલોમાં લાલ ફુલો ગુંથી કોઇએ અક્ષરો ગોઠવ્યા હતા:

**"સલિમા."—"માહરૂ."**

આ જોઇ બાદશાહ અજાયબી અને ભયથી ચમકયો. તે વેરાન પહાડ ઉપર ઉભા રહી તેણે મોટેથી બુમ મારી કહ્યું: "માહરૂ! માહરૂ! તું કયાં છે? એકવાર તો મને દર્શન આપ. હું તને ઓળખી શકયો નહિં. તું હાલમાં જન્નતમાં આરામ કરે છે! મારી પ્યારી સલિમાના કંઇ સમાચાર તો મને કહે. આ જુદાઇથી વ્યાકુળ શાહજહાનનો તે સ્વર્ગની સુંદરીને સંદેશો આપ. માહરૂ! મારી ઉપર એટલી કૃપા કર. હું દુનિયાનો બાદશાહ ખરો, પણ હુંજ આ અરજ તારી આગળ કરૂં છું. મારી આટલી વિનંતી કબુલ કર."

કોઇ આવ્યું નહિ અને શાહજહાનની અરજનો કોઇએ જવાબ દીધો નહિ.

બાદશાહ થોડેક દૂર ગયો હશે કે તે કબર પાસેથી ફરી મધુર સંગીતની લ્હેરો તેના કાન ઉપર આવવા લાગી. પણ આ વેળાએ બંસી વાગતી ન હતી. જાણે મધુર કંઠમાંથી તે સંગીત નીકળતું હતું!

શાહજહાને ઉભા રહી જઇ તે સાંભળવા માંડયું. ગાયનના શબ્દો બરાબર સંભળાતા હતા. કોઇ કોમળ અવાજે અલાપ સાથે બોલતું હતું:



ચિત્રકાર:
એમ. વી. ધુરંધર.


સલિમા બેગમની કબર આગળ
મોગલ બાદશાહ શાહજહાન.

**દુખિયા મંયે કસે કહું મેરે સજની !**

આ ગીત બાદશાહનું બહુ જાણીતું હતું ! સલિમાના મીઠા ગળામાંથી શાહજહાને આ ગીત સેંકડો વખત સાંભળ્યું હતું. પણ હમણાં જેવો બેહદ વ્યાકુળ તે કદી પણ થયો ન હતો.

મોતી મહેલમાં આવી શાહજહાન બિછાના ઉપર પડયો. પણ તેને શાંતિ મળતી નહતી. મોતી મહેલની ઉઘાડી બારીમાંથી તે સંગીતની લ્હેરો હજી અંદર આવતી હતી. આ પ્રમાણે દરરોજ રાતના તે નદી કીનારાપરની કબર પાસેથી, કોઇવાર બંસીનો તો કોઇવાર મિઠા સુરીલા ગળાનો અવાજ આવતો. સલિમાની જુદાઇની બેચેનીને લીધે શાહજહાન કાશમીરથી વીદાય થયો.

ઘણા રોજ સુધી કાશમીરના તે પહાડોવાળા ભાગમાં લોકોને સલિમા બેગમની કબર પાસેથી તે દયામય રાતનું ગાયન અને મધુર બંસીનો અવાજ સંભળાતો. પણ આ વાતનો ભેદ ઉકેલવાનો સાહસ કરવાનો પ્રયત્ન કોઇ કરી શકયો નહિં. આ બનાવ અજાયબીભર્યો છે, પણ ઘણા દહાડા સુધી લોકો પણ એમજ ધારતા હતા.



ઝરીયાનવાળા પોશાક ઉપર પડતા તેની ચલક બહુજ મોહ પમાડનારી દેખાતી. હીરા, મોતી, માણેક વગેરે રત્નોની ઝમક જાણે એક બીજા સાથે હરીફાઇ ચલાવી રહી હતી. સુંદર રૂપાળા ચેહેરારૂપી અરવિંદો અને કમલ જેવા ગાત્રો જાણે દીપ પ્રભારૂપી ચાંદનીમાં ખેલ કરી રહ્યાં હતાં !

આ દહાડો મોટી ધામધુમનો હતો, એટલે તમામ શેહેરમાં ધમાલ મચી રહી હતી. પણ આપણે બધે ઠેકાણે તે ક્યાં પહોંચી શકીશું ? વાંચક, ચાલ ત્યારે આપણે એક એવાની ખબર લઇએ કે જે સૌમાં અતી ખેંચાણકારક અને કીમતી પાત્ર હોય. મીના બજારમાં મુલ્યવાન વસ્ત્રોમાં સજાયલી એટલી બધી મનમોહન મૂર્તિઓ મોજુદ હતી, છતાં પણ જોનારની આંખ ફરી ફરી એક હરીણી જેવી આકૃતિ તરફ ખેંચાયા કરતી હતી. તેણીએ પોતાના શરીર ઉપર લીલી પાતળી ઓઢણી પહેરી હતી. બાદશાહ શાહજહાન પોતાના ખાસ મહેલમાં અંદરના ઝરૂખાપરથી સિંહાસન પર બેસી પડદા પછવાડેથી મીના બજાર મધેના રૂપના મેળાની આંખથી સ્હેલ કરી રહ્યો હતો. બાદશાહની નજર તરતજ લીલા વસ્ત્રોવાળી આ બાલીકા તરફ વળી.

શાહજહાન એકી ટગરે તેણી તરફ જોઇ રહ્યો હતો. તે આ દુકાન ઉપરથી પેલી દુકાન પર એમ ફરી રહી હતી. છતાંએ બાદશાહે પોતાની નજર તેની ઉપરથી ખીસાડી ન હતી. શહેનશાહ જનાનાના ઉપરી તરફ ફરી બોલ્યો: "રોશન ! આવું ફુટડું ફુલ તો બાદશાહી બગીચામાંજ શોભે !"

"હા, જહાંપનાહ ! અગર હુજુર જો ફરમાવે તો આ ખીદમતગુજાર તે લાવી આપે."

બાદશાહે કહ્યું: "તારા જેવા કમીનાના ખડબચડા હાથોનો સ્પર્શ આવા કોમળ પુષ્પને થાય તે ઠીક નહિં. નાજુક હાથોજ એ ફુલને અડવા જોઇએ. જા, એ કોણ છે, વગેરેની ખબર લાવ."

ફરમાન મુજબ રોશન ત્યાંથી પોતાના કામે વળગ્યો.

## પ્રકરણ ૨ જું.

આગ્રા બેગના ભવ્ય બાગમાંની એક ઓરડીમાં એક જવાન બેઠો હતો. તેની ઉમ્મર આસરે વીસ વર્ષની હશે. આ જવાન જેનું નામ ગુલઝાર હતું, તેનો જન્મ તારતારમાં થયો હતો. આગ્રા શહેરના મશહુર નગરશેઠ આગા બેગનો ગુલઝાર કરી લીધેલો પુત્ર હતો. ઘરમાં એક બાદશાહી જેવો ઠાઠ તેણે રાખ્યો હતો. કોઇ પણ પ્રકારના સુખ વૈભવની એને ત્યાં ખામી ન હતી, એટલે પછી ગુલઝાર બગીચાની બહાર પણ પગ શેનો કાઢે ? કસરત કે હરવા ફરવાની પણ તેને વિશેષ ટેવ ન હતી. આથી આખો વખત ઘરમાં રહ્યાથી તેનું શરીર સ્ત્રીઓ સમાન નાજુક બની ગયું હતું. તેના ચેહેરા ઉપર પુરૂષના ચેહેરા કરતાં એક કુમારીને વધુ જેબ આપે તેવું તેજ અને કોમળતા દેખાતી હતી. તેના તે વિખરાયલા વાળ અને ચંચળ કાળા ભ્રમર જેવા નેત્રોને લીધે તેની મુખમુદ્રા એકાદ યુવતી જેવી દેખાતી હતી. ગુલઝાર આ વેળાએ મનના તરંગોના પ્રવાહમાં તણાયો જતો હતો. તે એક ગાદી ઉપર વિચારમાં બેઠો હતો. એવામાં એની મ્હોં બોલી બ્હેન ગુલનાર પગનો સ્હેજ પણ અવાજ કર્યા વિના ત્યાં આવી અને ખુશીની ખુમારીમાં તેના અંગ ઉપર કુદવા ગઇ. ગુલઝાર અને ગુલનાર એમનો પરસ્પર અત્યંત પ્રેમ હતો. ઘણા વર્ષો સુધી તેઓ સાથે વસ્યા હતા. ઘણીવાર એક બીજાથી અબોલા કરી ફરી મિત્રતાઇ જોડવામાંજ તેમનો વખત હમેશાં વિતતો. એમ કરતાં દહાડે દહાડે તેમનો સ્નેહ પણ એક બીજા ઉપર વધતો ગયો. ગુલનારની વય પંદર વર્ષની હશે. રૂપ અને વય બન્નેનો વિચાર કરી જોતાં આ બન્નેની એક સરખી સુંદર જોડી દેખાતી હતી: પણ ઇશ્વરે તેમની જોડી તેવી રીતની સરજી હતી કે ?

ગુલનાર કુદી, પણ તેટલામાં ગુલઝાર કંઇક બાજુ ઉપર ખસી જવાથી ગુલનાર ભોંય ઉપર ચતીપાટ પડી ! ગુલઝારથી પોતાની ચાલાકીને લીધે હસવું થોભાતું ન હતું.

ગુલનાર આ જોઇ બોલી: "એ મુરખા ! હી, હી, હી શું કરી રહ્યો છે? તને કંઇ લાગ્યું ?"

"મને જોઇએ તે લાગે. પણ ખરેખર ગુલનાર તારૂં માથું આજે આમ કેમ દેખાય છે ! બોલ તને થયું છે શું ?"

"કાંઇએ થયું નથી. મારૂં માથું ઠેકાણેજ છે. બરાબર આ ખભાં ઉપર જેમ તે હતું તેમજ અને ત્યાંજ છે ! પણ જો આજે મારા

પડી જવાથી તે ફુટયું હતે તો આજે હમણા તારા આનંદ અને હસવાની હદજ ન રહેતે !"

ગુલઝારની આ મશ્કરીથી તે બાલીકાને લાગી આવ્યું હતું, તેમાં તો કંઇ શક નહિં. પોતે બહુ અઠીક કીધું તે જોઇ તે શરમાવા લાગ્યો. પોતાની મશ્કરીથી બીજાને દુ:ખ થાય તે જોઇ એ ખુશી થાય તેવું કઠોર અંતકરણ તેનું ન હતું. ગુલનારને માઠું લાગેલું જોઇ ગુલઝાર બહુજ ખસિયાણો પડી ગયો હતો. શું કરવું, શું બોલવું તે કંઇ તેને સુજતું ન હતું. એકાદ થાંભલા માફક ગુલઝાર ચુપચાપ શાંત બેસી રહ્યો. ગુલનાર પણ તેની તરફ જોતીજ ઉભી રહી ગઇ.

આ શાંતિનો થોડાજ વખતમાં ભંગ થયો! ગુલનાર ખડખડ હસતાં બોલી : "કાં અબોલા રાજા! કેમ હવે તમારૂં માથું ઠેકાણે છે કે ?"

ગુલનારના આ શબ્દોથી ગુલઝારને કંઇક શાંતિ થઇ, પણ હજી બોલવા માટે જીભ ઉપડતી ન હતી.

ગુલનારજ વધુ બોલી : "તેં જે મને એકાદ કુસ્તીબાજની માફક ખસી જઇ પાડી નાખી, તે તને કંઈ ખબર પણ છે કે ? હું શું કહેવા તારી આગળ આવી હતી ?"

"કંઇક વળી મોટો વાઘ મારી આવી હશે, તે મને કહી સંભળાવવું હશે, એજ. બીજું તે વળી શું ?"

"અરે ઉલ્લુ ! એ કરતાંએ મોટો વાઘ મેં માર્યો છે, તેની તને કંઇ ખબર છે ! જબરદસ્ત વાઘ માર્યો છે !"

ગુલઝારના મુખડા તરફ હસતાં મુખડે એકી ટગરે જોતા "ગુલનાર બોલી : ગુલઝાર ! હું બેગમ બનનાર છું !"

પોતાના અંતઃકરણથી વ્હાલા બંધુને આ ખુશીની ખબર કહેતાં તે બાલીકાના નીર્મલ નીખાલસ ચેહેરા ઉપર આનંદ અને તેજ સ્પષ્ટપણે દેખાતા હતા. ગુલનારના આ શબ્દો સાંભળી ઝબકી જઇ ગુલઝાર જરા પછવાડે હટયો.

"છટ એમ બનેજ નહિં !" ગુલઝારે કાંઇક ખેદ અને કંઇક અજાયબીથી કહ્યું.

"પણ એ ખરૂં છે !" ગુલનાર હસતાં હસતાં પ્રફુલ્લીત મુખે બોલી.

ગુલઝારનો ચેહેરો બહુ ઉતરી ગયો. તેણે દુખી દિલે પુછ્યું : "હેં ! તું તે બેગમ કેમ બનશે ?"

"આજે બાબાને બાદશાહે બોલાવ્યા હતા. આલમ પરવરે મારા માટે બાબાને માંગણી કરી. ગઇ કાલના બજારમાં પાદશાહે મને જરૂર જોઇ હશે. પણ આમ અત્યંત આંખો ફાડી મારી સામે જો ના ! હું બેગમ થનાર છું, બેગમ ! કાંઇ ભુત નથી થનાર !"

પણ ગુલનાર ભુત થઇ હતે, એક ભુત નહિં પણ હજાર ભુત થઇ હતે, તોપણ તે વાત સાંભળી ગુલઝારનું હૈયું આટલું બધું દુખાતે નહિં. ગુલનારની જબાનથી આ વાત સાંભળી જાણે તેના આશારૂપી ઝાડને મુળમાંજ કોઇએ ફટકો લગાવ્યો હોય એમ તેને લાગ્યું. તેના શરીરમાં હજારો બાણ તેને વિંધતે તો તે એ સ્હેલથી સહન કરતે; પણ આ ખબર જેવા શબ્દરૂપી બાણ ગુલઝારના અંતઃકરણ માટે અસહ્ય થઇ પડયા હતા.

શું ગુલઝારનું દિલ ગુલનાર ઉપર ચોંટયું હતું કે ? છટ ! તે બિચારાને તેવી મનોવૃતિનું જ્ઞાન ખરેખર પ્રત્યક્ષ પણ ન હતું. બાળપણથી બેઉને એકબીજાનો ચાલુ સહવાસ પડી ગયો હતો. બેઉ એક ઠેકાણે સાથે ઉછર્યા હતા. આ બાલીકાનો સહવાસજ ગુલઝારનું સર્વસ્વ સુખ હતું. છતાં પણ આજ સુધી, આ હમણાની પરીક્ષાની કસોટીના વખત સુધી, તેણી પોતાની એક રમતીયાળ સાથી છે એ સિવાય વિશેષ મનોવિકાર તેના અંતઃકરણમાં ઉપજ્યોએ નહોતો. ગુલનારે આપેલી આ ખબર તેના માટે ભવિષ્યના વિયોગના સમાચાર હતા. પોતાના વ્હાલા સાથીથી વિખુટા પાડનારી એ વાણી હતી. ગુલઝારને પોતાના અંતઃકરણમાંના મનોવિકારની આજેજ પીછાન થઇ અને ગુલનાર જો દુર થઇ તો પછી ખરેખર દુનિયામાં કંઇ બેંચાણજ ન રહ્યું,—દિલજ ગુમ થયું,—કોઇ બળજબરીથી તે હરી ગયું એમ તેને લાગવા માંડયું.

ગુલનારે ગુલઝારને પ્રેમથી, લાડથી પુષ્કળ હાંક મારી, તેને અરજો કરી. તોપણ ગુલઝારે એક શબ્દ પણ ઉચાર્યો નહિં. ભાંગેલા હૈડે તે ત્યાંથી ઝટ ઉઠી ચાલ્યો. ગુલઝારના જવા પછી ગુલનારના મનમાં વિચારોના તરંગ ઉઠવા લાગ્યા. તેના અંતઃકરણમાં હવે ગડબડ મચી. ગુલઝારનો તે ઉદાસ ચેહેરો હવે તેની આંખોની સામેજ તરવા લાગ્યો, અને તે વધુને વધુ વ્યાકુળ બનવા લાગી. ગુલઝારના ખેદનું કારણ તેણીને હવે જણાવા લાગ્યું. ગુલઝાર ફકત પોતાનો મિત્ર અને સાથીજ

નથી પણ વિશેષમાં તેનું દિલ પણ પોતાની તરફ છે અને તેના પ્રેમને નિરાશીનું રૂપ પોતે આવી રીતે આપી દીધું; આ મુળ હકીકત હવે તેને સમજાઇ. આ સમજી તે અતિ દિલગીર થઇ. આખરે નાદાન બાળકનેજ! તેણીએ ગુલઝારને એક પ્રેમ બધું કે મિત્ર આ શિવાય બીજી કોઇપણ નજરે જોયો ન હતો. પણ પોતે પોતાના વ્હાલા સાથી ઉપર સખ્ત ફટકો આથી લગાવ્યો એ જોઇ તેણીને અતિ સંતાપ થયો. બહુ વખત સુધી તેણી વિચારમાં મશગુલ રહી. આખરે એક લાંબો નિસાસો તેણીએ નાખ્યો. હમણા સુધીમાં દુઃખી અંતઃકરણથી આ પહેલી વારજ તેણીએ નિસાસો નાખ્યો હતો! પણ ક્રુર કિસમતે તે છેવટનો રહેવા દીધો નહિ!

તે દિવસથી ગુલઝાર કયાં પણ દેખાતો ન હતો. તેના દુઃખના કારણરૂપ પોતેજ થઇ પડી એમ સમજી ગુલનારે પુશકળ આંસુઓ ખેરવ્યાં. તેણી બરાબર જાણતી હતી કે બાદશાહ શાહજહાનની મરજીથી વિરૂધ જો કંઇએ કીધું તો પોતાના ઘરનો સર્વ નાશ થઇ જશે, અને પોતાના સર્વ કુટુંબીઓની ગરદનપર તરવાર ફરી વળશે. છતાં પણ જો પોતાના મિત્રનો પત્તો મલે તો બેગમપદ પણ મુકી દેવા તેણી તૈયાર હતી. આંસુથી ભરપુર આંખે તેણીએ પોતાના પીતાનું ઘર છોડયું. પોતે જે મહાન અને મુબારક પદવી ઉપર બીરાજવા જાય છે તે માટે શુભ આશિશ આપનાર પોતાનો પ્રેમી-સાથી પાસે નથી જાણી ગુલનારથી રડવું થોભાતું ન હતું. પોતાના પ્રિયનું પ્રેમી અંતઃકરણ પોતાને પ્રાપ્ત થતાં તે બહુ મુલ્ય રત્ન કરતાં પણ વધુ કીમતી છે એમ હવે તેને ભાસવા લાગ્યું.



## પ્રકરણ ૩ જું.



ગુલનાર નિષ્કપટ, પ્રેમાળ અંતઃકરણની સીધી સાદી ભોળી બાલીકા હતી. પોતે બેગમ થનાર છે આ વિચારથી તેણીને હર્ષ થાય તેમાં નવાઇ નથી. બાદશાહના જનાનખાનામાં પ્રવેશ કર્યો તે વેળાએ તેના મનમાં અનેક ઉમેદો બંધાઇ હતી, છતાં પણ તેણી હમેશાં ખુશીમાંજ મચેલી રહેતી હતી એમ ન હતું. ગુલઝારના દુખના કારણરૂપ પોતે થઇ પડી એ જાણી તેણી બહુ અફસોસ કરતી. પણ થોડા દહાડામાં આ અજ્ઞાન બાલીકા આ વાત વિસરતી થઇ. શાદીની ધામધુમનો ઠાઠમાઠ જોઇ તેની આંખોજ ભરાઇ ગઇ. હિંદના શહેનશાહના રંગમહેલના વૈભવની હવે તે માલેકણ બનનાર છે આ મનમાં યાદ આવતાં તેણીને બહુ ખુશાલી ઉપજતી.

રંગમેહલમાં ગુલનારનો પ્રથમ પ્રવેશ થયો તે વેળાએ પોતાના મનોરથોનો ભંગ થશે એવા કંઇપણ ચિન્હો તેના જોવામાં ન આવ્યા. તે દિવસે મહેલ બહુ મોહક રીતે સજાવેલો હતો. સલતનતમાંની ઇચ્છીત સર્વ ચીજોનું જાણે પ્રદર્શન ત્યાં ભરાયું હોય એમ જણાતું હતું. બાદશાહના જનાનખાનામાંની સુંદરીઓ ઉત્તમ પ્રકારના વસ્ત્ર અને આભુષણો પહેરી નવી બેગમને વધાવી લેવા માટે આતુર બની વાટ જોતી ઉભી હતી. બેગમની પાલખી મહેલની પાસે થતાં બેગમના મુખના દર્શન કરવા માટેજ એકઠી થયેલી સેંકડો લલનાઓના રૂપાળા ચેહેરાઓથી તે લાલ મહેલની ખાસ વાટ ઉભરાઇ જતી હતી. જેમ જેમ ગુલનારની પાલખી આગળ આગળ જતી હતી, તેમ તે જનાનાનો ઠાઠ જોઇ પોતે ફિરેસ્તાઓના અયવાનમાં દાખલ થતી હોય તેમ તેને ભાસ્યું. ખાસ મહેલના દરવાજામાં બેગમ સાહેબની પાલખી જઇ પહોંચતાં બાદશાહ શાહજહાનની બેટી જહાનઆરા, ગુલનારને લેવા સામે આવી અને બહુ પ્રેમભાવથી તેને આવકાર આપી મહેલના અંદરના ભાગમાં લઇ ગઇ. આવકારના આ ઠાઠથી અંજાઇ જઇ ગુલનાર પોતાના જીવનને ધન્યવાદ આપવા લાગી.

ખાણીપીણી પુરી થતાં જહાનઆરા ગુલનારને પાસેના ચંદની દરવાજામાંથી બીજા એક સુંદર ભાગમાં લઇ ગઇ, અને "આ મહેલ બેગમ સાહેબાનો છે" કહી જહાનઆરાએ ગુલનારની રજા માંગી. રજવાડાઓના અંતઃપુરની આ બાલીકાને કેવી ખબર? શાહાજાદી જહાનઆરાનો આ પ્રેમભાવ જોઇ ગુલનારને અતિ આનંદ ઉપજ્યો, એમાં નવાઇ નથી. તેણે પણ બહુ પ્રેમથી આદાબ બંદગી કરી ખુદા હાફેઝ ઇચ્છી.

બાદશાહના જનાનામાં વળી એક બેગમ આવેલી જોઇ જહાનઆરાને રહેજ પણ સંતોષ વળ્યો નહિ. આ એક નવી પીડા આવી એમ તેણીને લાગ્યું. આ પહેલાં જે જે બેગમો આ રંગમહેલમાં આવી હતી તેઓએ અમુક વખત સુધી તો બાદશાહને ઘેલો કરી મુકયો હતો.

થોડા વખત સુધીજ બાદશાહ તેમને આધીન થઇ રહેતો હતો. પણ હાલમાં જે નવી બેગમ જનાનામાં દાખલ થઇ છે તે રૂપની કેવળ ખાણજ છે અને બાદશાહને પોતાની મુઠીમાંજ રાખશે એમ જાણી શાહાજાદીને અદેખાઇ ઉપજવા લાગી. જહાનઆરા શાહજહાનની બેટી ખરી પણ બાદશાહના ખાસ મહેલ ઉપર તેનુંજ ઉપરીપણું હતું, અને સત્તા ચલાવવામાં તે શાહજાદી મોટી મગરૂરી માનતી હતી.

ગુલનારની પહેલાં જે જે બેગમોએ આ ખાસ મહેલમાં પ્રવેશ કર્યો હતો તેઓનું વજન બાદશાહ ઉપર ન પડે તે માટે તેણીએ અનેક યત્નો કર્યા હતા તથા તેમ કરી પોતાની સત્તા તેણીએ કાયમ રાખી હતી. છતાં તેણીને મોટી બીક હતી કે જો એકવાર આ મનોહર મોહીનીના સપાટામાં બાદશાહ સપડાયો તો પછી તેણીને પોતાને કોઇ પુછશે પણ નહિં; આ સંતાપ અને તેની અદેખાઇથી તેણી મનમાં મુજાવા લાગી.

આવાજ ક્રોધના આવેશમાં તે મુમતાઝ બેગમ આગળ ગઇ. આજના આ સમારંભમાં મુમતાઝ આવી ન હતી. તેણી પોતાના મહેલમાંથી આજે આખો દહાડો થયાં બહાર નીકળી ન હતી. આથી જહાનઆરા તેણીના મહેલમાં ગઇ. ત્યાં જઇ જુએ છે તો મુમતાઝ રડતી બેઠી છે. એક સોનેરી પલંગ ઉપરની ઝરીની ગાદી પર હિંદના બાદશાહની આ સુંદર વડી બેગમ વાળ છુટા કરી આંસુ ઢાળતી બીછાનામાં પોતાના સુકુમાર શરીરને છુપાવી દઇ એકાદ નાના બાળકની માફક રૂદન કરતી હતી.

મુમતાઝ બેગમની આ વેદના જોઇ જહાનઆરાની આંખો ભરાઇ આવ્યાથી તેણી બોલી: "મા! દુનિયામાં સઉથી મહાન શહેનશાહની પટરાણીને આમ શોક કરવો શોભે નહિં!"

રડતાં રડતાંજ મુમતાઝે ઉત્તર વાળ્યો: "જહાનઆરા! તારૂં આ બોલવું તદન નિરર્થક છે. બેટા! તું હજી કુમારી છે. એક મહેરદારનું દિલ કેવું હોય તેની તને તે શું ખબર? જેને આપણે સર્વસ્વ આપ્યું, જે આપણો જાન–જીગર તેજ અગર જો દુર થયો એટલે પછી સ્ત્રીના મનની કેવી સ્થીતી, તેનો તને તે શું વિચાર આવી શકે? બાદશાહ આલમ પરવર છે, શહેનશાહ છે. અતિ દાના છે, અને તેમણે જે કંઇ પણ કીધું છે તે સમજી વિચારીનેજ કીધું હશે; પણ મારૂં દિલ તો આખરે એક સ્ત્રીનું દિલજ કેની એટલે પછી હું રડું નહિં તો શું કરૂં?"

"ના, ના! મા! હું તમને વધુ સંતાપ આપવા આવી નથી. હું ભલે કુમારી છું, છતાંએ એક સ્ત્રીજ છું! સ્ત્રીના મનોવિકાર થોડા પણ હું સમજી શકું છું! હુજુરે જે કંઇ પણ કીધું તે ઠીક નથી કીધું તે હું સમજું છું. બાદશાહ સલામતના આ કામને હું વખોડું છું. પણ આટલા કારણ માટે આ આઝમ સલતનતની વડી બેગમે આમ શોક કરવો શું વાજબી છે? મા! આવી રીતે રડવું આપને મુદલ શોભતું નથી."

"ત્યારે હું કરૂં તે શું? હું સ્ત્રી જન્મી એજ શું મારી કમનસીબી! વિશેષમાં વળી બાદશાહ સાથે પ્રેમ સંબંધ બંધાયો એ વધુ કમનસીબી! બાદશાહ તો આલમ પરવર છે અને હું તો એક માત્ર અદના સ્ત્રી છું! મારા જેવી એક નાચીજના પ્રેમમાં મહાન દિલ્લીપતિ કંઇ બંધાઇ જાય એ બનવા કાળ નથી, તે હું જાણું છું, છતાં પણ આ દિવાનીએ સદા કાળ બાદશાહનીજ ઝંખના કરી છે. મારી તમામ ઉમર મેં મારા જીગર જાન શૌહરની ખીદમતમાંજ ગુજારી છે. એમનો સહવાસ એજ મારૂં સુખ. પણ જહાનઆરા! તેજ શહેનશાહે મારા નિખાલસ પ્રેમ અને સેવાની આવી કદર કરેલી જોઇ હું રડું નહી તો શું કરૂં?"

મુમતાઝના સુંદર નેત્ર અશ્રુથી વ્યાકુળ બન્યાં. તેણીએ પોતાનું કોમલ વદન ફરી બીછાનામાં સંતાડયું.

જહાનઆરા એકદમ ઉભી થઇ જઇ આવેશમાં આવી બોલી ઉઠી: "બીલાડીના બચ્ચાંને મારતાં તે મ્યાંવ મ્યાંવ કરતાંજ બેસશે, પણ જો સિંહણના બચ્ચાંને હાથ લગાડશો તો તેણે તરતજ તમારી ગળચી પકડીજ છે એમ જાણજો! મા! બહાદુર સિંહણનો દરજ્જો મુકી દઇ એક બીલાડી બનવું શહેનશાબાનુંને શોભે નહિ! પોતાના પ્રેમમાં આમ ખતરો પડેલો જોઇ આપ એમ રડતાં બેસો એ ઠીક નહિં. તે અદના સ્ત્રીના સાથમાં પ્રીય પતિને આવી રીતે જોતાંજ શું બેસી રહેશો કે? ના અમ્મા! એમ કરવું આપણા આ લોહીને શોભે નહિં! આ આલમની સર્વથી મોટી શહેનશાહતની પટરાણીને તો તેમ કરવું મુદલ યોગ્ય નથી! રાણી તો સિંહણ સ્વરૂપે ગણાય. આ સિંહણની ધીરજ ખુટવી જોઇએ? પોતાના

પતિ અને તેને આજે મોહ પમાડી રહેલી અદના પુતળીની તેને યાદ આપો! બાદશાહનું દિલ આપણું પોતાનુંજ છે અને તે ઉપર આપણો હક લાગે છે. એ હક ઉપર બીજાને તરાપ મારતાં જોઇ નચીંત બેસી રહેવું એ મોટી શરમની વાત છે!"

જહાનઆરાની જીભે મુમતાઝના મન ઉપર ઓછી અસર ન કરી. તેના કહેવા ઉપર તે વિચાર કરતાં બેઠી. પોતે હમણા સુધીમાં જે ભણી ગણી હતી તે આજે ઉપયોગમાં આવેલું જોઇ તેને આનંદ થયો. મુમતાઝ હમણા વિચારમાં લીન થઇ હતી. તેને તેવી રીતે વિચારમાં મશગુલ રાખી જહાનઆરા ત્યાંથી ચાલી ગઇ. મુમતાઝે બહુ વખત સુધી વિચાર કર્યો, પણ તે નક્કી ઠરાવ ઉપર આવી ન શકી. સ્ત્રી સ્વભાવ માટે જે સ્હેલ એવી અદેખાઇ અને સંતાપ આ વિકારો તેના મનમાં ઝડ ઘાલવા લાગ્યા. પણ તેનો સ્વભાવ જન્મથીજ કોમલ અને પ્રેમાળ હોવાથી તેનું મન કોઇ ક્રુર ઉપાયો તરફ તરત વળ્યું નહિં. જેમ જેમ તે વધુ ને વધુ વિચાર કરતી તેમ તેમ તેને વધુ કંપારી છુટતી. આખરે તે ત્યાંથી ઉઠી કંઇક આરામ મળે માટે મોતી મહાલની અગાસી તરફ જવા નીકળી. બધા ભાગોમાં આ મહેલ અત્યંત રમણીય હતો. જમનાના નીલ રંગના પાણીની શોભા અહીંથી બહુજ મોહક લાગતી હતી. મુમતાઝ અને શાહજહાન એઓએ અનેક દહાડાઓ સુધી અહીં મોજ મારી હતી.

હજી સુધી સંધ્યા સમય વિત્યો નહતો. બાદશાહ જનાનામાં આટલો વહેલો આવે એમ મુદલ સંભવતું ન હતું. આથીજ મુમતાઝે મોતી મહાલમાં જઇ નિરાંતે સૃષ્ટિ શોભા બે ઘડી જઇ જોવાનો વિચાર કર્યો. તે પોતાના મહેલમાંથી બહાર આવતાંજ બાદશાહના મહેલ તરફ ગુલનારને જતી તેણીએ જોઇ. ગુલનારે આ વેળાએ નવોજ પોશાક પહેર્યો હતો, અને અનેક રત્નોથી તે અલંકૃત થઇ હતી. તેના મનોહર ચેહેરાની શોભા ઓરજ હતી. ક્ષણવાર સુધી મુમતાઝે તેના મુખ સામે જોયું. ગુલનારનો ચેહેરો એટલો બધો સુંદર અને નિર્દોષ હતો કે મુમતાઝનું ધ્યાન ત્યાં ન જાય એમ બનવું મહાલ હતું. ગુલનારનું તે કોમલ અને રૂપાળું મુખ જોઇનેજ મુમતાઝને એકદમ મુર્છા આવી. નવી બેગમ આવેલી હોવાથી બાદશાહ આજે મહેલમાં હમેશ કરતાં વહેલો આવ્યો હતો અને તેણે ગુલનારને પોતાના મહેલમાં તેડાવી હતી. આ જોઇ મુમતાઝને જાણે કોઇએ પોતા ઉપર ઘા કર્યો હોય એમ લાગ્યું! આ પ્રકારના દુ:ખનો તેણી પર આ પહેલોજ ફટકો હતો. આથી ઉપર જણાવ્યા પ્રમાણે તેણીને મુર્છા આવી અને તે જમીન ઉપર પડી જતે પણ પાસે ઉભેલી તેની દાસી ફહીમને તેણીને સંભાળી લીધી.

થોડીવાર રહી શુદ્ધીમાં આવતાં મુમતાઝ ચોતરફ જોઇ પોતાના નેત્ર વિશ્વાસુ દાસી તરફ ફેરવી બોલી: "ફહીમન! હવે હું શું કરૂં? મને કંઇ સમજ પડતી નથી!"

પોતાની માલેકણના આ શબ્દો સાંભળી ફહીમન ચમકી. તેણી ગુપચુપ મુમતાઝને અંદર લઇ ગઇ અને નરમ બિછાનાપર તેને સુવાડી તેની આગતાસ્વાગતા કરવા લાગી.



## પ્રકરણ ૪ થું.



કાળની ગતી કોણ પામી શકે? દિવસમાંથી રાત, રાતમાંથી દિવસ એમ નિયમિત રીતે કાળ પોતાનું કામ કર્યો જાય છે. બેગમ ગુલનાર રંગમહેલમાં સુખ દુ:ખ અનુભવી રહી હતી. જહાનઆરાએ આ નવી બેગમને બાદશાહનાં દિલના તખ્ત ઉપરથી ઉતારી પાડવાના અનેક પ્રયત્નો કર્યા. ફહીમને પણ સાથે સાથે પોતાના કારસ્થાનો ચલાવ્યાં પણ આમાંથી કોઇપણ ફળદાયક નિવડયા નહિં. હવે દિવસે દિવસે ગુલનારને મોગલોના જનાનાનો કંટાળો આવવા લાગ્યો. પ્રથમના તેના તે ઉછાછલા અને મોજ શોખ અને ઠાઠમાઠના આનંદના મનોવિકારો થોડાજ દહાડામાં કમી થયા. રંગમહેલના સુખ તરફ તેને હવે અભાવ થવા લાગ્યો. આ સુખમાં કાંઇ સાર નથી એમ તેને ભાસ્યું. રંગમહેલનો ઠાઠ બધો પોકળ તેને જણાવા લાગ્યો. આ બધા ખેલમાં જીવનનું ખરૂં સુખ અને શોભા-અને સુંદર પવિત્રતાઇએ સઘળાનો અતિ અલ્પ અંશ છે એ તે પામી ગઇ. રજવાડામાંના મીઠા મીઠા વચનોમાં પ્રીતિનો અંશ સ્હેજ પણ નથી તે હવે એ અનુભવવા લાગી. એક વર્ષની અંદર તો ગુલનારનું દિલ્લીશ્વરના રંગમહેલ ઉપરથી મન ઉઠી ગયું; અને જો કે તે હજી બાલીકાજ હતી છતાં પણ આ કરતાં જુદાજ પ્રકારના આયુષ્ય ક્રમની તેને જીજ્ઞાસા ઉત્પન્ન થઈ.

ગુલનારના ચેહેરા ઉપરથી તે આનંદવૃત્તિ હવે ઢળવા લાગી. બાદશાહનો સહવાસ એજ ફકત તેના વદનકમલને પ્રફુલ્લિત કરનાર કિરણ ગણાતી. શાહજહાન અતિ દયાળુ અંતઃકરણનો અને ઉદાર પુરૂષ હતો. તેની તરફ જોતાં પોતાનું આયુષ્ય તદન વ્યર્થ જતું નથી એમ તે મન મનાવતી. બાદશાહ શાહજહાનની તેજસ્વી કાંતિ તરફ સદા જોવું અને તેનું મધુર મીષ્ટ ભાશણ હમેશાં સાંભળ્યા કરવું એજ એની હોંસ હતી. શાહજહાન અને ગુલનાર મોતી મહાલમાંથી શાંત પ્રવાહથી વહેતા જમનાના જલને જોતાં વારંવાર એક સાથે બેસી રહેતાં. ત્યાં એકાંત સમયમાં પોતાની પ્રિય પત્નીના મુખમાંથી નીકળતી અમૃતવાણીનું પાન કરવાને તે અતિ આતુર રહેતો. આ મીઠાશભર્યા સુખનોજ લાભ જો તેને એકસરખો મળતે તો તે ભાગ્યેજ બીજા કશાની આશાએ કરતે !

પણ ઈશ્વર ઈચ્છા નીરાળીજ હતી. આ લોકનું સ્વર્ગીય સુખ તેણીએ સદા ભોગવવું એ તેણીના નસીબમાં ન હતું. હવે કોઇ કોઇ વાર બાદશાહની મુલાકાત થવી તેણી માટે દુર્લભ પણ થવા લાગી. ઘણીવાર દિવસોના દિવસો સુધી શાહજહાન રંગમહેલમાં આવતો ન હતો. શાહજહાનનો ગુલનાર પરનો પ્રેમ ઓછો થયો હતો કે તેના સહવાસમાં તેને પહેલાં પ્રમાણે આનંદ મળતો ન હતો એમ મુદ્દલ ન હતું. તેની એકલી હરીફ ફકત મુમતાઝજ હતી. પણ તેના તરફથી વિશેષ બિહવા જેવું ગુલનાર માટે ન હતું. તેના કમનસીબે આ વર્ષમાં બાદશાહને પોતાનો ઘણોખરો વખત રાજકાર્યમાં વિતાડવો પડતો હતો. બાદશાહ શાહજહાન બહુ ડાહ્યો અને નિપુણ રાજપતિ હતો. તે ઘણુંખરૂં જાતેજ બધું કામ કરતો. કામના દબાણને લીધે તેને દરબાર મુકી જનાના તરફ જવાનો વખત ભાગ્યેજ હવે મળતો હતો.

જેના સહવાસમાં પોતાનો વખત આનંદમાં જવાની આશા, તેનાજ દર્શન દુર્લભ થયા, એટલે પછી બીજી બાહરની વસ્તુઓથી તે શેનો આનંદ થાય ? દિલ્લીશ્વરનો રંગમહેલ એક સ્વર્ગ જેવો હતો, પણ ગુલનારને પોતાના પ્રેમનિધાન વગર તે શુન્ય ભાસ્વા લાગ્યો. કાળા યમુનાના પાણી તરફ જોતાં તે પોતાના મહેલની બારીમાં બેઠી રહેતી. બેઠાં બેઠાં મનમાં વિચારોના મોજા ચઢતા. ન્હાનપણના મીઠા સુખવાસ દિવસોની તે વેળાની રમતગમતની અને પ્રેમાળ વાતચીતોની તેને યાદ થતાં તેનાં નેત્ર ભરાઇ આવતાં. પોતાના બાબાના ઘરનું સાદું જીવતર કેટલું બધું ઉંચું તેને ભાસતું, અને ગુલઝારનો રમતો ચેહેરો તેની નજર સામે આવી ઉભો રહેતો. પોતેજ પોતાનું જીવતર હાથે કરી દુઃખી બનાવી દીધું, પોતાના પ્રિય સાથીનું કોમલ દિલડું પોતેજ ભાંગી નાંખ્યું. આ બધા વિચાર મનમાં આવતાં દડદડ આંસુઓ આંખમાંથી ટપકી પડતાં.

આવી રીતે શોકની સ્થીતિમાં ગુલનાર એક દહાડો જમનાના કાળા નીર જોતી બેઠી હતી, એટલામાં નદીના પેલે કિનારે કોઇ ચાલ્યું જતું તેને દેખાયું. તે એક ટગરે તેની તરફ નજર ખેંચી જોવા લાગી; પણ થોડીજ વારમાં તે અજાયબીથી ચકિત થયલી દેખાઇ. તે દુર દેખાતું બીજું કોઇ નહિં પણ તેનો પહેલાંનો પ્રિય જોડીદાર સાથી ગુલઝાર હતો !

ગુલઝાર એકાએક નજરે પડતાં તે બેફામ જેવી બની ગઇ. પણ હોંસ સંભાળી તે ઠીક ઠાક થઇ બેઠી. શું કરવું તે એ સમજી ન શકી. પરપુરૂષ સાથે કોઇ પણ જાતનો સંબંધ દેખાડવો અથવા તેને બોલાવી લાવવું તે રાજમહેલની સ્ત્રીઓ માટે તો અતિ ગેરવાજબી ગણાય. બાદશાહને આ બાબત અરજ કરવી પણ ન બની શકે તેમ હતું કારણ તે દિલ્લી હતો. પિતાને પત્ર લખી બોલાવવાનો વિચાર તેને સુજ્યો, પણ પોતાનો પત્ર તેને મલે તે પહેલાં ગુલઝાર કયાં નીકળી ન જાય તેની ખાત્રી શું ? ગુલનાર બેગમ હતી. અર્થાત ગુલઝારને પકડી લાવવા તેણીએ તાબડતોબ હુકમ કાઢયો હતે. પણ ગુલઝારના સંબંધને લીધે આ વિચાર અઠીક લાગ્યો. આખરે આ સઘ્ઘ કરતાં પણ ભયવાળું અને સાહસભર્યું પગલું ભરવા તે તૈયાર થઇ. તેણીએ એક પત્ર લખ્યો અને તે પોતાની વિશ્વાસુ દાસી સાથે ગુલઝારને મોકલી આપ્યો. બીજો એક પત્ર પોતાના પિતાને લખ્યો અને ગુલઝારના આવ્યાની ખબર તેને મોકલી.

## પ્રકરણ ૫ મું.

ગુલનારની દાસી વિશ્વાસુ અને ઇમાની હતી. તથાપિ તે પકી ન હતી. ગુલનારે પેલે પાર ભટકતા પુરૂષને કેવો પત્ર મોકલ્યો છે,

અને તેમાં એવું ગુપ્ત તે શું છે, તે જાણી લેવાની તેને જીજ્ઞાસા થઇ. બેગમના ફરમાન મુજબ પત્ર લઇ જઇ આપ્યા પહેલાં એકાદ વાર તે વાંચી જોવાનો તેણીએ વિચાર કર્યો. દાસી પત્ર પોતાને મળતાં તે લઇને ઓરડીમાં ગઇ. તેને બરાબર વાંચતાં આવડતું ન હતું, માટે મદદમાં પોતાની જીવજાન સોબતણ ફહીમન–મુમતાઝની દાસીને બોલાવી. પત્ર બહુ ટુંકુંજ હતું. બેઉ જણે સાથે મળી તે વાંચ્યું:

'ગુલઝાર!

તારા ફરી દિદાર થયા, એ જોઇ હું અતિ આનંદ પામી! ફક્ત તારા રોજના દર્શનજ મારા આનંદના કારણરૂપ છે. અહિં હું અતિ કંટાળી ગઈ છું. આથી તારાં દર્શનથી મને જે આનંદ થાય છે, તે આનંદથી બેનસિબ ન કરીશ. આજે જ્યાં દેખાયો ત્યાંજ રોજ આવતો જજે.

ગુલનાર."

બેઉ દાસીને આ વાંચવાથી મોટી ગમ્મત લાગી. તોપણ ફહીમનનો આનંદ તો આજે શિકાર સપડાવાથી સમાતો ન હતો. બાદશાહની નજરે આ વાત લાવી દેવી એટલે સ્હેજમાં ગુલનારનો કાંટો દુર થશે એમ તેને લાગ્યું. પણ બીજીજ પળે તેનો આ વિચાર બદલાયો. આ બનાવથી તેને બીજુંજ કંઇ સુજ્યું, અને ગુલનારની દાસીને તે પત્ર ગુલઝારને આપવા જવા દીધી.

દાસી કિલ્લામાંથી બહાર પડી, અને જમના ઓળંગી ગુલઝાર પાસે જવા નીકળી. પછવાડે ફહીમન એકાદ છુપી વાટે ગુલઝાર ઉભો હતો તેની સામેનાજ કિનારા પાસે આવી. ત્યાં એકાદ ઓળખીતા સંત્રી પાસેથી તેણીએ એક સીડી મેળવી. અને તેની મદદથી તે કિનારા-પરથી નીચે ઉતરી. નજદીકમાંજ એક ન્હાની નાવ હતી તેમાં બેસી ફહીમન સામેના કિનારે પુગી. ફહીમન ગુલઝાર પાસે આવી ઉભી રહી તેટલા વખતમાં ગુલનારની દાસી અર્ધા માર્ગમાં ભાગ્યેજ આવી હશે.

"ગુલઝાર!" ફહીમને હાંક મારી.

બાળપણાની કોમળતા હજી ગુલઝારના ચેહરા ઉપર સ્પષ્ટપણે દેખાતી હતી. એક સ્ત્રીની હાંક સાંભળી ગુલઝાર ચમકયો. તેને સ્હેજ બિક લાગી અને ત્યાંથી ભાગવાનો તેણે ઇરાદો કર્યો. ફહીમન તરતજ તે સમજી ગઇ. તેણીએ ઝટ તેના અંગરખાનો છેડો પકડી લઇ કહ્યું: "આમ ડર ના. પણ મને કહે, હજી તારો ગુલનાર ઉપર પ્રેમ છે કે?"

ગુલઝારે અજાયબીથી છક્ક થઇ જઇ તેણીને પુછ્યું: "આપ કોણ? આપને બધી ખબર હોય એમ જણાય છે."

"હું આલમ પરવરના રંગમહેલની એક દાસી છું. મારૂં ત્યાં બહુ ચલણ છે. હાલમાં ઘણો વખત થયા કિલ્લાની આ બાજુ તરફ એક ટગરે જોતાં હું તને જોઉં છું. તેથીજ પુછું છું કે હજી ગુલનાર ઉપર તારો પ્રેમ છે કે?"

ગુલઝાર એકદમ બોલી ઉઠયો: "ગુલનાર ઉપર પ્રેમ! ગુલનાર મારૂં જીવન-પ્રિય, ગુલનાર મારૂં સર્વસ્વ છે. અલ્લાહે જેને મારા માટે નિર્માણ કરેલી, તે સ્ત્રી રત્નને બાદશાહ ઉપાડી લઇ ગયો અને મારી જીંદગીનો નાશ કર્યો. તે સ્ત્રી ઉપર મારો પ્રેમ છે કે કરી પુછે છે? પણ જો મારા આ દિલના રાજ્યમાં બધેબધ તેનુંજ રાજ્ય છે. દરેક ઠેકાણે તેજ તખ્ત-નશિન થઇ બેઠી છે. હું સદા તેનીજ આરાધના કરૂં છું, એ તે શું જાણે? રોજ હું અહિં આવું છું અને રોજ તે પ્રેમાળ પુતળીના દર્શન થશે કરી ભારે ઉત્કંઠાથી તે ભિંત તરફ જોતો રહું છું, પણ ફોકટ—"

"તારી નજરે તે કદી પડીજ નથી?"

"પડી છે. પણ અફસોસ! કાંઇ નહિ, તે પ્રસંગને યાદ કરવામાં પણ સાર નથી! તે વખતની યાદ થતાં મને હદબહાર દુઃખ થાય છે. એક રોજ તે પેલા સામેના રમ્ય મહેલમાં બેઠી હતી તે સુંદર મહેલ કરતાંએ તે કેટલી સુંદર, કેટલી બધી સુંદર! પણ એટલામાં તો બાદશાહની બાંહો તેના ગળામાં પડી હાય! તે યાદથીજ મારો પ્રાણ નીકળી જાય છે!"

એવામાં તેને કંઇ શક ઉપજતાં તે શંકાશીલ વૃતિથી બોલ્યો: "પણ આ બધું મેં તને શું સમજી કહી દીધું? તારે એમાં શું લેવા દેવા? મારો ભરમ તેં લઇ લીધો! ચાલ, નીકળ અહિંથી!"

ફહીમન મુશ્કેરાવા લાગી. "ગુલઝાર, હું તારી અઝીઝ છું. આ તારા પ્રેમના મામલામાં હું તને મદદ કરૂં એવી મારી ઇચ્છા છે. હમેશાં તેનોજ તને પડોસ મળે, સદા તેના દિદાર તારી ચશ્મોએ તું જુએ એમ તું નથી ઈચ્છતો? પ્રેમથી રંગાયલાને તો આવીજ બાબત ગમે છે, અને તેમ થાય માટે તે દરેક કામમાં ઝિપલાવવા તૈયાર થાય છે એમ મેં સાંભળ્યું છે."

"ગમે છે! અરે એનો સહવાસ મને મળે અને એના દર્શન મને જો થાય તો તે માટે હું જોઇએ તે કરવા તૈયાર છું!"

"તેની પાસેજ રહેવાની જો તારી ઇચ્છા હોય, તો અંધારૂં થયા પછી અહિં આવજે, હું તને રંગમહેલ તરફ લઇ જઇશ."

"પણ આ બને કેમ?"

"તને તેનું શું છે? મારા પર જો વિશ્વાસ રાખવો હોય તો રાખ અને સૂર્યાસ્ત થતાં અહિં આવ. તેટલામાં કપડાં વગેરે સરખાં કરી ત્યાં જવાની સર્વ તૈયારી કર."

આટલું કહી ફહીમન ત્યાંથી ગઇ. પણ ગુલઝારે તેણીનો હાથ પકડી અટકાવી કહ્યું: "પણ તું શું આ ખરેખરજ કહે છે કે? મને તું જરૂર મહેલમાં લઇ જશે?"

"હા, લઇ જઇશ. મારા વચન ઉપર વિશ્વાસ રાખ. ફહીમન આજ દહાડા સુધી કદી જુઠું બોલી નથી!"

"માફ કર, મારૂં બધું તો ઉંધું વળ્યું છે. હવે તો મારાપર તું કંઇ દયા કર! મારા મનમાં મારી જે એક મીઠી મુરાદ બાકી રહી છે, તેનો નાશ કરી મને ઠાર મારી ન નાખીશ!"

ફહીમને ફરી પોતાના વચનો માટે ગુલઝારને ખાત્રી આપી, અને તે પાછી ફરી. કિનારા ઉપર આવી તે નાવમાં બેઠી, એવામાં સામેથી બીજી એક નાવ કિનારાની એજ બાજુ તરફ આવતી તેની નજરે પડી. તે નાવ તરફ આંગળી કરી ફહીમને ગુલઝારને કહ્યું: "તે નાવમાં એક દાસી તારા માટે એક પત્ર લઇ આવે છે. તારી વાત તેને સ્હેજ પણ જણાવતો ના."

તરતજ તેણીએ પોતાની નાવ ચાલુ કરી અને થોડીજ વારમાં–તે બીજી નાવ ગુલઝાર તરફ આવી પહોંચે તેની પહેલાં તો તે કિનારા પર પુગેલી દેખાઇ.

ગુલઝાર ફહીમન તરફજ જોતો સ્તબ્ધ ઉભો હતો. તેના મનમાં વિચારોની ગડબડ ચાલી રહી હતી. પોતાના અવિચારો માટે તેને પહેલાં થોડા વખત સુધી તો ખોટું લાગ્યું; પણ તરતજ તે વિચાર નષ્ટ થયા અને તે ઠરાવભર્યો બન્યો.

આ રીતે વિચારોના પ્રવાહમાં તે તણાતો હતો ત્યાં ગુલનારની દાસીએ આવી પુગી એને જાગૃત કર્યો અને બેગમનો પત્ર એના હાથમાં મેલ્યો. ગુલઝારે તે પત્ર વાંચ્યો, "બેગમ સાહેબાને બહુ બહુ સલામ કહેજે," કહી દાસીને તેણે રવાના કરી.

ઠરાવ પ્રમાણે તે રાતે ફહીમન ગુલઝારને દાસીનો વેશ પહેરાવી રંગમહેલમાં લઇ ગઇ. તેજ દિવસે બાદશાહ શાહજહાનની દિલ્લીથી આગ્રા પધરામણી થઇ. બાદશાહને આવકાર આપવા માટે કિલ્લામાં મોટી ધમાલ મચી રહી હતી. શહેનશાહના દર્શન માટે જોધબાઇ મહેલ જનાનામાંનાઓની ગર્દીથી ગીચ ભરાઇ ગયો હતો. ગુલઝાર સ્ત્રી જેવોજ દેખાતો હતો, એટલે દાસીના વેશમાં તેને કોઇપણ ઓળખે નહિં એમાં નવાઇ નથી. પોતાની નેમ બરાબર પાર પડતી જોઇ ફહીમન ખુશી થવા લાગી.



## પ્રકરણ ૬ ઠું.



બાદશાહ આગ્રે આવી પુગ્યો તેને બીજેજ દહાડે નવરોજનો તહેવાર હતો. ગયા વર્ષ પ્રમાણે હમણા પણ કિલ્લામાં ધામધુમ થઇ રહી હતી. ગઇ સાલ માફક આ વેળાયે પણ મીના બજારમાં મેળો ભરાયો હતો. પોતાનાં ઉત્તમમાં ઉત્તમ વસ્ત્રાલંકારને પ્રદર્શિત કરવા રંગમહાલમાં ન્હાની મોટી સ્ત્રીઓની ગરદી મચી રહી હતી. મુમતાઝ મહેલમાંનુંજ ફકત કોઇ ત્યાં દેખાતું ન હતું. ગુલનારને તર્ત ગયું વર્ષ યાદ આવ્યું. તેણીએ પોતાનો બહુ મુલ્ય પોશાક અને રત્નાદિ ઘરેણાઓ આજે ફેંકી દીધાં. ફકત બાદશાહે પ્રીતિથી પોતાના મુબારક હાથે આપેલી બે હીરાની બાંગડીઓ હાથોમાં પહેરી, માથા ઉપર શિરતાજ મુકયું. ગયા નવરોજ ઉપર પહેરેલો પોશાકજ આજે તેણીએ પહેર્યો હતો. કારણ તે પોશાક પ્રેમ અને ભાગ્યની એક નિશાંની દાખલ તેણીએ તે સંભાળી રાખ્યો હતો. આવા કપડાંઓમાં સજ થઇ મોગલ શહેનશાહની પ્રિય રાણી આજે બહાર પડી. રસ્તામાંજ બાદશાહ તેને મળ્યો. બાદશાહે સફેદ ઝભો પહેર્યો હતો. દિવાને આમમાંના ઝરોખામાં જતાં બાદશાહ આજ પોશાક પહેરતો અને ત્યાં બેસી તે પ્રજાનો ન્યાય કરતો. બાદશાહ અને ગુલનાર સામસામે થઇ જતાં કંઇક અચંબાભર્યા ચેહેરે પરસ્પર જોયું. બન્ને એકબીજાને જોઇ કંઇક હસ્યાં. બાદશાહે કહ્યું: "આજે પુલોથી તારા અકૃતિમ, મનોહર અને સુંદર સ્વરૂપને તેં ખિલવી મુકેલું જણાય છે."

"ખાવિંદ જે કંઇ ફરમાવે તે દુરસ્ત છે. જે પોશાકની ઝમકથી આ અંતઃકરણમાં આપે મને જગ્યા આપી તે કરતાં બીજો કોઇ પણ પોશાક મને વધુ પ્રિય નથી."

"છટ ગુલનાર ! એમ કેમ બને ? જોઇએ તે કરો પણ કપડાં એ તો આખરે કપડાંજ ! તને નકામી તેની લેહ લાગી છે. વસ્ત્રો જોઇએ એવા ભારી કિંમતના હોવા છતાં તેથી કાંઇ શોભા મળતી નથી. જેવાં અંગ ઉપર તે પહેરાય તેવી તેની શોભા !"

"પણ ખુદાવિંદ પ્રેમ આંધળો છે એમ લોક કહે છે."

"હશે. પણ તને એ બાબતની પરિક્ષા નથી, આટલું તો ખરૂં. કારણ મારો આ કંઇક વૃદ્ધ થતો ચેહેરો તને જગતમાંના અતિ સુંદર ચેહેરામાંનો એક હોય એમ ભાસે છે !"

"ખાવિંદ ! તમે જૂઠું બોલો છો. તેઓમાંનો એક કરી કદી હું કહીશ નહિં. સર્વમાં સુંદર અને મનહર એમજ હું કહીશ."

બાદશાહે ગુલનારને દ્રઢ આલિંગન આપ્યું. આમ કરી તેને વધુ બોલવાજ ન દીધી. પોતાના હોઠોથી તેનું મુખ બંધજ કરી દીધું.

આ પછી ગુલનાર મીના બજાર તરફ ગઇ. શાહજહાન પણ દિવાને આમના ઝરૂખા તરફ નીકળી ગયો. ગુલઝાર આજે રત્ન–અલંકાર અને સ્ત્રીનો પોશાક પહેરી ઘરમાં બેઠો હતો. ફહીમને તેને બહુજ સરસ રીતે સજ્યો હતો. આવા વેશમાં તે મેળામાંની ગરદીમાં મલી ગયો, અને ગુલનારની પછવાડે પછવાડે ફરવા લાગ્યો. ગુલનારની પાસે જઇ તેની સાથે તેણે થોડીક વાત પણ કરી. ગુલનારને કોઇ વાતનો શક ન જવાથી ખુલ્લાં દિલે તેની સાથે વાતે વળગી, પણ તેનો તે મધુર અવાજ સાંભળી તેને ગુલઝાર સાથે બાળપણમાં કરેલી વાતચીત યાદ આવ્યા વિના રહી નહીં. એકમેકના ખભાં ઉપર હાથ નાખી ઘણીવાર સુધી તે બન્ને બજારમાં ફર્યાં.

સાંજના બાદશાહ દરબારનું કામ આટોપી મેળાની મજાહ જોવા માટે જાળીની પછવાડે આવી બેઠો. ગયા વર્ષ સમાનજ ચપલ અને મનોહર ગુલનારની મૂર્તિ જોઇ તેનાં આનંદનો પાર રહેતો ન હતો. તેના મ્હોં ઉપર ખુશીની રેખાઓ પ્રગટી રહી હતી. એવામાં ફહીમન કાંપતી કાંપતી ત્યાં આગળ આવી પુગી, અને બાદશાહ સામે ગુંટણ ઉપર પડી બોલી: "જહાંપનાહની મહેર નજર હોજો ! દિલ્લીના નામદાર શહેનશાહ આ દીન દાસીને તેનો ગુન્હો માફ કરે તો આપ ખુદાવિંદની જનાબમાં કંઇક અર્જ કરવાની છે !"

બાદશાહ અચંબો પામ્યો. તેણે આતુર થઇ પુછ્યું: "તારી માલેકણની તબીયત તો ઠીક છે ને ?"

"ના ખુદાવિંદ, હુઝુરને મારે કંઇ બીજીજ અર્જ કરવી છે. જો તકસીર માફ હોય તોજ મારાથી બોલવાની હિમ્મત થઇ શકશે !"

"બોલ, શું કહેવું છે ?"

"ખુદાવિંદ ! નવી બેગમ એક મર્દના હાથમાં હાથ ભેરવી મીના બજારમાં ફરે છે !"

"શયતાન ! આ કલામ કાઢતાં તારી ઝબાન કેમ બળી જતી નથી ? ખબરદાર જો ફરી આવું જુઠ બોલી છે તો. હમણા ને હમણા આ શયતાનની જીભ કોઇ કાપી નાખવા હાજર છે કે ?"

બે હથિયારબંધ તારતરી છોકરીઓ બાદશાહનો હુકમ સાંભળતા તે બજાવવા બહાર નીકળી આવી. પણ તેટલામાં ફહીમન બોલી: "શહેનશાહનો હુકમ હું શીર ઉપર ચઢાવું છું. પણ ખુદાવિંદ જો ત્યાં કોઇને તપાસ માટે મોકલશે તો મારૂં કહેવું સાચું છે કે જુઠું તે જણાઇ આવશે !"

ક્રોધથી ઘેરાયલો બાદશાહ ફહીમનને જાળી તરફ ઘસડી ગયો અને ગુલનાર અને ગુલઝાર એઓના તરફ આંગળી કરી તે બોલ્યો: "જો, શયતાન ! બરાબર આંખો ફાડીને જો ! તે તો પેલી બીજી સ્ત્રી સાથે ફરે છે."

"તે પુરૂષ છે, સ્ત્રી નથી જહાંપનાહ !"

બાદશાહ ગુંચવાડામાં પડયો. તેણે તે જોડાં તરફ ધ્યાનથી જોયું. ગુલનારની પાસેની બીજી સ્ત્રી તેની તરફ ફરી પ્રેમ દ્રષ્ટીથી વળી વળીને જુએ છે. એ જોઇ તે અજાયબીથી દંગ થયો. બાદશાહનું આખું અંગ ક્રોધથી કાંપતું હતું.

બન્ને ગુન્હાગારોને દિવાનેખાસમાં પકડી લાવવાનો તેણે હુકમ કર્યો. પણ ફરી ફહીમને આ હુકમમાં ખલલ નાંખી. તે પુરૂષ છે કે સ્ત્રી છે તેની પહેલાં ખાત્રી કરી લેવા અર્જ કરી.

બાદશાહને આ તેની અરજ ઇનસાફભરી લાગી. તેણે પાસે ઉભેલી તારતરી છોકરીને તે કામ ઉપર નેમી પોતે ગુસ્સાભેર બળતો જળતો દિવાનેખાસમાં ગયો.

બાદશાહનો હુકમ સાંભળી ફહીમનનું મન શાંત થયું. ગુલઝાર પકડાઇ જઇ પોતાનું કપટ પણ ઉઘાડું પડે એવી તેની ઇચ્છા ન

હતી તે તારતરી છોકરી સાથે ફહીમન મીના બજારમાં ગઇ અને તેઓએ ગુલઝારને એક બાજુ બોલાવી. ફહીમને કહેલી બાબતની ખાત્રી કરી લઇ તે બે દાસીઓમાંની એક બાદશાહને ખબર આપવા ગઇ, અને બીજી ફહીમન સાથે ગુલઝારની ચોકી કરવા માટે રહી. ફહીમને કંઇક ખાનગી વાત કહેવા માટે તે બીજી દાસીને જરા બાજુમાં બોલાવી અને તેજ વેળાએ ગુલઝાર તરફ જોઇ કંઇક નીશાની કરી. તરતજ ગુલઝાર, ફહીમને અગાઉથી બતાવી રાખેલા ખાનગી માર્ગે અલોપ થઇ ગયો.

ફહીમનની વાત પુરી થતાં તે તારતરી છોડીએ ચોતરફ ફરી જોયું, પણ ગુલઝાર ક્યાં ન મળે! એવામાં બીજી દાસી, ગુલનાર અને તેની સાથના સ્ત્રીના વેશમાંના પુરૂષને પકડી લાવવા સંબંધી બાદશાહનો હુકમ લઇ આવી પુગી. બહુ ચોકસીથી તમામ મીના બજારની તપાસ શરૂ થઇ. ખુણેખુણું તપાસી જોયું, પણ તે આસામીનો પત્તો ન મળે. અહીં ગુલઝાર જનાનાના ઉપરી અમલદારનો પોશાક ધારણ કરી બહાર નીકળી ગયો. આ પોશાકની તેણે આગળથી ગોઠવણ કરી રાખી હતી.

ફહીમનનો અને તેનો મેળાપ થયો. રંગમહેલમાં જવાના એક ગુપ્ત માર્ગે આ બેહુ બહાર પડયા અને ફહીમને ગુલઝારને બંદિમહેલની એક કોટડીમાં લઇ જઇ છુપાવી રાખ્યો.



## પ્રકરણ ૭ મું.



પુષ્કળ તપાસ કરવા છતાં તે પુરૂષનો ક્યાંએ પત્તો લાગ્યો નહિં, આ સાંભળી બાદશાહ ક્રોધથી લાલચોળ થઇ ગયો. દિવાનેખાસની અગાસી ઉપર ક્રોધથી હોઠ ચાવતો તે અહિંથી તહિં ઘુમવા લાગ્યો. આ પછી પાસેજ પડેલા સંગેમરમરના સિંહાસન ઉપર તે બેઠો અને બેગમને પોતાની સામે લાવી ઉભી કરવાનો તેણે હુકમ કર્યો. બાદશાહનો હુકમ સાંભળી પાસે ઉભેલા નોકરો થરથર કાંપવા લાગ્યા. કારણ આવી નાજુક બાબતોની તપાસ હમેશાં તમામ ખાનગી મહેલમાં થતી હતી, તેમજ અપરાધીને શિક્ષા પણ પાસેના ભોંયરામાંની શુળી ઉપર ચઢાવી ગુપ્ત રીતે આપવામાં આવતી. આમ છતાં સર્વ વજીરોની સામે બેગમને બોલાવી તેના અપરાધની તપાસ ચલાવવી એ કંઇ નહિં તો જનાનાની કીર્તિને કલંક લગાડવા જેવું હતું, એમ નોકરોને લાગ્યું. પણ બાદશાહનું આવુંજ ફરમાન હતું! એટલે શું કે ચાં કર્યા વગર તેમ કર્યા વિના ચારોજ ન હતો.

ફરી બાદશાહ સિંહાસન ઉપરથી ઉઠી ઉભો થયો, અને અહિં તહિં ફરવા લાગ્યો. સામે એક બીજી બેઠક હતી તે ઉપર હવે જઇ તે બેઠો, અને જમના તરફ જોઇ તે પોતાનું મન શાંત કરવાની તજવીજ કરવા લાગ્યો. પણ સંતાપથી તેનું મન જળી રહ્યું હતું. તેને ચેનજ ન હતું. તે ફરી ઉઠ્યો અને જનાના તરફ ચાલવા લાગ્યો.

જનાનાના દરવાજામાંજ બાદશાહ અને તકસીરવાર બેગમની પરસ્પર ભેટ થઇ. બેગમનું તમામ અંગ કપડામાં ઢંકાયલું હતું, તથા તે થરથર ધ્રુજતું હતું. તેને જોતાંજ બાદશાહ પછવાડે હટી બુમ પાડી ઉઠ્યો: "જા! એને અહિંથી ઘસડી જાઓ, અને બેઇમાન બેગમને શું સજા થાય છે તે એને હમણાજ ફાંસીના લાકડે ચઢાવી દેખાડો! ચાલો પગ ઉપાડો!"

ગુલનારે તે શબ્દો શાંતપણે પોતાના કાનમાં પસરવા દીધા. તેણીએ મ્હોં ગંભીર કીધું. ચેહેરા ઉપરનો બુરખો પછવાડે હટાવ્યો અને પોતાની કલંક વિનાની આંખોથી બાદશાહ તરફ જોતાં તેણીએ સવાલ કર્યો: "ખાવિંદ, મેં તે ભલા શું કીધું?"

તેણીના લાલ ગાલો ઉપર આંસુઓની ધારા વહેવા લાગી.

બાદશાહે બુમ પાડી: "બેઇમાન! તેં શું કીધું છે? તમામ જહન્નમને તેં મારાં દિલમાં સળગાવી દીધી છે! અરે આ આગ મારાથી સહી નથી શકાતી! આજ ગરીબ દેખાતી આંખોથી અને સાદા રાંક ચેહેરાથી તું મારા જીગરમાં તમામ ઝેરથી ભરેલી બરછી મારી રહી છે! મારૂં જીગર ફાટી ચાલ્યું છે. લઇ જાવ, લઇ જાવ! આ શયતાનને લઇ જાવ! અને એકવારં મારી નજરમાંથી એની હસ્તી દુર કરો. અફસોસ! એના દિદારજ મારા અંગમાં આગ લગાડે છે. જાવ, એને એકદમ લઇ જઇ ફાંસી ચઢાવો!"

બેગમ બેભાન થઇ પડી. નોકરો તેને ઉપાડી લઇ ગયા.

તમામ જનાનામાં આ વાતથી ગડબડ મચી રહી. જ્યાં જુઓ ત્યાં ગુલનારનીજ વાતો થતી હતી. કેટલાકોને આથી દિલગીરી ઉપજી, જ્યારે કેટલાકો રાજી થયા. જેઓએ જમાના જોયા હતા એવા વૃદ્ધોએ આગળ એ માફક બનેલી વાતોને યાદ કરી તે કહી સંભળાવવા લાગ્યા.

મુમતાઝ હમેશ પ્રમાણે ઉદાસ મને પોતાના મહેલમાં એકલી બેઠી હતી. મશહૂર શાએર ખ્વાજા હાફિઝની ગઝલસ્તાન લઇ તે પોતાના દુઃખી વિચારોને ભુલાવવાનો મનસુબો કરતી હતી.

ખ્વાજા હાફિઝની દિવાન ઉપાડી ખોલતાં તેની ત્રીજી ગઝલ ઉપરજ નજર પડી. વાંચવા લાગી.

**દિલ મિરવદ ઝ દસ્તમ,**
**સાહેબ દેલાં ખુદારા,**
**દર્દા કે રાઝે પેન્હાં,**
**ખાહદ શુદ આશકારા.**

[અર્થ: ખુદાના કસમ આપી તમને કહું છું ઓ મોટા દિલના લોકો (પવિત્ર પુરૂષો) કે મારૂં દિલ મારા સ્વાધીન રહેતું નથી; મને કેટલો અફસોસ અને દર્દ થાય છે કે તે ગુપ્ત ભેદ જાહેર થઇ જશે]

"હાફિઝના કલામમાં શું કરામત છે! ખરેખર જ્યારે વાંચું છું ત્યારે કંઇક નવુંજ જણાય છે," મુમતાઝ મનમાંજ બોલવા લાગી. હવે તેણીએ બીજી કળી વાંચવી શરૂ કરી,—

**દેહ રૂઝેહ મેહેરે ગરદું,**
**અફશાને અસ્ત અફસું,**
**નેકી બજાયે યારાં,**
**ફુરસત શુમારે યારાં.**

[અર્થ: આ દહાડાની દુનિયા જાદુગરના જાદુ સરખી છે; માટે ઓ યાર, તારા પ્રેમી મિત્રો-યારો નેકી ભલાઇ કરી લેવાની ફુરસદ ને ગનીમત ગણ.]

"ખરેખર હમણા સુધી તો આ જીંદગી એક સ્વપ્ના સમાનજ ગઇ છે. હમણાની ગઇ ગુજરી પલ સુધી તો બધું સ્વપ્નજ! જાણે એક જાદુગરે પોતાની નઝરબંદીથી એક હાથના ઝટકામાં આપણને બધા ખેલ બતાવ્યા હોય તેમ આ સંસારરૂપી રંગભુમી ઉપર તે મહાન કીરતારની કરામત જોતાં એ શિવાય વધુ તે શું કહી શકાય?" મુમતાઝ ખ્યાલો દોડાવા લાગી. "ખરેખર આ દુનિયામાં ભલાઇ કરવામાં જે મીઠાશ અને આનંદ છે, એ બીજા કોઈમાં અનુભવથી જોતાં તલમાત્ર જણાતા નથી. અહેસાન જેવી બીજી કઇ ઉમદા વસ્તુ છે? ચાલ જીવ, આગળ તો વાંચ. જોઇએ હાફિઝ વધુ શું કહે છે—"

**કેસ્તી શિકસ્ત ગાનીમ,**
**અએ બાદે શર્તેહ બરખીઝ,**
**બાશદ કે બાઝ બીનમ,**
**આં યારે આશનારા.**

[અર્થ: હમારી કીશ્તી-નાવ-ભાંગી ગયેલી છે, માટે ઓ મુરાદના પવન! તું ફુંકવા શરૂ કર, જેથી કરી એવું બને કે અમે અમારા-યાર-દિલદારના ફરી દીદાર કર્યે.]

"વાહ! વાહ! જનાબ હાફિઝની દિવાનમાંથી ફાલ તો બહુ ખાસી નીકળી. મેં આગળ પણ ફાલ જોવા માટે અનેકવાર હાફિઝની દિવાનને અજમાવી જોઇ છે પણ તે કદી નિષ્ફળ નીવડી નથી." મુમતાઝ મનમાંજ બોલવા લાગી. "ચાલો હવે આ પછી શુ વિતશે તે પણ જોઇશું. પણ મને નથી લાગતું કે એમ બને. ગુલનારે એવો સજ્જડ કબજો બાદશાહ ઉપર મેળવ્યો છે કે હવે મારા માટે આશાના કિરણ એકે રહ્યાં નથી. કાંઇ નહીં, ભલે એ બીચારી સુખી થાય. પણ વળી આ શું શબ્દો છે?"

**આશાએશે દો ગીતી,**
**તફસીરે ઇંદો હર્ફસ્ત,**
**બા દુસ્તાં મુરવ્વત,**
**બા દુશ્મનાં મુદારા.**

[અર્થ: આ બન્ને જહાનની આસાએશ આ બે શબ્દોની સમજણમાં છે-દોસ્તો ઉપર મહેરબાની કરવી, અને દુશ્મનોને માફક કરવું.]

"ખુબ કહ્યું છે. પણ આ સામેથી કોણ આવે છે? ફહીમન જણાય છે." મુમતાઝે ગઝલ પુરી કરતાં કહ્યું.

એટલામાં વિશ્વાસુ ફહીમન દાસી અંદર દાખલ થઈ અને ગુલનાર બેગમની તમામ કમનસીબીની કહાંણી મુમતાઝને આ સાંભળી અતિ અજાયબી ઉપજી. તે વિચારવા લાગી કે શું હાફિઝના શબ્દો ખરા નીવડશે? બધો

મામલો પળવારમાં ફરી જઇ તેણીને પોતા માટે હવે આશાના નવા અંકુરો ઉપજતા દેખાયા. હાફિઝની દિવાનને બાજુએ કરી તે વિચારમાંજ ઉભી.

વિચારમાં ને વિચારમાંજ "આ શું ખરૂં હશે" એમ કહી તેણીએ એક નિસાસો મુકયો.

ફરી તે બોલી ઉઠી: "પરવરદિગાર તું ગવાહ છે કે મારા મનમાં તેણીના માટે સ્હેજ પણ વેરભાવ ન હતો!" મુમતાઝના ગાલ-પરથી આંસુ વહેવા લાગ્યાં.

વળી તે બોલી ઉઠી: "ફહિમન! બાદશાહ સલામત હમણા કયાં છે?"

"મોતી મહેલમાં."

"જા, જઇને અર્જ કર કે મને જહાંપનાહની ખીજમતમાં આવવાની ઇચ્છા છે."

ફહીમને જવાબ દીધો: "બાદશાહની મુલાકાતનો સંભવ દેખાતો નથી આજની રાત કોઇ પણુ પોતા પાસે આવે નહીં એવી સખ્ત તાકીદ શહેનશાહે કરી છે."

"હાય અફસોસ! પણુ ના, તું જા અને કંઇ કોશેષ કર. મારે હુઝુરની મુલાકાત લેવીજ છે. તે ગરીબ બીચારીની હીફાઝત કરવી એ મારી ફરજજ છે!"

ફહીમને જવાબ દીધો: "પણુ સરકાર, આપના રસ્તામાંથી કાંટો પોતાની મેળે દુર થાય છે તે માટે ખુશી થવાને બદલે આ કેવું દિવાનાપણું તમે લઇ બેઠાં છો?"

"લ્યાનત! લ્યાનત હો તારી ઉપર ફહીમન! હું આવા નીચ અંતઃકરણની થઇશ એમ ધારતાં તને શરમ નથી આવતી? હવે સ્હેજ પણ વધુ આ સંબંધી બોલી તો ખબરદાર! મારી તે હરીફ હતી, તોપણુ તેની ઉપર મને પ્રેમ હતો. તે મીઠી, ભોલીભાલી, સાદી છોડી હતી. જનાનાના વાતવરણુથી બદલાઇ જાય તેવી તે ન હતી!"

"તમારે જોઇએ તે કહેજો, પણુ મેં આ બધું બક્ષીશની આશા વિના કીધું છે એમ મુદ્દલ કહેતાં ના."

"ફહીમન! આ તેં બધું કીધું? તું શું કહે છે તે હું સમજી શકતી નથી!"

"હું તે શું કહું? બેગમ, તમામ બેખતા છે. પોતે જેની સાથે વાત કરે છે તે પુરૂષ છે તેની તેને ખરેખર મુદ્દલ જાણુ ન હતી. હુંજ તેને અહીં લઇ આવી, અને બેગમનો અને તેનો મેળાપ પણુ મેંજ કરી આપ્યો."

મુમતાઝ સંતાપથી દુખી થઇ બુમ પાડી બોલી: "શયતાન! મરદુદ! તેણીનો નાશ મારા માટેજ થયો, મારા માટેજ તેણીનું ખુન થયું, એમ મને તારા આ બોલવા ઉપરથી જણાય છે. ઝાલીમ, નીકળ અહિંથી, ચાલ પત. તારૂં કાળું મોઢું મને દેખાડતી ના! હાય હાય, ઓ પાક પરવર? તું રહેમાન છે, રહેમ કર? આ મુસીબતમાંથી તે બીચારીને બચાવ. ઓ હાફિઝ! તું એની હીફાઝત કર."

મુમતાઝનું દિલ ભરાઇ આવ્યું. તે એક બચ્ચાંની માફક મોટેથી રડી પડી. થોડીવાર પછી તેણીએ ગરદન ઉંચી કરી જુએ છે તો ફહીમન ત્યાંજ ઉભીજ છે. મુમતાઝનો ક્રોધ આ જોઇ વધતાં તે બુમ પાડી ઉઠી: "હજી અહિં ઉભી રહેતાં તને વિચાર થતો નહી? જા નીકળ, આ કિલ્લામાંથી હમણાંને હમણા કુચ કર. નહિં તો ગુલનારવાળી શુળી ઉપર તને લટકાવવી પડશે, એ ધ્યાનમાં રાખજે!"

પોતાની સેવાની આ કદર થશે એ ફહીમનને સ્વપ્નામાં પણુ ન હતું. લાજવાબ થઇ તે ત્યાંથી બહાર પડી.

એવામાં મુમતાઝના મનમાં કંઇ વિચાર આવતાં તેણીએ ફહીમનને હાંક મારી બોલાવી. ફહીમન આવતાં મુમતાઝે કહ્યું: "ફહીમન, ઇનામ અને બક્ષીશ ખાતર તેં આ બધું કીધું ખરૂં કે? પણુ જો આ તેં જે બધું કીધું છે તેને સુધારી જાણે કંઇ ન બન્યું હોય તેમ કર, એટલે તને જોઈતી બક્ષીસ મળશે."

"મારૂં કપટ બાદશાહને અથવા શાહજાદીને જણાયું તો હા, ફાંસી જરૂર મને બક્ષીશમાં મળશે, પણુ કંઇ નહીં, આ બધા જોખમ છતાં હું બેગમનો જાન બચાવીશ. લ્યો તમને તેનું વચન આપું છું."

"જે પ્રિય તે જતાં આ જીંદગીની શી કીમત? બાદશાહનો તે બાળા ઉપર કેટલો પ્યાર હતો તે મને ખબર છે, મારો કિયાસ જો બરાબર હોય તો તારા હાથે આવી રીતે પ્રાણુ બચાવ્યા કરતાં તે મરવું આનંદથી પસંદ કરશે. પણુ આજની રાત તો જવા દે. મારાથી શું બની શકશે તેનો હું તેટલામાં વિચાર કરીશ."

ફહીમન આ સાંભળી ત્યાંથી પસાર થઇ ગઇ. પણુ મુમતાઝને કોઇ પ્રકારે ચેન પડતું ન હતું. એક દિવાના મિસાલ તે એક ઓરડીમાંથી બીજીમાં ભમવા લાગી. આવાજ તરંગમાં

તે મોતીમહાલ પાસે બાદશાહની મુલાકાત લેવા ઝડપથી નીકળી ગઇ. દરવાજા બહાર પહેરો ભરતી સ્ત્રી રક્ષકે બાદશાહની તબીયત ચેનમાં નથી કહી તેણીને ચેતવ્યું. પણ આથી મુમતાઝ કંઇ હટી નહીં. તે સીધી અંદર ગઇ. ત્યાં શાહજહાન જમનાના વહેતાં પાણી જોતો ઝરૂખાની અગાસી ઉપર ઉભો રહી આંસુ પાડી રહ્યો હતો.

ધીમેથી મુમતાઝ ત્યાં ગઇ. તેણીએ ધુંટણ ઉપર પડી, બન્ને હાથ જોડી તે અતિ વ્હાલા ચેહરા તરફ પોતાની નજર કરી. પોતાના જીવ માટે નહિં પણ પોતાની સોકની સુખી જીંદગી માટે અરજ કરવા માટે દિલ્લીના બાદશાહની શહેનશાહબાનુ આવી હતી.

મુમતાઝ બોલી: "ખાવિંદ! એક ભીખ માંગવા આવી છું."

બાદશાહે તિરસ્કારભર્યા ચેહેરે તેની તરફ જોયું. મુમતાઝનું દિલ થડકવા લાગ્યું.

"મુમતાઝ, હું અતિ દુખી છું."

પોતાના વ્હાલા શવહરના જીગરની વેદના સાંભળી મુમતાઝના દિલમાં ભારે દુ:ખ ઉપજ્યું. પોતાના પ્રીય પતીના અંતઃકરણમાંના દુઃખના કાંટાઓ કાઢવા માટે પોતાનો પ્રાણ સુદ્ધાં આપવો, એમ તેના ગાંડા પણ પ્રેમી મને નિશ્ચય કર્યો. પણ પોતાની આ મુર્ખાઇ તરત તેને દેખાઇ આવી. શું કરવું તે એને સુજતું ન હતું. તેણીના મુખમાંથી શબ્દ નીકળતો ન હતો. જીગર દુ:ખ અને શોકના ભરાવાથી ઉછળી રહ્યું હતું. પોતાના વ્હાલાના જીગરમાંના જખમ શબ્દથી રૂજાઇ ભરાઇ નહિં જશે એ તે સમજી ગઇ હતી. ઘણીવાર સુધી બન્ને ચુપચાપ રહ્યાં. પુષ્કળ વખત ગયા પછી બાદશાહે પુછ્યું: "શાની ભીખ?"

"ખાવિંદ! આપ ખુદાવંદના ખોફ માટે નાલાયક બાળાના જાન માટેની અરજ—"

બાદશાહના ચેહેરા ઉપર વધુ ધિક્કાર જણાવા લાગ્યો. તે થંભ થઇ ઉભો રહ્યો. થોડીવાર પછી એક લાંબો નિસાસો નાખી બાદશાહ બોલ્યો: "મારા દુ:ખ ઉપર વધુ ડામ આપવા માટેજ કાં આવી રાતની વેળાએ મારા એકાંતનો ભંગ કરવા તું અહિં આવી?"

"ખુદાવિંદ! હું આપને વધુ દર્દ આપું છું તે માફ કરશો. પણ સરકાર! ન્હાની બેગમ સાહેબ માટે મારી આ અર્જ નથી પણ આપના માટે તે છે. આપને આટલું બધું દુ:ખ કાં લાગી આવે છે? આપનો તેની ઉપર પ્રેમ હતો—નહિં કે? હમણા પણ તેના ઉપર પ્રેમ કરો છો, છે કે નહિ? આપે ગુલનારને મોતની સજા ફરમાવી. તે બાળક જેવી, આપનો ફરમાન બજાવવા—પોતાના શવહરનો હુકમ પાળવા—હસતા ચેહેરે ફાંસીની દોરી ગળામાં પેહેરી લેશે. પણ હુઝુર આ કામથી તમારૂં મન શાંત થશે, આપના દિલને નિરાંત વળશે, એમ જો આપને ભાસતું હોય, તો તે આપની ગેરસમજણ આપને જણાતી ન હશે; પણ હું સ્ત્રી છું—આપનો હજી તેની ઉપર અતિ પ્રેમ છે એ હું જાણું છું, સમજી શકું છું. આપના પ્રેમનો આપને બરાબર બદલો મળ્યો નથી એમ આપને લાગે છે, અને તેથીજ તે બાળાને મારવા આપ તૈયાર થયા છો. તેને શિક્ષા થશે એટલે અંતઃકરણ સમાધાનીપર આવી જશે એમ આ પળે અવિચારથી આપ મનને સમજાવો છો. પણ કાલે જો આપને જાણ થાય કે ગુલનાર નિર્દોષ છે, તો આજની વેદના તે વેળાએ દશ ગણી આપને વધુ પીડશે તે ઉપર પણ ખ્યાલ ફરમાવશો. ખાવિંદ! ગુસ્સાના જોશમાં એકનું બીજું કરી આપના જીગરની આગ શાંત ન કરો, તેને જાન બક્ષી આપો."

બાદશાહે ધીમા અવાજે જવાબ દીધો: "મારૂં દીલ તુટી ગયું છે, તે તને શું ખબર?"

"સીરતાજ! હું બધું સમજું છું, અને તેથી હુઝુરને સુચના આપવા આવી છું. આપ અવિચારથી આપનું જીવતર દુ:ખી ન કરશો, એટલા માટેજ હું અહિં આવી છું. ગુલનાર બેઇમાન છે, એ બાબતની આપને ખાત્રી થઇ છે કે? તેની તકસીર માટે આપની આગળ સાબુત પુરાવા છે કે? આપની નજરે જે આસામી પડયાં તેમાં કંઇ કપટ ન હશે અથવા આ રંગમહેલમાંનીજ કોઇ સ્ત્રીની આ દગાખોર રમત ન હોય, એ માટે આપની ખાત્રી થઇ છે? કોઇક શોકના આ કામ કાં ન હોય એ માટે આપને શક નથી ઉપજતો? ના, ખાવિંદ, બારીક નજરથી મારી તરફ ના જુઓ! આપે તેણીનો ખુલાસો સાંભળી લીધો નથી, તેણીની તકસીર માટે આપની ખાત્રી થઇ નથી અને આટલું છતાં તે જો નિર્દોષ હોય તો પછી તે માલેકની આગળ તેનું ખુન દાવાદાર થઇ ઉભું ન રહેશે? એ ઉપર કંઇક વિચાર કરો. તેણીએ તકસીર કરી હોય તો ભલે તેણીને

શિક્ષા આપો. પણ તે પહેલાં તેનું બોલવું સાંભળી લ્યો. આલમ પરવર! આ ભીખ હું બીજા કોઇ માટે માંગતી નથી, પણ આપના માટેજ માંગું છું."

બાદશાહ બહુ વખત સુધી વિચારમાં લીન રહ્યો. આખરે તે બોલ્યો: "મુમતાઝ, તારૂં કહેવું ખરૂં છે. તેણીનું કહેવું સાંભળવું જોઇએ. પણ તેણીને જોતાંજ મને કાંઇ અજબ લાગણી થઇ આવે છે. બનેલા બનાવ યાદ આવી તમામ અંગ જળી ઉઠે છે. તુંજ તેનું બોલવું સાંભળી લેને. પણ ઠીક. છે. આજની રાત તો તેને જીવતદાન આપવામાં આવે છે."



## પ્રકરણ ૮ મું.



બાદશાહનો આ ફરમાન રીવાજ મુજબ બંદિખાનાના ઉપરી પાસે પહોંચાડવામાં આવ્યો. પણ એક અમલદાર પાસેથી બીજા પાસે થઇ આ સંદેશો પહોંચતાં વચમાં કેટલોક વખત નીકળી ગયો જેથી આ સંદેશો પહોંચે તેટલામાં તેની અસર નહીં જેવી થઇ ગઇ. રંગમહેલમાં કારોબારની સર્વ સત્તા શાહજાદી જહાનઆરાના સ્વાધીનમાં હતી. હુકમ જલદી પહોંચાડવો કે વખત ગાળી નાંખી તે જણાવવો તે માટે તે વિચારમાં પડી. પણ ત્યાં હુકમ નિકળ્યાની ઘણી વખત પહેલાં ગુલનારને કિલ્લા નીચેની ઓરડીમાં–અંધકારમય ભોંયરામાં લઇ જવાનું કામ શરૂ થઇ ગયું હતું. અનેક આડીતીડી વાટોમાંથી થઇ એક તદ્દન એકાંત અંધારી ઓરડીમાં તેણીને લઇ જઇ ઉભી કરવામાં આવી. ભરબપોરના સુદ્ધાં સુર્યના કિરણોને આ ઠેકાણે પ્રવેશ કરવાની હિંમત ન હતી. એક હથિયારબંધ તારતરી છોકરી આગળ અને એક પાછળ ચાલતી હતી.

ફહીમન પોતાની માલેકણ પાસેથી નીકળેલી સીધી પોતાની ઓરડીમાં જ્યાં ગુલઝાર બેઠો હતો ત્યાં આવી. "ગુલનારનો જીવ જો તને બચાવવો હોય તો ચાલ મારી સાથે," આવતાંવાર વખત ખોયા વિના ફહીમને ગુલઝારના કાનમાં ધીમેથી કહ્યું, અને ઝડપથી સાથે ચાલવા ઇશારત કરી. ગુલઝારે આ વેળા પહેરાપરના જનાનાના રખેવાળ જેવો પોશાક પહેર્યો હતો. તે એક શબ્દ પણ બોલ્યા વિના તરતજ ફહીમનની પછવાડે ચાલવા લાગ્યો. બંને રંગમહેલના આંગણામાંથી ઉતાવળે બહાર પડયા. ફહીમને એક છુપો દરવાજો ઉઘાડયો. પાસેજ સળગતી મસાલ ઉપાડી એક છોકરી જતી હતી. ફહીમને તે મસાલ તેના હાથમાંથી છીનવી લીધી અને આ બન્ને જણ જમીનના પેટામાં અલોપ થઇ ગયાં. અનેક આડાતીડા રસ્તાઓ પસાર કરી છેવટે તેઓ ગુલનારની આખેરીની તૈયારીઓ થતી હતી તે ભોંયરાવાળા ભાગમાં જઇ પહોંચ્યા.

ત્યાં સર્વ કંઈ તૈયારી હતી. જેને આ ઘોર કર્મ કરવાનું સોંપવામાં આવ્યું હતું તે સીધી ગુલામે બધી તૈયારી કરી ફક્ત ગુલનારના ગળામાં ફાંસો નાંખવાની ખોટી રાખી હતી. એક ઝટકો–એટલે તેનું તે સુંદર સ્વરૂપવાન શરીર તે અંધકારવાળા પાતાળમાંના કુવાના કાળાં પાણી ઉપર લટકતું થઇ પડતે. ગુલઝાર તરતજ મામલો કટોકટીનો છે કરી સમજી ગયો. તે તે સીદીના અંગ ઉપર ધસવા જતો હતો એટલામાં ફહીમને તેને પકડી રાખ્યો અને પોતે આગળ વધી તે ગુલામના હાથમાં આપવા માટેની સોનાની ભરેલી એક થેલી આગળ કરી અને, "આ લે, ને તે છોડીને મુકી દે," કરી તેને કહ્યું.

"અને પછી હું ફાંસી ઉપર ચડું કે! ના, બાઇ, મારાથી આ થનાર નથી!" તે જલ્લાદે તોછડાઇથી જવાબ આપ્યો.

આ પછી ફહીમને તેને પરવાનો દેખાડી કહ્યું: "પ્રભાત પહેલાં આ પરવાનો દેખાડી તું કિલ્લામાંથી બહાર નીકળી જઈ શકશે, અને પછી તો આ તમામ સોનાની થેલી અને મોતીની માળાનો ધણી તુંજ છે?" મુમતાઝે આપેલો મોતીનો હાર ફહીમને ગળામાંથી કાઢી હાથમાં લીધો.

જલ્લાદપર આથી કંઇએ અસર થઇ નહી. તેણે ગુલનારને ઉલટાં ધક્કો માર્યો. તે સુકુમાર ફુલ તે રાક્ષસના સ્પર્શ થતા ઉલટાં કરમાઇ ગયું. અર્થાત ગુલનારને મૂર્છા આવી ગઇ. ગુલઝારનો ક્રોધ હવે સંભાળી શકાય તેમ ન હતું. હાથમાંની લાકડીથી તેણે તે ગુલામ ઉપર સખત ફટકો લગાવ્યો. ફટકો પડતાંજ ગુલામ ધડાક દઇને ભોંય ઉપર પડયો. આ જોઇ ફહીમને તક સાંધી પોતાના તેમજ તે તારતરી છોકરીઓના હાથમાંની મસાલ ભોંય ઉપર નાંખી દઇ બુજાવી દીધી. તે ભોંયરામાં હવે પાછો તમામ અંધકાર પથરાઇ ગયો. ત્યાં ગુલઝારે અચુક નેમ ધારીને બીજી છોકરીને

પણ એક થપડ લગાડી નીચે પાડી દીધી. આ પછી ગુલનારને લઇ ફહીમન અને ગુલઝારે ત્યાંથી ચાલતી પકડી. તે અંધારામાં તે છોડી અને ગુલામ બેભાન પડયાં હતાં.

ગુલઝારે બેભાન ગુલનારને ખભાં ઉપર નાંખી, ફહીમનની પાંછોડી પકડી તેના આસરે તે તેની પછવાડે પછવાડે ચાલવા લાગ્યો. ફહીમન મોતીમહેલની નીચેની એક અંધારી ઓરડીમાં તેમને લઇ ગઇ. ઓરડીમાંના એક ઝરૂખાની બારીમાંથી નીચેનો કીનારો દેખાતો હતો. બારી પુરાની હોવાથી ખડખડી રહી હતી. ગુલઝારે તેને બે ચાર આંચકા આપતા તે છુટી થઇ પડી ગઇ. તરતજ આ બંને જણે ગુલનારના બોજા સહીત તે બારીવાળા ગાળામાંથી કીનારા પાસે કુદકો માર્યો. નીચે તેમને એક સંત્રી મળ્યો. ફહીમનનો તે ઓળખીતો નીકળ્યો. ફહીમને તેના હાથમાં મહોરોવાળી થેલી સેરવી દીધી અને હવે તે સંત્રીનીજ મદદથી ગુલઝાર જમનાના કીનારાપર ઉતર્યો. એક ન્હાની નાવ પેલી બાજુપર પડી હતી. ફહીમને તે બાજુ આંગળી કરી. ગુલઝાર ખભાં ઉપરના બોજા સાથે હવે અદ્રશ્ય થઇ ગયો.

ફહીમન ત્યાંથી જનાનામાં ગઇ. પોતાનો સરસામાન બાંધી લઇ, પરવાનો દેખાડી તે કિલ્લામાંથી બહાર પડી. તે કયાં ગઇ તે કોઈને જણાયું નહીં. મુમતાઝ પાસે જવું એમ એકવાર તેના મનમાં આવ્યું હતું; પણ પોતાની શેઠાણીનો હવે તેણીને ભરોસો ન હતો.



## પ્રકરણ ૯ મું.



ગુલઝાર ગુલનારને એક ન્હાની ઝુપડીમાં લઇ ગયો. આ ઝુપડી પોતે જ્યારે ગુમ થઇ જઇ એકલો રહેતો હતો ત્યારે તેણે પોતા માટે બનાવી હતી. ઝુપડીમાં પહોંચતાં તેણે પોતાના ખભાં ઉપરનો બોજો નીચે ઉતાર્યો; અને બહુ ચોંપથી તે ગુલનારની સારવાર કરવા લાગ્યો પાસેજ એક હકીમ રહેતો હતો. તેને ગુલઝાર તેડી લાવ્યો. ત્રણ દહાડા સુધી ગુલનાર આવી બેભાન અવસ્થામાં રહી. ગુલઝાર અને હકીમ યોગ્ય લાગતા સર્વ ઉપાયો કરતા હતા. આખરે ત્રીજે દહાડે સહવારના ગુલનારે આંખો ઉઘાડી અને ચોતરફ જોવા લાગી. ગુલઝારને તેની આ વિચિત્ર જોવાની રીતથી બિક લાગી. તે તેની તદ્દન પાસે ગયો, ગુલઝાર નજરે પડતાં ગુલનારે તેને પુછ્યું: "તું કોણ? હું કયાં છું? આલમ પરવર કયાં ગયા?"

"હું ગુલઝાર છું, પ્યારી! આ મારી ઝુપડી છે. હવે ગભરા ના. મન થંડું કરી શાંત થા. શહેનશાહનો ગભરાટ હવે મનમાંથી કાઢી નાખ!"

"ગભરાટ? શેનો ગભરાટ? તું શું કહે છે, મને સમજ નથી પડતી. હું અહિં કેવી રીતે આવી?"

ગુલનારના આ સવાલ ગુલઝારને અજબ જેવા લાગ્યા. એ ગાંડી તો નથી થઇ ગઇ? તેને આ માટે શક ઉપજ્યો. છતાં ધીરજ ધરી બાળપણથી બનેલી સર્વ વાતો તેને યાદ આપવાની તેણે પ્યારથી બહુ કોશેશ કરી. પણ તેની આ મહેનત ફળી નહિં. તેને તમામ ભાનમાં આવતાં બીજા બે દહાડા લાગ્યા. પાંચમે દહાડે સાંજના તે બિછાના ઉપર ઉઠી બેઠી.

તે તદન નબળી થઇ ગઇ હતી. તથાપિ શોકભરી સુંદરતાની છટા તેના ચેહેરાપર નજરે પડતી હતી. તેની આંખોમાં વિલક્ષણ પાણી દેખાતું હતું. તે જોકે અત્યંત પીડાભરી હાલતમાં લોટતી પડી હતી, તોપણ રાણીપણાનું તેજ તેના મ્હોં ઉપર સ્પષ્ટ દેખાઇ આવતું હતું. તેણીએ ગુલઝારને પાસે આવવા માટે ઇસારત કરી, અને મંદ પણ ખુલ્લા અવાજે તેને પુછ્યું: "ગુલઝાર! તું ડરપોક અને રાજદ્રોહી છે? આલમ પરવરની બેગમને હાથ લગાડવાને તારી હિમ્મત કેમ ચાલી?"

પોતાના કાને આવા શબ્દો પડશે એવી ગુલઝારે કદી પણ વકી રાખી ન હતી. આથી શું જવાબ વાળવો તે, તે સમજી ન શકયો.

"પ્યારી—" તે બડબડવા લાગ્યો, પણ ગુલનારે તેને આગળ વધુ શબ્દજ કહાડવા નહી દીધા.

"ખબરદાર, આવા શબ્દો ઉચાર્યા છે તો? તું મને અહિં લઇ આવ્યો તે બહુજ બુરૂં કીધું છે. મારા જીગરના માલિકે મને મારવાની આજ્ઞા કરી હતી—મારા કામની વચ્ચે તું કેમ આવ્યો?"

"પણ ગુલનાર! મેં આ તારા ખાતર બધું કીધું છે. તારા જેવી સુંદર જીંદગીનો આવી રીતે નાશ થાય એ ઠીક કહેવાય? બેગમ થવા માટે અલ્લાહે તને ખરેખર ઉત્પન્ન કરી નથી.

તું મારેજ ખાતર જન્મી છે અને પરવરદિગારે તે પ્રમાણે હાલમાં તને મારે સ્વાધીન કરી છે. દિલદાર! તું મારી થા. ચાલ, હવે આપણે સુખી થઇયે."

આ શબ્દોના સંતાપથી ગુલનાર ફરી ભાન વગરની થઇ પડી. પણ તેણીએ પોતાની સર્વ શક્તિઓ એકઠી કરી. તે બુમ પાડી બોલી ઉઠી: "જાલિમ! આવા કલામો તારી જબાનમાંથી નીકલ્યા પણ કેમ? મારો શવહર જમાનાનો સર્વથી આલા શહેનશાહ નથી શું? તેણેજ મને મરવાનો હુકમ ફરમાવ્યો છે ને? મારા પ્યારા ખાવિંદ અને મારી વચ્ચે આવનાર તું કોણ? હું તારી થાઉં? ઠીક—એક ભીખારીની—ચોરની, પોતાના શહેનશાહને બેવફા થનાર એક કમીનાની પ્યારી થાઉં? એવાની દિલદાર થવામાં મોટી મજાહ છે નહિ? જાણે દિલ્લીના શહેનશાહની બેગમ બનવું એ તો કંઇ હિસાબમાંજ નહિ."

બોલતાં બોલતાં તે હાંફવા લાગી. તેણીના તે શબ્દ એટલે ગુલઝારના માથાપર જાણે લોખંડી હથોડીઓ ઠોકાતી હતી. દુનિયા તેને સાવસુની દીસવા લાગી. ગુલનારનો ગુલઝાર ઉપર પ્રેમ ન હતો? ત્યારે રંગમહેલમાં હતી ત્યારે દાસી બરોબર ગુલઝારના નામનો ગુપ્ત પત્ર મોકલનાર કોણ? ગુલનારેજ મોકલ્યોને? ગુલઝારે તે પત્ર તે દહાડાથી પ્યારની એક નાદર બધાણી તરીકે જીગર સાથે જોડી સંભાળી રાખ્યો હતો. પણ ગુલઝાર—પ્રેમમાં અંધ થઇ ગયેલા ગુલઝાર! તને તેણીએ કાં પત્ર મોકલ્યો હતો તે તને શું ખબર? ગુલઝાર ગુમ થઇ ગયો હતો તેને સમજાવી પાછો કુટુંબ ભેળો કરવાની ગુલનારની મકસદ હતી, તે ગુલઝાર કેવી રીતે સમજી શકે?

કંઇક થોભી ગુલનાર પાછી બોલી: "તું મારૂં ભલું કરે છે એમ તને લાગતું હશે, પણ તેં તેમ કરી મને તો બહુ દુઃખી બનાવી છે. છતાંએ જા, હું તને માફ કરૂં છું. કારણ આપણા પ્રેમનો જુદોજ અર્થ કરીને તેં એમ કીધું છે. જો ખરેખર તારા કામનો તને પસ્તાવો થતો હોય તો હજી પણ તે માટેની તોબા કરી લે."

ગુલનારે ગળામાંની મોતીની એક માળા કાઢી અને તે ગુલઝારના અંગ ઉપર ફેંકી બોલી: "જા, તે હાર લે અને એક પાલખી લઇ આવ. બાદશાહ સલામતની મારે હમણાજ મુલાકાત લેવી છે."

"પણ—"

"ના, મારો હુકમ તને કબુલવોજ પડશે. જો તારાથી ન બની શકતું હોય તો હું બીજા કોઇને આ કામ સોંપીશ. ભાગ, એક પળ પણ ખોવી નથી."

ગુલઝાર એક ગાંડાની જેમ ત્યાંથી ભાગ્યો.

♣

## પ્રકરણ ૧૦ મું.

♣

ગુલનારને ઉપાડી જવાની વાત કોઇને ખબર ન હતી. તેને શિક્ષા કરવાનું કામ જેમને સોંપવામાં આવ્યું હતું તે લોકે પોતાની ગરદન આપવી પડે માટે એકમેક સાથે મળી જઇ તેણીને ફાંસી ચડાવી દીધી કરી જુઠું કહેવાનું નક્કી કર્યું હતું. આથી ગુલનારને ફાંસી આપવામાં આવી એવી વાત રંગમહેલમાં ફેલાઇ ગઇ.

મુમતાઝને આ સાંભળી બહુજ દુઃખ લાગી આવ્યું. તેણીએ પુષ્કળ શોક કર્યો. જહાનઆરા ઉપર આની કંઇએ અસર થઇ નહીં. ઉલટાં તેણીને આ બનાવથી કંઇક શાંતિ વળેલી જણાઇ. બાદશાહને આ બનાવની ખબર આપવામાં આવી તે વેળાયે તેના ચેહેરા ઉપર કંઇએ અસર જણાઇ નહિં. પણ અંદરખાનેથી કદી પણ તેને ન થયું હતું તેટલું ભારી દુઃખ લાગ્યું. મુમતાઝે બાદશાહને ફરી ફરી ઠપકો આપ્યો. તેની તે તરફદારી કરવા લાગી. એક ગરીબ–રાંક સ્વભાવની બાળાનું ગળું કાપી મોટો ગુન્હો કર્યો કરી તેણીએ કહ્યું અને સાથે ફહીમન પાસેથી સાંભળેલી સર્વ વાત શરૂથી કહી સંભળાવી. પણ તેણે કોઇ પણ જાતની લાગણી ચેહેરા ઉપર દેખાડી નહીં. છતાં એ શાહજહાનના મન ઉપર અતિ દુઃખદાયક ફટકો પડયો છે અને તેને અંદરખાનેથી ન ખમાય તેવી વેદના થાય છે, એ મુમતાઝના લક્ષમાં આવ્યા વિના રહ્યું નહિં. બાદશાહના દુઃખને વધારવાના પોતે વળી પાછી એક કારણરૂપ થઇ પડી એ જોઇ તેને ખોટું લાગ્યું.

બાદશાહ શાહજહાન પોતાનું દુઃખ દબાવવાની તજવીજ કરતો હતો, પણ તેની કમનસિબીને લીધે તેને હજી આગળ જતાં વધુ ભોગવવાનું હતું. આજે રિવાજ મુજબ તે દરબારે–આમમાં આવી બેઠો હતો. દિવાને

આમના વિશાળ ચોકમાં હજારો લોકોની ગરદી હંમેશ પ્રમાણે જમી હતી. તે સફેદ મહેલમાંના ઉંચા ઝરોખામાં એક ન્હાની બેઠક ઉપર શાહજહાનનું પ્રખ્યાત "તખ્તે તાઉસ" મ્યુરાસન હતું. સર્વ સરદાર, અમીર, ઉમરાવ, વગેરે પોતપોતાના દરજ્જા પ્રમાણે ગોઠવાઇને ત્યાં ઉભા હતા. દિલ્હીપતિનો વજીર તખ્તની પગઠી ઉપર બેઠો હતો. આ દરબારમાં દરરોજ બાદશાહ બહુ વખત સુધી બેસતો ન હતો. એક વખત પણ આવી ત્યાં દર્શન આપી જવાનો તેનો રોજનો નિયમ હતો. દરબારના ન્યાયના સર્વ કામ વજીરજ કરતો. પણ ગુલનારના ગુજરવા પછી બાદશાહ લાંબા વખત સુધી બેસી દરબારનું કામ તપાસતો હતો. આટલો વખત ચિત્ત આમ કામકાજમાં ગુંથાવી દુ:ખને ભુલવાનો પ્રયત્ન કરતો હતો.

દરબારના ઘણાખરા કામો આટોપાઇ ગયાં હતાં, અને દરબાર બરખાસ્ત થવાનો વખત થવા આવ્યો હતો એટલામાં દિવાનેઆમના દરવાજા પાસે એક પાલખી આવી પહોંચી. દરબારમાંના દરેકની નજર તે ઉપર જઇ પડી. પાલખીના દરવાજા હળવેથી ઉઘડયા અને એક નબળી, નાજુક સુંદરી અંદરથી બહાર નીકળી. લીલા રંગની ઓઢણીથી તેણીનું તમામ અંગ ઢંકાયલું હતું. તે ચતુરા ધીમા પગલે પગ ઉપાડતાં બાદશાહના ઝરૂખા પાસે ગઈ ત્યા જઇ પોતાના મ્હોં ઉપરનો બુરખો તેણીએ એકદમ દુર કર્યો. બાદશાહે આતુર નજરે જોયું તો ગુલનાર! શાહજહાન અજાયબીથી છક્ક થઇ ગયો!

ગુલનાર હિંદુસ્તાનના શહેનશાહના મ્હોં તરફ બારીક નજરે જોવા લાગી. બાદશાહને મુજરો કરી ગુલનાર બોલી: "ખાવિંદ! આપે મને મોતની સજા ફરમાવી. પણ હજી સુધી તો હું જીવતી છું, તે માટે મને દરગુજર કરશો. આમાં મારી કંઇ પણ તકસીર નથી. આપનો હુકમ પાળવા આ દાસી બાખુશી તૈયાર છે. હું બેભાન થતાં કોઇ ઓળખીતાએ મને ઉપાડી લઇ જઇ મારી સારવાર કરી. આજ સહવારના હું બરાબર સાવધ થઇ, અને તેવીજ, કંઇ પણ વખત ખોયા વિના આપ ખુદાવિંદનો ફરમાન શિર પર ચડાવવા એક પગે તત્પર બની અહિ હાજર થઇ છું. આટલા દહાડા જીવતી રહી તે માટે સિરતાજ! મને માફ કરશો. આપે મને મોતની સજા કરી એટલે હું હવે એક પળ પણ જીવવાની ઇચ્છા કરતી નથી કે મેં એવી ઇચ્છા કરીએ નથી. ફકત આવી સ્થીતીમાં હું ન મરૂં એવી મારી ઇચ્છા હતી. એકવાર આપના માહેમુનીર ચેહેરાના દિદાર કરવા આપનો સુંદર મુખડો મન પુરતો જોવો, અને હું તદ્દન બેખતા છું એ આપને જણાવવુ—બસ એટલીજ મારી ઇચ્છા હતી. મારાં આ અંતઃકરણરૂપી મંદિરમાં આપ શિવાય બીજા કોઇનીએ મુર્તિનો વાસ નથી અને આ જહાન કે પેલી જહાનમાં આપ શિવાય બીજા કોઇનો સહવાસ મેં ઇચ્છયો નથી—સ્વપ્નામાં ખ્યાલ સુદ્ધા મને આવ્યો નથી. જાનના માલિક! આ આપના કદમની ખાક 'બેઇમાન' નથી! માલેકને જે જીંદગી પ્યારી ન હોય તે સલામત રાખવાની ઇચ્છા કરે તેવી બેવફા આ સ્ત્રી નથી! શહેનશાહ! આપનો ફરમાન મારા માથે હું ચડાવું છું. નોકરોને હુકમ કરો, અને આલમ પરવર! પછી જુઓ કે આપનો ફરમાન કે આપની આ દાસી કોણ ઉતાવળા થાય છે અને પહેલું પરિણામ આણે છે."

બાદશાહની સર્વ વૃતિઓ સ્થંભ થઇ ગઇ. તે મુઢ જેવો બની ગયો. પણ તરતજ તેની અંતરવૃતિ તેજ થઇ. તેને અંદર કંઇક ખુશી ઉપજવા લાગી, પણ તેણે તેને બહાર પ્રગટ થવા દીધી નહિં. બેગમને જનાનામાં લઇ જઇ પહેલાં માફક તેને પાછું રાણીપદ આપવાનો તેણે હુકમ કર્યો. પણ ગુલનાર આ સાંભળી પાછળ હટી. તે જોશમાં આવી બોલી: "ના ખાવિંદ! આપની આગળ દયાની ભિક્ષા માંગવા હું આવી નથી. આપનો એકવાર થયલો ફરમાન બજાવવાજ આવી છું. એકવાર આપના મનમાં—મારા જીગરના માલીકના મનમાં--મારા માટે શક ઉપજ્યો, પછી આ જીવને સંભાળવામાં માલ શો? હવે તેમ કરવામાં કંઇ શોભા રહી નથી. આપનો સમાગમ મને સ્વર્ગના સમાગમ જેવો—કહો કે તે કરતાંએ હજાર દરજ્જે વધુ છે, એ ખરૂં; છતાં પણ સિરતાજ! હવે જીવવામાં માલ નથી! હું અહિં મરવા માટેજ આવી છું, અને હું હવે જીવ આપીશ! પણ આપ શહેનશાહની પરવાનગીથી એક શહેનશાહબાનું તરીકે તમારી તરફથી રજા લઇને મને મરવા દો! ના, મને દયાની ભિક્ષા નથીજ જોઇતી! આ આલમમાં શ્રેષ્ટ શહેનશાહની પટરાણીને દયાની ભિક્ષા કદી શોભે પણ!"

આમ બોલતાં બોલતાંજ ગુલનારનો જીવરૂપી પંખી, શરીરરૂપી પીંજરૂ તજી ઉડી ગયો. તે નબળી તો અત્યંત થઇ ગઇ હતી તેમાં જીગરની વેદના અને બોલવાની થાકથી તે ટકી ન શકી. છેવટના શબ્દ તેણીના હોઠમાંથી નીકળવા સાથે મુર્છા આવી તે ધડાક દઇને નીચે પડી. પાસેજ દાસીઓ ઉભી હતી, તેઓ તરતજ તેને ઉપાડી રંગમહેલમાં લઇ ગઇ. બાદશાહ પણ ઉતાવળે તેમની પછવાડે ગયો.

પણ હવે શું વળે ? જડ દેહને મુકી દઇ, સુંદર મંદિરને તજી દઇ, ગુલનારનો દિવ્ય પ્રાણ કયારનો ઉડી ગયો હતો. દયાની ભિક્ષાને તુચ્છ ગણી તેણીનો તેજસ્વી આત્મા જે ઠેકાણે કોઇ પણ હરકત કરવા સમર્થ નથી એવી જગ્યાએ જઇ વિશ્રાંતિ લઇ રહ્યો હતો ! મહારાણી બનવા માટેજ તે જન્મી હતી, મહારાણીના જેવાજ આચરણે તે જગતમાં રહી હતી અને મહારાણીના પદને શોભે તેવા તેજ અને પ્રતાપથી તે આ માયા નગરી મુકી ચાલી ગઇ હતી !

ગુલનારનું ખુબસુરત મ્હોં જોવા માટે સર્વ જનાનામાં ધસી આવ્યા. મુમતાઝ બેગમ તેના કોમળ જીવ વિનાના અંગને ગળે લગાડી વળગી પડી; તેના માથાંને પોતાના ખોળામાં લઇ તેના નિસ્તેજ ગુલાબી ગાલોને તે એક દિવાનાની મિસાલ ચુંમતી બેઠી હતી. હજી તે જીવતીજ છે એમ ત્યાં એકઠી મળેલી સ્ત્રીઓ ધારતી હતી. પણ શાહી હકીમે તેમની એ આશાને તરતજ ભ્રષ્ટ કરી. બાદશાહ શાહજહાન ત્યાં આવી પુગ્યો ત્યારે ગુલનાર આ જગમાં રહી ન હતી એ બધાં જાણતાં હતાં. તોપણ તેણીના ચેહેરા ઉપર સ્વાભિમાનની છટા હજી ખુલ્લી દેખાતી હતી તેણીના વાંકા કાળા ભ્રમર જેવા ભવાઓ નિદ્રાસુખમાં મગ્ન થઇ પડયા હોય એવા દેખાતા હતા. ગુલનારના પોશાકમાં મુમતાઝ પોતાનું મ્હોં છુપાવી રડી રહી છે એ શાહજહાને જોયું. તમામ ઉભેલાંઓ ઉપર તેણે નજર કરી. આ પછી બાદશાહનું મન હાથમાં રહ્યું નહિં. ગુલનાર પોતાને મુકી ચાલી ગઇ એ હવે શાહજહાનને જણાયું.

શાહજહાન તે મોતની છાયાવાળા મધૂર હોઠો ઉપર બહુ કોમલતાથી એક ચુંબન લઇ પછવાડે હટયો. એકજ, ફકત એકજ દુ:ખી નિસાસો તેણે મૂકયો અને તેમ કરી પોતાના અંતરની વેદના જગને તેણે જણાવી. પોતાના અતિ વ્હાલામાં વ્હાલાને ખોવાનો તેના માટે આ બીજોજ પ્રસંગ હતો ! ફકત એકજ નિસાસો નાંખી તે થંભ બની જઇ બાજુએ ખસી ગયો. મુમતાઝે માથું ઉંચું કર્યું. એક પળવાર તેણીએ બાદશાહ તરફ નજર કરી. આ પછી તે ઉઠી બાદશાહની બાજુમાં જઇ તેના જીગર ઉપર પોતાનું સુંદર માથુ મૂકી ડચકાં ખાતાં રડતી તે બોલી: “ખાવિંદ ! આપે આ શું કીધું ?”





ચિત્રકાર:
એમ. વી. ધુરંધર

"ખબરદાર મ્હારી દામનને મુકી દેશો અને ફરથી વાત કરશો."




અથવા

## શહેનશાહ જહાંગીર અને નુરજહાનનો પ્રેમ.

લખનાર:—સ્વર્ગસ્થ હાજીમહમ્મદ અલારખિયા શિવજી.

### પ્રકરણ ૧ લું.

### પહેલી મુલાકાત.

ઇશ્કકી મકતબમેં મેરી આજ
'બીસમીલ્લાહ' હુએ,
મુંહસે કહતા હું 'અલીફ'
દીલસે નીકલતી આહ ! હુએ;
[પ્રાચીન ઉરદુ કાવ્ય.]

મહેરૂન્નનીસા: "સાહેબ, મેં જાણી બુજી નથી ઉડાવી દીધાં."

જહાંગીર: "ચાલો સદકો ગયો. હતાં તો કબુતરને ? ઉડી ગયાં તો બલા ગઇ !"

મેહેરૂન્નીસા: "મારૂં તો બીહીકથી આખું શરીર કંપી રહ્યું હતું, અને આંખે અંધાર આવતાં હતાં. દીલમાં ડરી રહી હતી કે કોણ જાણે સાહેબે આલમ શું કહેશે."

જહાંગીર: "સાહેબે આલમ ભલા શું કહેતે ? તેનું દીલ ખુદ ઘાયલ થઇ ગયલું છે. તેનું પોતાનું દીલ તમારી મહોબતની દામનમાં ગીરફતાર થઈ ગયું છે, કારણ:

"ખાલે મુશકીંભી હો ઓર
ઝુલ્ફે સીયાહફામભી હો.
મુરગ દીલ કયોં ન ફસે
દાનાભી હો દામભી હો ?"

**અર્થ**: કસ્તુરી સમાન કાળો તલ પણ હોય અને કાળાં ભમર ઝુલ્ફ પણ હોય, પછી દીલ જેવું પક્ષી કેમ ન ફસે ? કારણ તેના ફસવા માટે દાણા અને જાલ બંને છે,

મહેરૂન્નનીસા: "હુઝુર, કેવી વાતો કરો છો ! કોઇ સાંભળશે તો મારી ઇજ્જતને ધક્કો લાગી જશે."

જહાંગીર: "કોઇની શું મજાલ છે કે બદનજરથી તારી તરફ જોય ! બદનામ થવું તો રહ્યું, પણ જોઉં તો ખરો કે તારી તરફ કોણ ઉંચું થઇને જરા નજર વટીક કરે છે."

મહેરૂન્નનીસા: "નહી હુઝુર, મને આવી વાતો પસંદ નથી."

**જહાંગીર:** "પ્યારી મહેરૂન્નનીસા, જરા મારી સાથે કંઇ બોલ; જરા વાતચીત તો કર! જરા મારી આગળ બેસ તો ખરી?"

**મહેરૂન્નનીસા:** "હાય અલ્લાહ! હું શું કરૂં?"

**જહાંગીર:** "એજ કે જરા બેસ ને વાત કર."

**મહેરૂન્નનીસા:** "મારા અલ્લાહ! હવે હું શું કરૂં?"

**જહાંગીર:** "શું કામ આમ ગભરાય છે? ઇનશાઅલ્લાહ તું મારી બાનુ થઇને રહેશે."

**મહેરૂન્નનીસા:** "નહી, હુઝુર, મને જવા દો; મને હવે ખોટી ના કરો. મને વખત થાય છે."

**જહાંગીર:**

"છીડકી સઇ અદા સઇ, ચીંબર જબી સઇ,
સબકુછ સઇ પર, એક નહીંકી નહીં સઇ."

**અર્થ:** તારૂં છંછેડલું, ગુમાન અને ક્રોધ એ સઘળાં કબુલ છે, પણ તારૂં એક ના પાડલું મને નાપસંદ છે.

**મહેરૂન્નનીસા:** "અગર મને જો એવી ખબર હતે કે આપ મને એમ રોકશો, તો આજે હું મીના-બાઝારમાં આવતેજ નહી."

**જહાંગીર:** "કેમ નહી આવતે? મારી મહોબત તુંને અહીં જરૂર લાવતે."

**મહેરૂન્નનીસા:** "પણ નામવર શાહઝાદા, આપ નામવર મને શું કેહેવા માંગો છો?"

**જહાંગીર:** "બસ એજ કે તું જરા મારી પાસે બેસ, ને મારી સાથે બે વાતચીત કર."

**મહેરૂન્નનીસા:** "તેમ તો હરગીઝ નહી બનશે. એકબારગી મારો જાન જશે પણ બે-અદબ કામ તો મારાથી કદીબી નહીંજ થશે."

**જહાંગીર:** "જો, આશકને એમ ના તરસાવ!"

**મહેરૂન્નનીસા:** "સાહેબે-આલમ, તમે ઝબાન સંભાલીને બોલો. ઇશ્કના હાલ વેશ્યાઓ જાણે-અમો તમ જેવા નામવરની વહુ બેટીઓ તે શું જાણીયે?"

**જહાંગીર:** "જો, મહેરૂન્નનીસા, જો, સાંભળ. જેનાં દીલમાં ઇશ્કની આગ સળગી હોય તેને સતાપવો એ સારૂં નથી, કારણ,

"લગ જાએગા તુમે કીસી આશક્કા કોસના,
મર જાઓગે જવાન અગર બદ દુઆ લગી."

**અર્થ:** જુઓ! તમને કોઇ આશકના શ્રાપ લાગી જશે; અને અગર તેની બદ દોઆ લાગી ગઇ તો તમે જવાન ને જવાનજ મરી જશો.

**મહેરૂન્નનીસા:** "તમોને જેટલા જોઇએ એટલા હાયનીસાસા નાખો, મને બદ દોઆ દેઓ, પણ તેથી મારૂં શું બગડવાનું છે?"

**જહાંગીર:** "મારી શું મજાલ કે હું તને બદ દોઆ દેઉં. મને તો મારા દીલની અરજ તુને કરવાની છે."

[ મેહેરૂનનીસાની દામન ધરવા જાય છે.]

**મહેરૂન્નનીસા:** "ખબરદાર, મ્હારી દામન મુકી દેશો અને દુરથીજ વાત કરશો!"

**જહાંગીર:** "અલ્લાહો અકબર! આટલી બધી નાલાયકી!"

**મહેરૂન્નનીસા:** "નાલાયકીની વાત નથી-હું બદનામીથી બીહું છું."

**જહાંગીર:** "ખુદા તેમ નહી કરે. મારી નીયત તદન સાફ છે: તે મુદલ બુરી નથી."

**મહેરૂન્નીસા:** "તમારી બદ નીયત નથી, પણ અમારા મજહબ મુજબ, પારકા મરદ સાથે આમ ખુલ્લી રીતે વાતો કરવી, એ મોટી બેહયાઇ છે."

**જહાંગીર:** "હું પારકો નથી: તમારો શાહજાદો છું."

**મહેરૂન્નનીસા:** "શાહજાદા અને બાદશાહ, રઇયતને પોતાના બેટા બેટીઓ સમજે છે!"

**જહાંગીર:** "મહેરૂન્નનીસા! તું નથી જાણતી કે તું શું બોલે છે! ખુદાના કસમથી કહું છું કે આ તારી વાતચીત મારી ઉપર આ વેળાએ વીજળીના જેવા ઝપાટા લગાવે છે."

**મહેરૂન્નનીસા:** "મારા અલ્લાહ! હું કયાં આવી પડી! હુઝુર, મને જવા દેઓ."

**જહાંગીર:** "હું તમને કંઇ નથી કહેતો, ફકત થોડો વાર મારી પાસે બેસો."

**મહેરૂન્નનીસા:** "હુઝુર, એ તો કોઇ રીતે બની શકે તેમ નથી. બેઅદબી માફ છે."

**જહાંગીર:** "તો હું કયામત સુધી તારી દામન મુકનાર નથી!"

**મહેરૂન્નનીસા:** "હુઝુરે-આલી, તમારે ને મહારે કંઇ સંબંધ નથી; આપ બાદશાહજાદા છો, અને હું આપની ગુલામડીઓની પણ બરાબરની નથી."

**જહાંગીર:** "શું! તું કોણ, અને એક ગુલામડી! કોણ? તારી ને તેની સાથની

સરખામણીજ કેવી? તું તો મારા દીલની માલેક છે; મારી જીંદગી તારેથી છેઃ

"બુલબુલકી ઝીંદગી ગુલે ગુલઝાર દેખના;
અઔર મેરી ઝીંદગી તેરા દીદાર દેખના."

**અર્થ:** બુલબુલ સદા ફુલોથી ભરપુર બગીચાઓમાં આનંદ માની ઝીંદગી ગુજારે છે; તેવીજ રીતે તારા દીદાર જોવામાંજ હું મારી મોજ માનું છું.

**મહેરૂન્નીસા:** "હું તો અરઝ કરી ચુકી છું; હુઝુરના વીચારો ખોટા છે."

**જહાંગીર:** "પણ તું થોડો વખત મારી આગળ બેસી વાતચીત કરી મારૂં જીગર ખુશ કરે તો તેમાં તુને શું નુકશાન છે,–તેમાં શું બગડવાનું છે,–તેમાં શું ખોટું થવાનું છે?"

**મહેરૂન્નીસા:**

"બોરો ઇન દામ બરજાયે દીગર નેહ,
કે ઉનકારા બુલંદ અસ્ત આશીઆનેહ."

**અર્થ:** આ દામ–જાલ બીજે ઠેકાણે જા અને બીછાવ; કારણ ઉનકા પક્ષીની માફક મારૂં રેહઠાણ દુર છે, ત્યાં સુધી તારી દામ પહોંચશે નહીં.

**જહાંગીર:** ખયેર! પણ હુંબી તુને નહી જવા દેવાનો! કારણઃ

મંએ કહાં સંગે દરે યારસે ટલ જાઉંગા;
યે ન પથર હએ ફીસલનાકે ફીસલ જાઉંગા."

**અર્થ:** મારા યારના દરવાજાના ઉંબરના પથરને હું કયાં તજવાનો છું? વળી તારા ઉંબરનો પથર કંઇ કુવા વાવના લીલવાળા અને લપસણા પથર જેવો નથી કે હું લપસી જઇશ.

**મહેરૂન્નીસા:** "મ્હારો હાથ મુકી દેઓ, નહીં તો અલ્લાહના કસમ. હું બુમ પાડીને શોર મચાવી મુકીશ!"

**જહાંગીર:** "અય મહેરૂન્નીસા, તારૂં દીલ કેવું પથ્થર છે!"

**મહેરૂન્નીસા:** "આપ નામવર ગમે તે સમજો. મને તે સાથ કામ નથી. ચાલો, મને જવા દો."

**જહાંગીર:** "અય સંગ દીલ બાનુ કેવી તું પથ્થર થઇનેજ ઉભી છે! પણ મારો વીચારબી તું સાંભળી લે કેઃ–

"કીડા જરાસા! અઔર વોહ પથરમે ઘર કરે;
ઇનસાં વોહો કયા! ન જો દીલે દીલબરમે ઘર કરે."

**અર્થ:** ન્હાનો જેવો એક કીડો પણ પથર જેવી સખત ચીજને કોરી નાંખે છે, તો પછી એમ કેમ બને કે, ઇનશાન જેવો સર્વોત્તમ જીવ તે દીલબરના દીલમાં વાસો નહી કરી શકે?

**મહેરૂન્નીસા:** "આપ તો ગળાના હાર બની ગયા છો. કોઇ રીતે હવે મારો પીછો મુકશો?"

**જહાંગીર:** "કદી પણ નહીં! આ જો. હીરાની આ વીંટી મારા હાથમાં છે. અગર બેપરવા થશે તો હમણા ને હમણા આ વીંટી ગળી જઇને હું મ્હારા જીવ ઉપર કરીશ."

**મહેરૂન્નીસા:** "[ગભરાઇને] અરે, આપ જેવા શાહઝાદાને એ લાયક છે? હદ મુકીને વાત કરવી આપ જેવાને કેમ છાજતી ગણાય! પણ તમે નામવર જ્યારે મારો પીછો છોડતાજ નથી, ત્યારે હું ફકત એટલુંજ કહું છું કે મારા માબાપ ઉપર તમો નીકાહની માંગણી મોકલો. આપની પરણેતર ઔરત સીવાય, આપની ખરી હકદાર ઔરત સીવાય, હું બીજી કોઇ પણ રીતે આપને મળવાની નથી. તેની આપ નામવર મનમાં નક્કી ખાત્રીજ રાખજો. અને અગર હુઝુરના દીલમાં બીજો કંઇ ખ્યાલ હોય તો–એટલુંજ કહું છું કે,–કે–મહોડું ધોઇજ રાખજો!"

**જહાંગીર:** "નહી, નહી! મારો બીજો કશો ઇરાદો નથી. હું તું નાજનીન સાથ નીકાહ કરવા માગું છું."

**મહેરૂન્નીસા:** "તેમજ હોય તો મારી તરફથી તમે નામવરને કાંઇજ ફીકર કરવા જેવું નથી. પણ મારા માબાપ ઉપર તે માટે પેગામ મોકલો; હું તો તેમના તાબામાં છું."

**જહાંગીર:** "એ તો જ્યારે કરશું ત્યારે થઇ રહેશે પણ હમણા તો તું મને આમ બેપરવાઇથી મુકીને ન જા."

**મહેરૂન્નીસા:** "નહી સાહેબ, હવે તો ઘણોજ વખત થઇ ગયો. હવે હું તો જરૂર જવાનીજ."

**જહાંગીર:** "અલ્લાહ, રે! તારૂં દીલ કેવું ન્હાનું છે!"

**મહેરૂન્નીસા:** "જુઓ, જુઓ! મારી માદર આવે છે, હવે હું વધુ વાર થોભી શકતી નથી."

[આમ બોલી મહેરૂન્નીસા દોડી જઇ સામેની બાજુએ ગઇ અને એક પલમાં તીર સમાન તેણી નજરથી ગુમ થઇ ગઇ. જહાંગીર આ બનાવથી અચંબો પામી દીંગમુઢ થઇ ઉભોજ રહી ગયો.]

## પ્રકરણ ૨ જું.



### જુદાઇ.



**મીર**ઝાં મહમુદ : "હુઝુર, આજે હમણાથી કેમ લેટા છો ? હજી તો સાંજ પડી છે, અને એટલા વારમાંજ ઉંઘ કેમ આવી ગઇ ?"

જહાંગીર : "યાર, આજે મને ના સતાવ; આજે મારી તબીયત બરાબર નથી."

**મીર**ઝાં મહમુદ : "શું આપની તબીયત ઠીક નથી ?"

જહાંગીર : "મને એવી બીમારી છે જેનો ઇલાજ તારી પાસે નથી."

**મીર**ઝાં મહમુદ : "જુઓ, સાહેબે આલમ, તમારો કોઇ પણ ભેદ મુજથી છુપો નથી; માટે મારાથી કંઇ પણ છુપાવવું તમ નામદારને લાઝમ નથી."

જહાંગીર :

"અઝ સરે બાલીને મન, બરખીઝ અય નાદાંન તબીબ;
દરદમન્દે ઇશ્કરા દારૂ બજુઝ દીદાર નીસ્ત."

**અર્થ** : ઓ નાદાન તબીબ, મારા માથા આગળથી ઉઠી જા; હું ઇશ્કના દરદથી પીડાઉં છું, માટે મારા માટે તે 'દીદાર' શીવાય બીજી કંઇ પણ દવા નથી.

**મીર**ઝાં મહમુદ : "વાહ, વળી ઉડાવવાની વાત કીધી કે ? હઝરતની આગળ ઓરતની મહોબત તે શું ચીજ છે ? એ તો આપ નામવરને મનથી બચ્ચા બાલાના ખેલ જેવું. તમારા જેવો વળી કોઇ ખુબસુરત ઓરતના પેચમાં ફસી જાય પણ ખરો કે ! એમ બનેબી કે ? હું તો નહીં માનતો. હઝરત, માત્ર વાત ઉડાવવાનીજ એ તો તજવીઝ છે. આવા ગપાટા બીજાઓને સંભળાવજો. ઓરતને ફંદામાં લેવી એ તો તમારી આગળ આસાન ચીજ છે. અગર હજારો નહીં તો સેંકડો ઓરતના પ્યારને આપે દગો દીધો છે, ત્યારે પછી આજે શું કામ આ નવો ખેલ મારી આગળ ભજવો છો ? વળી આમાં પણ કંઇ હઝરતની મતલબજ હશે."

જહાંગીર : "નહી, મીરઝાં; હવે તે મામલો નથી. તે દહાડા વહી ગયા. હમણા તો એવી ઓરતની ચશ્મના તીરે મારા દીલને જખમી કીધું છે કે જે ઝનાની હુરી જેવી ખુબસુરત અને નાઝોઅદાવાળી છતાં શરમ અને હયાવાળી પણ છે."

**મીર**ઝાં : "અરે સાહેબ, કાં મને હજુ ઉડાવ્યા કરો છો ? જોઇએ તેવી નીતીવાન કે શરમહયાવાળી એક ઓરત કાં નહી હો, પણ આપ એવા સીફતી છો કે આપની આગળ કોઇ ટકી શકે નહીં."

જહાંગીર : "મીરઝાં, મશ્કરીનો આ વખત નથી."

**મીર**ઝાં મહમુદ : "આપ બધી સીફત મુકી દેઓ અને અસલ બાબત શું છે તે કહો."

જહાંગીર :

"શરમસે નામ નહીં લેતે કે સુન લે ન કોઇ,
દીલહી દીલમેં તુમે હમ યાદ કીયા કરતે હય."

**અર્થ** : શરમને લીધે હું તેનું નામ નથી લઇ શકતો કેમકે કોઇ કદાચ સાંભળી જાય ! પણ દીલમાં તેનીજ યાદ સદા લાગીજ રહી છે.

**મીર**ઝાં મહમુદ : "શું શમસ્યાઓ પુછો છો ?"

જહાંગીર : "નહી, સાંભળ; અસલ વાત એમ છે કે, મીરઝાં ગયાસની બખ્તાવર બેટી મહેરૂન્નીસા બેગમનો સેવક આશક છે. આ વેળા એ પરીપેકર નાઝનીનની મહોબતના આતશે મને એવો સળગાવી મુકયો છે કે માથાથી તે પગ સુધી મને તેનીજ બધી અગન બળે છે."

**મીર**ઝાં મહમુદ : "આ તે કંઇ મોટી વાત છે ? પોશાક પેહેરાવનારી બાંદીને તેડાવો અને તેણીને મોટી લાલચ આપો."

જહાંગીર : "નહી, નહી. તેની આગળ એવી સ્ત્રીઓના ચરીત્રો ચાલવાના નથી. તેણી બહુ હયા અને શરમવાળી, પાકઝાદ દામાનવાળી છે."

**મીર**ઝાં મહમુદ : "અરે એવી તો ઘણી જોઇ છે ! પણ જરા કહો તો ખરા, હઝરત, કે તમે તેણીને કયારે મળ્યા ?"

જહાંગીર : આજે મારૂં મીના-બાઝાર જવું થતાં ત્યાં મેં જોયું કે મહેરૂન્નીસા અલબેલાપણાથી રવીશ ઉપર ફરતી હતી. મારા હાથમાં આ વેળાએ કબુતર હતાં. મેં તેણીને કહ્યું કે, જરા આ કબુતરને લેઓ તો. મહેરૂન્નીસાએ મારા હાથમાંથી કબુતર લઇ લીધાં. અચાનક બે કબુતર તેણીનાં હાથમાંથી છુટી ગયાં. થોડો વખત રહી જેવો હું તેણીની તરફ ફર્યો

કે મેં જોયું તો ફક્ત એકજ કબુતર તેણીના હાથમાં હતું. મેં કહ્યું કે, મારા કબુતર કહાં ગયા. તેણીએ જવાબ વાળ્યો : 'સાહેબે-આલમ ! તે તો ઉડી ગયા !' મેં પુછ્યું કે, 'કેવી રીતે ?' તેણીએ બાકી હાથમાં રહેલા કબુતરને ઉડાવી દેતાં કહ્યું : 'હુઝુર ! આવી રીતે.' તેણીના ભોલાપણાની અદા તે વેળાએ એવી હતી કે હજાર જાનથી હું તેણી ઉપર આશક થઇ ગયો:

"ઉસ પરીરૂને જો એક તીરે નજરા મારા;
જીસકે લગતેહી જીગર હો ગયા પારા પારા."

**અર્થ** : તે સુંદરીએ એવો એક નઝરનો બાણ માર્યો, કે જે લાગવાથી દીલના ટુકડે ટુકડા થઇ ગયા છે.

હવે તો કોઇપણ રીતે મારો એ નાઝનીન સાથે મેલાપ થાય તો ઠીક, નહીં તો ઝેરનો ફાકો ભરીને જાન બરબાદ કરીશ.

**મીરઝાં મહમુદ** : "જી, હુઝુર ! ભલે શઓકથી ફાકજો. એક બલા ઓછી થશે !"

**જહાંગીર** : "ખરેખર અજબ જેવો અને ગધેડા સમાન બેઅકલ હેવાન તું છે ! તુને મજા કે મશકેરી સુજે છે : પણ મારો અહીં જીવ જાય છે."

**મીરઝાં મહમુદ** : "આ નાઝનીન મહેરૂન-નીસા કોણ છે ? જે ગયાસ મીરઝાંની બેટી થાય છે અને જેના હુસ્ન જમાલની આજે ચોતરફ તારીફ થાય છે તેજ કે ?"

**જહાંગીર** : "જી, હાં. એજ તે મહા-તાબ છે."

**મીરઝાં મહમુદ** : ઠીક. આપ તેણીને મલવા ચાહો છો ?"

**જહાંગીર** : "જરૂર."

**મીરઝાં મહમુદ** : "ચાલો, તેણીને મેળવી આપવાનું હું મારે માથે લઉં છું. પણ પહેલાં બોલો કે મને શું ઇનામ આપશો ?"

**જહાંગીર** : "અરે, આ તારી ખુશખબ્તી ભરી વાતપર જીવ કુરબાન કરૂં !"

**મીરઝાં મહમુદ** : "હું આ મીઠાં વચનોથી ધરાઇ ગયો છું. તમે વચન આપો અને તે પણ પાકો, અને તે માટેનું બેઆનું પણ ગુપચુપ પહેલાં આપી દેઓ."

**જહાંગીર** : "આ લે, હીરાની વીટી. દસ હજારની છે. જે વેળાએ આ કામ પુરૂં થશે ત્યારે ઇમાનથી કહું છું કે દસ હજાર વધુ અશરફી તુને તારી મહેનતની આપીશ."

**મીરઝાં મહમુદ** : "મહેરૂન્નીસાને હવે તમો સાહેબ તમારા મેહેલમાંજ આવેલી સમજો. ગમ અલમ દીલથી દુર કરો અને કોઇ તવા-યફને બોલાવી કંઇ ગાણું ગવડાવો. આ વેળાએ ગાવાનું સાંભળવા દીલ ચાહે છે."

**જહાંગીર** : "ઠીક. હમણાજ માણસ મોકલો. ગાયનથી ગમ પણ દુર થઇ જશે."

હુકમ થતાં ચોબદાર નાઝ બેગમને તેડી લાવ્યો. શરાબનો રંગ જામતાજ નાઝ બેગમે ઇશ્કીયા ગઝલો ઉપાડી શરૂ કર્યું :

રવશન હો તુમપે સુરતે દરદો બલાએ દીલ,
અલ્લાહ કરે કીસીપે તુમારાભી આએ દીલ.
આંખોકા થા કુસુર નથી કુછ ખતાએ દીલ,
ખુદ ગેસુએ સનમ હુએ જંઝીરે પાયે દીલ.
પાસે અદબ હુએ ઇતના તેરે રોબે હુસ્નકા,
આઇ કલી ન સીનેસે બાહેર સદાએ દીલ.
મુમકીન નહીં હુએ હીજરમેં રહું એકદમ કરાર,
ઇનસાન લાખ હાથકે નીચે દબાએ દીલ.
હુએ સોખ્તા બીરીસ્તા પ હંસકે તો દેખીયે,
હો ગુલશને ખલીલ યેહ માતમ સરાએ દીલ.
દુઝદે હીનાએ યાર પર અઇયારી ખત્મ હુએ,
કાફીરને ચુંટકીયોંમે ઉડાયે પરાએ દીલ.

જહાંગીર ઉપર આ ગઝલે બહુ અસર કીધી અને શરાબના બહારમાં મહેરૂન્નીસાનો ખીઆલ તેના દીલપર એવો ગાલીબ થયો કે તેણે બેનીસાર રડવું શરૂ કરી દીધું. મીરઝાં મહમુદે તેને રીજવવાની અને ઠંડો પાડવાની ઘણી તઝવીજ કીધી, પણ ફોકટ. તેનાથી કંઇ બન્યું નહીં. વારે વારે જહાંગીર : "હાય ! મહેરૂન્નીસા !" એવા નીસાસા નાખી રડતો હતો. ગાવાવાળા અને સાંભળવા-વાળા બંને આવો મામલો જોઇ હેરાન થઇ ગયા, અને સઉ ચુપકીદીમાં ત્યાંથી જતા રહ્યા. શાહજાદાને ત્યાંથી ઉપાડી અંદર પલંગપર સુવાડી દેવામાં આવ્યો. ત્યાં પણ તેનાં દીલ અને મનને આરામ જેવું કંઇ જણાયું નહીં. વારંવાર તે ઝબકી ઉઠી "હાય મહેરૂન્નીસા !" કરી બુમો પાડતો રહ્યો, અને ઝાર ઝાર રડવાનું તેણે ચાલુ રાખ્યું. મીરઝાં મહમુદે તેને ઘણો સમજાવ્યો: "શાહઝાદા જરા હોશમાં તો આવો. એમ કરશો તો કામ બધું બગડી જશે. કંઇ શરમહયાનો તો જરા વીચાર કરો." પણ મહમુદના આ સખુનો સાંભળતાં શાહ-ઝાદાએ એક લાત કકડાવી મારી, આ શએર કહ્યો :

"ઇશ્ક તા આમસ્ત બાશદ બસ્તેએ નામુસો નંગ;
પુખતા મગઝાને જુનુરા કય હયા ઝંજીરે પાસ્ત."

**અર્થ**: જ્યાં સુધી શરૂઆતનો કાચો ઇશ્ક છે, ત્યાં સુધી આબરૂ અને ઇજતથી ઇનસાન બીહે છે; પણ ઇશ્કમાં પાકા અને દીવાના સમાન થઇ ગયલા કાબેલ આશકને શરમ જંજીર બની જીકડી શકતી નથી.

**મીરઝાંએ** વળી સમજાવવા માંડયું: "સાહેબ આલમ, જરા દુરઅંદેશી તો વાપરો!" પણ જહાંગીર બુમ પાડી ઉઠયો: "કેમ કમબખ્ત હજુ નથી સમજતો કે? બસ ટક ટકજ કરે છે કે?–

"રીંદે સીઆહ મસ્તકો ઝાહેદ ન છેડ તું;
તુજકો પરાઇ કયા પડી અપની નીબેડ તું."

**અર્થ**: અય પરેઝગાર! તું રીંદ—ગાંડા હાથી જેવાને ના છેડ; તને બીજાની વચમાં જવાને શું જરૂર પડી છે? તું તારૂંજ સુધાર ને?

**મીરઝાંએ** જોયું કે શાહઝાદો કોઇ પણ રીતે રાહપર આવતો નથી, તેથી તેણે તેને શરાબના બીજા બે ચાર પીયાલા પાયા, આથી જહાંગીર શરાબની બેફામીમાં બેહોશ થઇ ગયો.

♣

## પ્રકરણ ૩ જું.

♣

### અકબરનો પેગામ.

♣

નાસેહા દીલમેં તું ઇતના તો સમજ અપને કે હમ,
લાખ નાદાં હુએ, કયા તુજસેભી નાદાં હોંગે?

**અર્થ**:–ઓ નસીહત દેનાર! તું તારા દીલમાં આટલું તો વીચાર કે અમે અગર લાખ રીતે નાદાન છીએ પણ કંઇ તારાથી પણ નાદાની કરીશું?

બામદાદ થતાં તમામ શહેરમાં ચરચા ચાલી કે શાહજાદા જહાંગીરે મીરઝાં ગયાસની બેટી મહેરૂન્નીસાના પ્રેમમાં દીવાના બની ખાવું પીવું તરક કીધું છે અને મજનું અને ફરહાદની માફક શરાબ ઉપર મંડયો છે. રફતે રફતે આ ફરીયાદ અકબર સુધી પહોંચી. શહેનશાહ અકબર આ સમાચાર સાંભળી બહુ દલગીર થયો અને અબુલફઝલને તેડી મંગાવી તેને તેણે કહ્યું કે: "હમણાંજ જાઓ, અને પેલા બદમાશને સમજાવો." અબુલફઝલે અરજ કીધી: "ખુદાવીંદ, મને જવામાં જરા પણ અડચણ નથી, પણ શાહજાદાની રીતભાતથી મને ડર લાગે છે, મને ઉમેદ નથી કે તે સીધે રસ્તે ઉતરશે. આજ કાલ એમનો વહાલો માત્ર તો મહમુદ મીરઝાં છે. આ શખ્સ એક લુચ્ચો છે. ચોર, લબાડ, જુગારી અને પહેલા પ્રકારનો શરાબી છે. શાહજાદો આ શખ્સનું બહુ સાંભળે છે. મારાં મત મુજબ આ શખ્સને બોલાવી મંગાવો, અને કાંઇ દમ દીલાસો પણ આપો. ઉમેદ છે કે આમ કરવાથી શાહજાદો ઠેકાણે આવશે."

પણ અકબરે અબુલફઝલને જવા કહ્યું. તેણે ફરમાવ્યું: "ના, તમેજ જાઓ; અને અમારી તરફથી મેં જે પણ તમને એને કહેવા કહ્યું છે તે કહી એને ઠેકાણે લાવો. અગર કંઇ ન વળે તો પાછા મને જણાવો તો હું તેનો બીજો કંઇ તોડ કાઢીશ."

અબુલફઝલે લાચારીએ જવા કબુલ્યું, અને શાહજાદાને ત્યાં જઇ પોતે તેને મળવા માંગે છે એમ અંદર કહેવડાવ્યું. જહાંગીર રાતની શરાબની નીશા વગેરેને લીધે બદમીજાઝ હતો, તેથી અબુલફઝલના આવવાની તેને ખબર થતાં તે વધુ છેડાયો. તોપણ લાચારીએ તેણે દરબાનને હોકમ કીધો કે, "ભલે, એને અંદર આવવા દેઓ." આમ કહી મહમુદ મીરઝાં તરફ ફરીને તે બોલ્યો: "આ શખ્સ તરફ મને કંઈ સખ્ત ધીક્કાર છે."

**મીરઝાં મહમુદ**: "ખરેખર એ બાળી નાખવા, કતલ કરવા અને મારી નાખવા લાયકનો છે."

**જહાંગીર**: "જ્યારે જોશો ત્યારે નસીહતોના દફતરો લઇ હાજર થાય છે અને નાહક મગજ ફેરવી નાખે છે. પણ એ આ વાત નથી જાણતો કે:

"જો દીલ કીમારખાનેમે બુતસે લગા ચુકે હુએ;
"વોહ કાઅબતહન છોડકે કાબેકો જા ચુકે હુએ."

**અર્થ**: જેણે દીલ ચારથી જુગારખાનામાં ખેલતા લગાવ્યું છે તે આ બે કાબા જેવા ચાહના ઠામમાંનાં યારના ઠામને મુકી કેમ તે કાબા તરફ વળશે?

**મીરઝાં મહમુદ**: "પોતેજ બકી કરી ચાલી જશે. આપણું તેમાં શું લઇ જશે?"

**જહાંગીર**: "મારો ઇરાદો છે કે આજે એ નાપાકને ખુબ ઝાડી નાખું."

મીરઝાં મહમુદ: "ના, ના; એમ ના કરતા. આ શખ્સને બાદશાહની સાથે બહુજ સારો સંબંધ છે. વળી સલતનતનો વઝીરે આઝમ છે. એને દુશમન બનાવવો ઠીક નથી. ગોળથી મરે તેને ઝેરથી મારવો નહી જોઇએ. કોઇ એવી તદબીર કરો કે સાપ પણ મરે અને લાકડી પણ ભાંગે નહી."

એવામાં અબુલફઝલ ત્યાં આવી પહોંચ્યો. અંદર દાખલ થતાંજ તે બોલ્યો: "અસ સલામો અલયકુમ, જનાબ શાહજાદા સાહેબ."

"જહાંગીર: "અલયકુમ સલામ, અય વઝીરે આઝમ."

"મીરઝાં મહમુદ: "બંદગી છે, અય ગરીબ પરવર!"

અબુલફઝલ: "ઓહ, મીરઝાંજી, ખુશ તો છો? ઘણી મુદતે આજે આપને જોયા."

મીરઝાં મહમુદ: "હુઝુરની જાનમાલને દોઆ કર્યા કરૂં છું."

અબુલફઝલ: "જનાબ શાહજાદા સાહેબ, આપ હુઝુરની સાથે કંઇ ખાનગી વાત કરવી છે."

જહાંગીર: "(એક બગાસું ખાઇ) મીરઝાંજી, બેઠા બેઠા શું કરો છો? શરાબ લાવો, કોઇ રીતે આ આળસ તો તુટે!"

અબુલફઝલ: "બાદશાહ સલામતે મને મોકલ્યો છે."

જહાંગીર: "મીરઝાંજી અમારી બીમારીનો જલદી ઇલાજ કરશો?"

અબુલફઝલ: "મને શું કહો છો?"

જહાંગીર: "જે કંઇ કહેવું હોય તે કહો. અમને કંઇ મીરઝાંજીથી છુપાવવું નથી."

અબુલફઝલ: "જહાંપનાહે ફરમાવ્યું છે કે, ઉડતી આ ખબર એમની આગળ આવી પહોંચી છે કે,—

જહાંગીર: "જહાંગીરને મહેરૂન્નીસાના ઇશ્કનું દીવાનાપણું લાગ્યું છે."

અબુલફઝલ: "હુઝુરને મારા બોલવા પહેલાં ગોયા બશારત થઇ ગઇ."

જહાંગીર: "ખરેખર, બંદો પણ તે ગુલબદનનો પુજારી છે, અને વઝીર સાહેબ બેઅદબી માફ કરશો, આમાં જરા પણ શક નથી. જ્યારે નાચવાજ લાગ્યા ત્યારે ઘુંઘટ કેવું?"

અબુલફઝલ: "આ વાત હુઝુર જેવાને લાયકની નથી.

જહાંગીર: "ઠીક. હું સમજી ગયો. તમે મને નસીહત આપવા આવ્યા છો કેમ?

"નાસેહા તશરીફ લાયે દીદઓ દીલ ફરશરા.
પર કોઇ ઇતના તો સમજાવે કે સમજાવેગે કયા."

અર્થ: નસીહત કરનાર! આપ મારે ત્યાં પધાર્યા, તો તમારા માટે હું મારી આંખો ને દીલ બીછાવું છું પણ આટલું તો મને બતાવો કે તમે આવીને મને સમજાવશો તે શું?

અબુલફઝલ: "મારી મકદુર નથી કે હું હુઝુરને કહીં સમજાવું; પણ ફક્ત મારા આકા અને આપના વાલીદના આ હુકમને હું બજાવું છું. બાકી આપને સમજાવવું લુકમાનને સબક પડાવવા બરાબર છે."

જહાંગીર: ખયેર; મારો જવાબ સાંભળી લેઓ:

હમ્કો વોહ નશા નહીં જીસ્કો ઉતારે તુરશી,
હમ-નશીં આએ તો આએ કીસે સમજાને કો?

અર્થ:—અમને ઇશ્કનો નશો એવો નથી કે જે ખટાશથી દારૂના નશાની જેમ ઉતરે; ત્યારે હવે સમજાવનારા! તમે કોને સમજાવવા આવ્યા છો?

મીરઝાં મહમુદ: "હુઝુરે ઠીક ફરમાવ્યું:

નાસેહા પહલે તો કુછ તજરબા જાતી કરલો,
નાસેહ બનના તો આસાં હએ સમજાને કો."

અર્થ:—એ નસીહત દેનાર! પહેલાં તો તમે પોતાને આ હાલતમાં મુકી જુઓ! બાકી નસીહત દેવી અને સમજાવવા નીકળવું એ તો સહેલ છે.

અબુલફઝલ: "બાદશાહો માટે વાજેબ છે કે નોકરોની વહુ બેટીઓને પોતાની બેટીઓ સમજે. અગર બાદશાહ આથી આમ ઉલટી રીતે ચાલે તો આજેજ કયામત આવી પડે. આપને પણ એક દીન બાદશાહ થવું છે. માટે આ બાતેલ ખ્યાલને મનમાંથી કહાડી નાંખશો."

મીરઝાં મહમુદ: "જનાબે આલી, રઇયત બાદશાહની મીલકત છે. મોટા નસીબ મીરઝાં ગયાસના કે તેની બેટી આ મોટા દરજ્જાના શાહજાદાના હરમમાં દાખલ થાય."

જહાંગીર: "વઝીર સાહેબ, અસલમાં તો બાબત આ છે કે તે નાઝનીનનો ઇશ્ક મારી નસે નસમાં એવી રીતે પેવસ થઇ ગયો છે કે મારા જાનનો તાવીઝ થઈ પડયો છે, અને તેથી એ ખ્યાલને દુર કરવો મને પોતાને મારી નાખવા બરાબર છે. આપ, જહાંપનાહને તેથી મારી તરફથી અરજ કરશો કે મને

મારા હાલપર મુકી દે, અને અગર બની શકે તો મારી મદદ પણ કરે:

> મેરે દીલકી તપીશકો ગઓર કરો
> મેરે વાસ્તે ફીક્ર ન અઓર કરો;
> કોઇ યારસે મીલનેકી તઓર કરો,
> મેરે દરદકી અઓર દવાહી નહીં.

**અર્થ**:–મારા દીલમાંની જલતી આગ તરફ તો કંઇ જુઓ; બાકી તેના માટે બીજા કંઇ પણ ઇલાજ કરવાની જરૂર નથી: જે છે તે એજ કે મારા યારને મારાથી મેળવવાની કંઇ ગોઠવણ કરો; બાકી મારા દરદની આ સીવાય બીજી કંઇ પણ દવા નથી.

**મીરઝાં મહમદ**: "મહેરૂન્નીસા હાલમાં કુંવારી છે, પણ એમાં તે શું ગુન્હાભર્યું છે અગર શાહજાદાના દીલની આ ખાહેશ પુરી કરવામાં આવે તો?"

**અબુલફ્ઝલ**: "બાદશાહ સલામત આવી જાતના સગપણને દુરૂસ્ત સમજતા નથી."

**જહાંગીર**: વઝીર સાહેબ! આપે તે મારી મીઠી મોહનાને નજરે જોઇ નથી, તેથીજ આવી વાતો કર્યા કરો છો. મારા અદના વીચારમાં લાખ શાહજાદીઓ અને કરોડો પરીઓને મહેરૂન્નીસાની જુતી ઉપરથી સદકે કરવી જોઇએ."

> "આફાકરા ગર દીદેઅમ; મહેરે બુતાં વરઝીદેઅમ;
> બીસ્યાર ખુબાં દીદેઅમ, લેકીન તું ચીઝે દીગરી!"

**અર્થ**: તમામ જમાનાને ફરીને જોયો છે, સુંદરીઓના પ્રેમને સારી રીતે તપાસ્યો છે; ઘણી ખુબસુરત સુરતો જોઇ છે, પણ તું તો સઘળા કરતાંએ જુદી અને ઉમદા છે.

**અબુલફ્ઝલ**: "મારા વીચાર મુજબ આપને એક ઓરતની પછવાડે આમ હેરાન થવું ન જોઇએ. આપને આવી નુકસાન પહોંચાડનારી ખાહેશોને વશ કરવી જોઇએ."

**જહાંગીર**: "મને આપની નસીહત મુદલ પસંદ પડતી નથી. શું તમે નથી સાંભળ્યું?–

> "નસીહત સએકલે ઞંગારે ઇશકસ્ત"—
> યાને: નસીહત તો ઇશ્કને વધુ ચમકાવનારી છે."

**અબુલફ્ઝલ**: "આ તો બહુ બુરી વાત છે. હુઝુરને માબાપની તાબેદારી કરવી વાજેબ છે. બાદશાહ સલામત આપની આ નાલાયક ચાલથી સખ્ત હેરાન છે."

**જહાંગીર**: "મહેરૂન્નીસા વગર મારી આંખોમાં દુનીયા અંધારી જણાય છે. મને કોઇની ખુશી યા નારાઝીની જરા પણ દરકાર નથી."

**અબુલફ્ઝલ**: "હુઝુર, બચ્ચાંઓની માફક વાતો કરો છો."

**જહાંગીર**: "નહીં, વઝીર સાહેબ; બલકે આપ એવી રીતે વાતો કરો છો કે જેવી રીતે 'સાઠી ને બુદ્ધી નાઠી.'"

**અબુલફ્ઝલ**: "હુઝુર મારાપર નારાઝ ના થાઓ. જેવું જહાંપનાહે કહ્યું તેવી મેં આપને અરજ કીધી છે."

**જહાંગીર**: "આપનો પેગામ હવે ખતમ થયો કે હજુ કંઇ બાકી છે?"

**અબુલફ્ઝલ**: "બાદશાહ સલામતે મને આ પણ ફરમાવ્યું છે કે કોઇ પણ નાલાયક ચીજ અગર આપ ફરમાવશો તો તે તમારા માટે ઠીક થશે નહીં."

**જહાંગીર**: "શું મને વલીઅહદ (પાટવી કુંવર)ના પદ ઉપરથી કહાડી નાખશો? ભલે, ભલે; મને સલતનતની કંઇ પણ પરવા નથી."

> "કબ્રકો થોડી ઝમીં મીલ જાય કુએ યારમે.
> માંગતે અય આસમાં તુજસે નહીં જાગીર હમ."

**અર્થ**: યારની ગલીમાં મારી કબર માટે અગર થોડી જમીન મલી જાય તો બસ છે; બાકી એ આસમાન, હું તારી આગળથી કંઇ જાગીર જેવું માંગતો નથી.

**અબુલફ્ઝલ**: "જ્યારે આપ આમ ઇશ્કમાં મચ્યા છો તો ખેર, પણ હવે મારે બાદશાહ સલામતને જઇને શું કહેવું?"

**જહાંગીર**: "એજ જવાબ, જે મેં તમને કહ્યો છે તે."

**અબુલફ્ઝલ**: "હુઝુર, તે કહેવા પહેલાં કંઇ વીચારો!"

**જહાંગીર**: "શું વીચારૂં?"

**મીરઝાં મહમુદ**: "બુરી નજરથી દુર રહો. અમારા શાહજાદા સાહેબ સખુનના સાચા અને પાકા છે. એમનું ફરમાવવું જાણે પત્થરપર લખેલું સમજવું."

**અબુલફ્ઝલ**: "બહેતર છે કે હું રૂખસત લઉં."

**મીરઝાં મહમુદ**: "ફીઅમાનીલ્લાહ!" [અલ્લાહ તમારો રખેવાળ થાઓ.]

**જહાંગીર**: (અબુલફ્ઝલના જવા પછી મીરઝાંને) "અલ્લાહના શુક્ર છે કે બલા ગઇ."

મીરઝાં મહમુદ: "મને એના લક્ષણ સારા નથી ભાસતા. ત્યાં જઇ બાદશાહ આગળ એકના દશ લગાડશે."

જહાંગીર: "હું એને કુતરા કરતાં પણ હલકો સમજુ છું. હવે એ બધું મુક અને આપણી મતલબની વાત ઉપર આવ."

મીરઝાં મહમુદ: "મને તે માટે આપ કરતાં વધુ ખ્યાલ છે. મેં તેથી ફહીમનને બોલાવી છે, આજે બપોરના આવશે. તે ફરેબમાં પુરી છે. તેણી એવી મક્કાર છે કે શયતાનને પણ સબક પડાવશે. એજ મહેરૂન્નીસાને એક દમમાં શીશામાં ઉતારશે."

જહાંગીર: "ઠીક છે, જોઇશું તમારી કારસ્તાની. મને તો મામલો જરા મુશ્કેલ જણાય છે, અને સૌથી ખરાબ તો આ થયું છે કે બાદશાહ સંલામતને સઘળી ખબર પડી છે."

મીરઝાં મહમુદ: "પણ હું શું કરૂં? તમને તે વેળાએ શરાબની ખૂમારી હતી. તમે જ્યારે પણ બે ચાર પીયાલા ચહડાવો છો ત્યારે તમારે માથે ભુત ચહડી બેસે છે, અને શું બોલો છો તેનું તમને ભાન રહેતું નથી. બેસમજે જે પણ મોહડાંમાં આવે છે તે બોલી દેઓ છો. સાચું કહ્યું છે કે:

મય કે બદનામ કુનદ અહલે ખેરદરા ગલત અસ્ત;
બલકે મય મીશવદ અઝ સોહબતે નાદાન બદનામ.

**અર્થ:** અક્કલમંદોને શરાબ બદનામ કરે છે એમ કહેવું ખોટું છે; ખરી રીતે તો નાદાનોની સોબતથી ઉલટું શરાબ બદનામ થાય છે.

જહાંગીર: "મીરઝાં! આ તો તું રાસ્ત બોલ્યો. રાતના શરાબની ખુમારીમાં મને કંઇ ભાન રહ્યું નહી. ખરેખર આ શરાબ તો ખાનાખરાબ છે. આજથી તોબા કીધા!"

મીરઝાં મહમુદ: "જનાબે આલી, આ રાતા રંગીની આ પ્રમાણે નાલેશી ના કરો, એ તો રૂહ (આત્મા) ને તેઝ કરનાર છે."

જહાંગીર: "વલ્લાહ! મહેરૂન્નીસા જેવી હસીન ઓરત મેં તમામ ઉમરમાં કદી જોઇ નથી."

મીરઝાં મહમુદ: "ઠીક, પણ એ જશે તે ક્યાં?"

જહાંગીર: "મારો ઇરાદો તો નીકાહ કરવાનો છે."

મીરઝાં મહમુદ: "તે તો સાફ બેવકુફી છે. ખુદાએ એકથી એક બહેતર ઓરતો પેદ કીધી છે. આજ તો એને જોઇ; કાલે એન કરતાં ચહડતી જોશો, તો તેપર ઝુકી પડશો. પછી કોણને પરણશો? શાદીબાદીનું તો નામજ ના લેઓ."

જહાંગીર: "તમારા વીચાર ખોટા છે. મહેરૂન્નીસાથી વધુ કોઇ પણ ખુબસુરત નથી. તેણીનું નામજ તે માટે પુરતું છે. મેં તો જ્યારથી તેણીને જોઇ છે ત્યારથી બસ હેરાન છું."

મીરઝાં મહમુદ: "ખુદા ખએર કરે! આપના મહોડે આવા ઉલટા કલમા નીકળી રહ્યા છે!"

જહાંગીર: "પહેલાં તો હું કોઇ બીજોજ જહાંગીર હતો. હાલમાં હું કોઇ જુદોજ થઇ ગયો છું. કાયા બદલી ગઇ છે. હવે હું તે નથી કે જેને તમે—ઐયાશ—ના નામથી કહી શકો. હવે હું મહેરૂન્નીસાનો સાચો આશક છું. અગર મહેરૂન્નીસા મને મળી ગઇ તો ઠીકજ—નહીં તો બયાબાનમાં જઇને વાસો કરીશ."

મીરઝાં મહમુદ: "શું ખરેજ મજનું થઇ જશે?"

જહાંગીર:

"મંય વોહ મજનું હું કે મજનુંભી હમેશા ખતમેં કીબલએ કાબા લીખા કરતા હએ ઇલકાબ મુજે."

**અર્થ:** હું એવો મજનું (દીવાનો) છું કે લયલીનો આશક મજનું પણ અગર મને કાગલ લખે તો તેમાં મને પોતાથી પણ વડીલ કરીને લખે છે.

મીરઝાં મહમુદ: "આ તો મહેરૂન્નીસા નહી કહેવાય પણ અકસીર કહેવાય, કે જેથી સોનું બને છે. આપ તો બીલકુલ લટ્ટુ થઇ ગયા છો!"

જહાંગીર: "પણ હવે બતાવો કે તમે શું તજવીઝ યોજી છે. કંઇ એવી હીકમત કરો કે એકવાર નીકાહ થઇ જાય."

મીરઝાં મહમુદ: "પેહલે તેણીને ફહીમન એક વાર અહીં તો લઇ આવે, પછી જે હશે તે થઈ જશે."

જહાંગીર: "એ તો છેવટનો ઉપાય છે. પહેલાં તો એના બાપની મરજી લેવી જોઇએ. અગર તે રાજી થઇ જાય તો પછી આપણે નાહક આ બખેડો કરવાથી શું ફાયદો?"

**મીર**ઝાં મહમુદ: "પણ ગયાસ મીરઝાં, બાદશાહના હુકમથી ઉલટો કોઇ દીવસ પણ ગયો છે?"

જહાંગીર: "એ ખરૂં; તમે સાચું કહો છો, પણ અહીં મહેરૂન્નીસાને બોલાવી તેણી માટે હલકું કેહેવાશે. કારણ મને તેણીને મલેકા (રાણી) બનાવવી છે. તે કોઇ બજારૂ સ્ત્રી નથી કે તેણીને બેઇજતીથી બોલાવવામાં આવે."

**મીર**ઝા મહમુદ: "હમણા તો જોઇએ ઉંટડો કઇ તર બેસે છે. તે પહેલાં કંઇ વીચારવું ફોકટ છે."



## પ્રકરણ ૪ જું.



## મહેરૂન્નીસાના લગ્ન.



ઝમીને ચમન ગુલ ખીલાતી હય કયા કયા,
બદલતા હય રંગ આસમાં કયસે કયસે.

[પ્રાચીન ઉરદુ કાવ્ય.]

**અર્થ**: આ દોરંગી દુનીયા તો જુઓ! કે, લીલોતરીવાળી જમીન કેવાં કેવાં ફુલો ખીલવે છે અને આસમાન કેવા કેવા રંગોમાં બદલાવ્યા કરે છે.

**અબુલફ્ઝલ**: "મેં તો હુઝુરને પેહેલેથીજ જણાવ્યું હતું કે, શાહજાદા સાહેબનાં મીજાજમાં અસલથી બહુ તેજી છે. એઓ તો કોઈ પણ રીતે રસ્તે આવતા નથી."

**અકબર**: "આ મામલાનો કોઇ પણ રીતે ઇલાજ કરવો જોઇએ, નહીં તો બદનામી આવી પડશે:

ઝનાને બારદાર અય મર્દે હુશીયાર,
અગર વકતે વેલાદત માર ઝાયન્દ.
અઝ આન બહેતર બેનઝદીકે ખેરદમન્દ,
કે ફરઝનદાને નાહમવાર ઝાયન્દ.

**અર્થ**: અય અક્કલમંદ મરદ, હમેલદાર સ્ત્રીઓ અગરજો સાપ જણે તો એક ડાહ્યાની સમક્ષ નાલાયક ઓલાદના જનમવા કરતાં તે સાપ બહેતર છે.

**અબુલફ્ઝલ**: "શાહજાદો તો આજ કાલ મજનુજ બની ગયો છે. તેણે કહી દીધું છે કે અહીંની દુનીયા ત્યાં થઇ જાય, પણ હું મહેરૂન્નીસાનો પીછો મુકીશ નહી."

**અકબર**: "તે ન મુકે; પણ અમે મુકાવીશું. કોઇ છે?"

**એક ખીદમતગાર**: "હાજર હુઝુર."

**અકબર**: "મીરઝા ગયાસને તરત હાજર કરો."

**અબુલફ્ઝલ**: "હુઝુરનો વીચાર બહુ નેક છે. મીરઝાં ગયાસને આ મસલેહતમાં શામેલ કરવું જરૂરતું છે."

ખીદમતગાર મીરઝાં ગયાસને લઇને હાજર થયો.

**અકબર**: "મીરઝાં ગયાસ, તમને એક જરૂરી બાબતમાં વીચાર કરવા માટે બોલાવ્યો છે."

**મીર**ઝાં ગયાસ: "હુઝુર હું સમજી ગયો છું. દોઆ કરજો કે છોકરીઓ કોઇના ઘેર ન જનમે. મારી આફતનું કારણ પણ આજ છે. વળી ખાસ આ કમનસીબ છોકરીને લીધે જે કંઇ પણ બદનામી આ ગુલામની થઇ છે, તે હુઝુરથી છુપી રહી નથી; અને વળી અસ્લમાં આ છોકરી શુરૂઆતથીજ અભાગી! એ કમબખ્તના જનમની થોડો વખત આગમજ તંગદસ્તીથી ઘેરાઇ આ આપનો ગુલામ ગુજરાનની શોધમાં મુફલેસી ન ખમાયાથી દેશ તજી પરદેશ નીકળ્યો. વળી જ્યાં એ પયદા થઇ તે એક રેતાળ તપતું રણ હતું. ત્યાં એની માએ ભારે વેદનામાં મહા મુસીબતે આખી રાત કહાડી. પ્રભાત થતાં આ છોકરી જનમી. આમ થતાં અલ્લાહ ઉપર તવક્કલ કરી આ છોકરીને ત્યાંજ તેણીનાં કીસ્મત ઉપર મેં જંગલમાં મુકી દીધી, જોકે મમતાને લીધે તેણીને ગોદમાંથી દુર કરી ત્યાં જંગલમાં મુકી દેવાની હીમ્મત તેણીની મા કરી શકતી ન હતી. પણ જ્યારે કાંઇ ન સુજ્યું ત્યારે એની માએ પણ છાતીપર પથ્થર રાખી આ જીગરના ટુકડાને ત્યાં રણમાં મુકી દીધી, અને રડતી તેણી મારી સાથે ત્યાંથી નીકળી પડી. પણ હજુએ આટલેથી પુરૂં ન થતાં આ કમનસીબ છોકરીને લીધે મને વળી આ દહાડા પણ જોવા પડયા. અકસ્માત પછવાડે એક કાફલો આવતો હતો તેમાંના એક સોદાગરે રહેમ ખાઇ તેણીને ઉપાડી લીધી, અને એની પરવરીશ કીધી. હવે જોઇએ હજુ આગળ શું થાય છે."

અકબર: "મીરઝાં ગયાસ, બેશક હું તમારેથી બહુ શરમીન્દો છું. જહાંગીરની આ વરતણુંક મને બીલકુલ નાપસંદ છે."

અબુલફ્ઝલ: "હવે થયું તે ન થયું થવાનું નથી. હવે ભવીષ્ય માટે આ સલાહ-ભર્યું છે કે મહેરૂન્નીસાની જલદી શાદી કરી દેઓ, અને થોડો વખત તેણીને જહાંગીરની નજરથી દુર કરો."

અકબર: "આથી બહેતર બીજું કંઇએ ન ગણાશે."

મીરઝાં ગયાસ: "જે હુઝુરની મરજી તેજ ગુલામની પણ જાણવી."

અકબર: "મારી મરજી ઉપર જો રાખો તો અલી કુલીખાન તમારા જમાઇ થવા લાયકનો છે. જેવો તે લાયક અને બહાદુર છે તેવોજ તે દેખાવમાં પણ સુંદર છે. અમારો ઇરાદો છે કે એને કોઇ મોટા ઓહ્દા પર નેમવો"

અબુલફ્ઝલ: "આ કામ જેટલી ઝડપે થાય તેમ બહેતર; કારણ જહાંગીર હાલ પારા મીસાલ બેકરાર છે."

અકબર: "જલદી તો શું, હમણા એક કલાકમાં નીકાહ થઇ જાય, અને અમે ખુદ અમારી સલતનતના જે અમીરો વગેરે છે તેને લઇને આ કામમાં ભાગ લેઇશું."

અબુલફ્ઝલ: "આપની તરફથી એવીજ મહેરબાનીની આશા રહે છે."

મીરઝાં ગયાસ:

"બરીન મોઝદે ગર જાં ફીશાનમ રવાસ્ત.
કે ઇન મોઝદે આસાયશે જાને માસ્ત."

અર્થ: અગર આ ખુશ ખબર ઉપર હું મારો જાન નીસાર કરૂં તો તેમ કરવું રવા છે; કારણ આ ખુશ ખબર મારા જાનને રાહત પુગાડનારી છે.

અકબર: "શેખ સાહેબ, આ હમણાજ હોકમનામું શુરૂ કરી દેઓ; તેમાં જણાવો કે અમે અલી કુલીખાનને ઢાકાનો સુબેદાર મુકરર કર્યો છે.

અબુલફ્ઝલ: "બહુ સારૂં."

ફક્ત હુકમ થવાની ખોટી હતી. તરત શેહેરમાં લગનની ધામધુમની તૈયારીઓ ચાલી, અલી કુલીખાન નવાબ ખાનખાનાનનો મીત્ર હતો. પણ હવે તો તે પોતે પણ સલતનતનો એક મોટો ઓધેદાર બન્યો. ઉમરાવો અને વજીરોએ જ્યારે સાંભળ્યું કે ખુદ પાદશાહ આ કામમાં હાજરી આપનાર છે, તો તેઓ પણ ભારે ભપકા સાથે તેમાં સામેલ થયા. તઇયારી થતાં પાદશાહ પોતાના ઉમરાવો સાથે લગનમાં સામેલ થયો, અને મીરઝાં ગયાસની તરફનો પોતાના હાથથી અલી કુલીખાનના સરપર સહેરો બાંધ્યો, અને સલામી તરીકે બરદવાનનો ઇલાકો જાગીરમાં આપ્યો. તમામ રસમો મુજબ બધું થઇ ચુક્યું કે વરરાજા દુલહનને ઘર ગયો અને આ બેઉના નીકાહ કાજીએ પઢયા. અલી કુલીખાનને શાહી ફરમાન મળી ચુકયો હતો કે નીકાહ પછી છ પહોરમાં પોતાની સુબાગીરી સંભાળી લેવી. તરત મહેરૂન્નીસા અને અલી કુલીખાન તેથી ઢાકાની તરફ રવાને થઇ ગયા.



## પ્રકરણ ૫ મું.



### અજબ સ્વપ્નું.



જીસને હમારે યારકો હમસે જુદા કીયા,
વોહભી મુરાદ અપની ન પાવે ખુદા કરે.

જહાંગીર: "ભાઇ મીરઝાં, પેલી તમારી ફહીમન ન આવી?"

મીરઝાં મહમુદ: "તેણીનો તો ગઇ કાલનો વાયદો હતો. ખુદા જાણે તે કમબખ્તને શું થયું કે હજુ જણાઇ નથી."

જહાંગીર: "ખુદા ખયેર કરે, આજે અમારી ડાબી આંખ ફરકે છે."

મીરઝાં મહમુદ: "હુઝુર આપને શું થયું છે? આપની તે ચપલાઇ અને ચાલાકી કયાં ગેબ થઇ ગઇ છે. ઉઠો મહોડું ધોઇ નાખો, જરા ફરીને હવા ખાઇ આવો. આપ આશક તો શું થયા, પણ દુનીયાનાં દરેક કામથી રદ થયા છો."

જહાંગીર:

"યેહ ઉસ્સે કેહદે કોઇ ખુદારા,
કે તેરા આશીક અઝાબમેં હય;
તુમ્હેં તો ગફલતપે નાઝ ઇતના,
અજલભી શાયદ કે ખાબમેં હય."

અર્થ: કોઇ જઇ તે યારને કહી દેવો કે, તારો આશક દુ:ખ દરદમાં છે; તમે તો તમામ ગફલતમાંજ છો પણ જુઓ તો ખરા કે અમારૂં

મોત તે પણ ઉંઘી ગયું છે, કારણ તે પણ આવતું નથી.

જહાંગીર: "ભાઇ મીરઝાં, કંઇ જલદી બંદોબસ્ત કરો."

મીરઝાં મહમુદ: "જરા સબર કરો. ઉતાવળમાં હમેશાં કામ બગડી જાય છે. પોતાની મેળે પાકે તે હમેશા મીઠું થાય."

જહાંગીર: "સબર કયાં જાનવરનું નામ છે?

હર ઘડી કહેતે હો સાહેબ સબ્ર કર,
બંદા આશીક હય યા અઇયુબ હય?

અર્થ: હમેશા કહો છો કે સબર કર, પણ તમે વીચારતા નથી કે હું આશક છું કે હું અઇયુબ પયગમ્બર છું, જેઓએ મહાન શરીર સંકટો સહ્યાં હતાં.

મીરઝાં મહમુદ: "ઠીક, ચાલો ત્યારે વેશ બદલી લ્યો. તમને તમારી માશુકાને ઘર સુધી લઇ ચાલીયે."

જહાંગીર: "હા, આ વાત ઠીક. ચાલો આપણે બંને સ્ત્રીનો વેશ પહેરી ગયાસ મીરઝાંના જનાનામાં જઇએ; પણ આજે તો હવે રાત ઘણી નીકળી ગઇ છે. આવતી કાલે બુરકા વગેરે મંગાવી તૈયારી કરીને જઇશું."

મીરઝાં મહમુદ: "હા, કાલે જરૂર ચાલવું જોઈશે."

જહાંગીર: "(બતીની તરફ જોઇને)

શબે હીજરાં મેરી તાલીમગાહે સાઝ હુઇ,
શોલએ શમઆ યેહ કહેતા હય કે ઉસ્તાદ આયા."

અર્થ: જુદાઇની મારી રાત મારા બળાપાની જાણે એક નીશાળજ થઇ પડી; પણ તેથી એટલું તો થયું છે કે આ દીપક કે જે આખી આખી રાત બળ્યા કરે છે તે પણ હવે તો મારૂં તારી જુદાઇનું બળવું જોઇ મને "ઉસ્તાદ"ના નામે ઓળખે છે.

મીરઝાં મહમુદ: "સાહેબે આલમ, તમને ગઝબની બેચેની છે."

જહાંગીર: "અજબ છું કે આજે ઉંઘ કેમ નથી આવતી?"

મીરઝાં મહમુદ: "ઉંઘ કેમ આવશે?

જીસ્કા દીલ દીલબરમેં હો, ફીર ઉસ્કો કબ
આતી હય નીંદ?
કરવટેં લેતેહી લેતે, સાફ ઉડ જાતી હય નીંદ."

અર્થ: જેનું મન પ્યારમાં લાગી રહે છે તેને તે ભલા કયારે નીંદ આવે છે; બસ તે ખ્યાલમાંજ પાસાં બદલતાં જે થોડી ઘણી પણ ઉંઘ હોય છે તે પણ ઉડી જાય છે.

જહાંગીર: "અમારી રાત પણ અજબ રાત છે. આ તો આમ બન્યું:—

કીસીકી શબે વસ્લ સોતે કટી હય;
કીસીકી શબે હીજર રોતે કટી હય,
હમારી યેહ શબ કયસી શબ હય ઇલાહી,
ન રોતે કટી હય ન સોતે કટી હય."

અર્થ: કોઇની મેળાપની રાત સુવામાંજ નીકળી ગઇ છે; કોઇની જુદાઇની રાત રડવામાંજ નીકળી જાય છે; પણ ઓ અલ્લાહ અમારી તો આ રાત કેવી રાત છે કે નથી તે રડવામાંજ પુરી થતી કે નથી તે સુવામાં પુરી થતી.

મીરઝાં મહમુદ: "ઇશ્કમાં રાતના જાગવું અને તારાઓ ગણવા એ તો થયાજ કરે છે, પણ આપ આપના વીચાર કોઇ બીજે ઠેકાણે લગાવશો તો ઉંઘ આવી જશે."

જહાંગીરે તમામ રાત એકથી બીજી બાજુ આળોટવામાં કહાડી પણ જ્યારે પાછલી રાત થઇ ત્યારે તેને ઉંઘ આવી ગઇ. જ્યારે જહાંગીર ભર ઉંઘમાં પડયો કે તેણે એક અજબ સ્વપનો દીઠો. એક ભયંકર જંગલમાં પોતે એકલો ઉભો છે. જ્યાં પણ નજર જાય છે ત્યાં રેતીના ઢગલા અને માટીના ટેકરા સીવાય કંઇ નજરે નથી આવતું. જહાંગીર અજબ થયો કે આ કઇ જગ્યા છે. પણ ત્યાં કોઇ શખસ નજરે ન પડયો કે જેને કાંઇ પુછે. લાચારીએ પગ ઉપાડી એક તરફ ગયો. થોડું ચાલતાં તેને એક તળાવ દેખાયો. જ્યારે તે તેના કીનારે પુગ્યો, ત્યારે તે તળાવ અજબ જેવો તેને જણાયો. એટલે પાણીને બદલે તમામ લોહી અને માછલીઓને બદલે ઇનસાનોનાં માથાં તેમાં તરતાં તેણે દીઠાં. આ માથાંઓમાં એક અબુલફ્ઝલનું હતું. બીજું તેના દુધભાઇ કુતબુદીનનું અને ત્રીજું અલી કુલીખાનનું તેમજ ચોથું મીરઝાં મહમુદનું હતું. જહાંગીર આ માથાંઓને જોઈ અજબ થઇ રહ્યો હતો, એવામાં તે ચારે માથાંઓ હસી પડયાં અને મોટે મોટેથી બોલવા લાગ્યાં: "ખુની આવ્યો; ખુની આવ્યો." જહાંગીર બીહીકથી ભાગવાની તૈયારી કરતો હતો, એટલામાં જમીન અને આસમાનના વચ્ચે અધર લટકતું એક તખ્ત તેને દેખાયું. તે ઉપર

મહેરૂન્નીસા બેઠેલી હતી. મહેરૂન્નીસાને જોઇ જહાંગીર હદ બાહેર રડવા લાગ્યો અને બોલ્યો: "ઓ બેવફા! તું મજાહ કર્યા કરે છે અને અમે તારી મોહબ્બતમાં જંગલ બયાબાન ભમ્યા કરીએ છીયે." મહેરૂન્નીસાએ આનો જવાબ વાળ્યો: "ઓ જહાંગીર! શું દીવાનો થઇ ગયો છે કે આમ ફરીયાદ કરી રહ્યો છે. શું તું નથી જાણુતો કે હર કામ માટે વખત ઠેરવેલો છે?" જહાંગીરે કહ્યું: "હા, તે સાચું છે પણ આશકને સબર નથી રહેતી." મહેરૂન્નીસાએ કહ્યું: "અગર આવીજ બેકરારી તને છે તો આ લોહીના તળાવમાં ગોતું માર; તો તું મારી તરફ આવી જશે. જહાંગીર આ વાત સાંભળી બહુ ખુશી થઈ ગયો, અને દીવાનાની માફક આંખો બંધ કરી તે તળાવમાં એણે ઝોંકાવ્યું. પણ આંખ ખોલતાં તેને જણાયું કે ન તે તળાવ હતું કે ન તે જંગલ કે મહેરૂન્નીસા પણ તેને બદલે પોતે પોતાના મહેલમાં લાંબો થઇ બીછાને પડયો હતો, અને એક ખાજાસરા પગ ચંપી કર્યા કરતો હતો અને બોલતો હતો કે: "શાહજાદા ઉઠો; સુર્ય પ્રકાશી નીકળ્યો છે."

જહાંગીર: "અલ્લાહો ગની!—

મેરી આંખ બંધથી જબ તલક, વોહ નજરમેં નુરે જમાલ થા.
ખુલી આંખ તો ન રહી ખબર કે વોહ ખ્વાબ થા કે ખ્યાલ થા."

**અર્થ**: જ્યાં સુધી મારી આંખ બંધ હતી ત્યાં સુધી તો તે મારી નજરમાં ખુબસુરત ચહેરો હતો પણ આંખ ખુલતાં ભાન ન રહયું કે એ ખ્વાબ હતો કે ખ્યાલ હતો.

જહાંગીરે ઉઠી હાથ મહોડું ધોયું. એટલામાં એનો સાથી મીરઝાં મહમુદ પણ તૈયાર થઇ આવ્યો.

જહાંગીર: "ગઇ કાલનો કરાર યાદ છે?"

મીરઝાં મહમુદ: યાદ નથી તો શું ભુલી ગયો છું?"

જહાંગીર: "ત્યારે હવે શું ખોટી છે? ચાલો, લઇ ચાલો."

મીરઝાં મહમુદ: "બીસમીલ્લાહ, ઉઠો, કપડાં બદલો.

બેઉએ સ્ત્રીના વેશ પહેર્યા અને બુરકા નાખી રવાને થયા. મીરઝાં મહમુદ જહાંગીરને સ્ત્રીના વેશમાં જોઇ બોલ્યો: "સાહેબ, તમે તો આમાં બહુ દીપો છો. જહાંગીરને બદલે જાણે જહાંગીરા બેગમ બની ગયા છો." જહાંગીરે હસી જવાબ દીધો: "બહુ સારૂં, મહમુદા બેગમ!"

બેઉ મીરઝાં ગયાસના જનાનાની દેવડીમાં દાખલ થયા, અને અંદર જવા જતા હતા કે તુરત દરબાને અટકાવ્યાં: "તમે કોણ છો કે આમ બેધડક વગર પુછે ચાલ્યા?" મીરઝાં મહમુદે સ્ત્રી જેવા અવાજ અને ઢબે કહ્યું: "મુઆ તું તો જોડા ખાશે?"

આમ કેટલીક વાર સુધી અરસપરસ તકરાર ચાલી એવામાં જહાંગીરે મીરઝાં મહમુદને કહ્યું: "અમ્મા જાન! જવા દેઓ. આ શખસે તમને ઓળખ્યાં નહી." દરબાને કહ્યું: "પણ કોને મળવા જશો? નાની બેગમને તો સાસરે ગયાને આજે ત્રીજો દહાડો થયો છે!"

જહાંગીર: "સાસરૂં કેવું? અને કોનું?"

દરબાન: "તમે પણ અજબ જણાઓ છો. શું તમને ખબર નથી કે મહેરૂન્નીસા બેગમની શાદી થઇ ગઇ?"

જહાંગીર: "કોની સાથે?"

દરબાન: "અલી કુલીખાન, ઢાકાના સુબેદાર સાથે."

જહાંગીર: "મહેરૂન્નીસા પોતાના ખાવીંદ સાથે કયારે ગઇ?"

દરબાન: "તેને આજે ત્રણ રોજ થયા."

જહાંગીર:

હાય દીલકી દીલહીમેં રહી બાત ન હોને પાઇ.
એકભી ઉસ્સે મુલાકાત ન હોને પાઇ."

આટલું કહી જહાંગીર બેહોશ થઇ પડી ગયો. મીરઝાં મહમુદે આ જોઇ બુમ પાડી: "અરે કોઈ દોડો દોડો, પાણી લાવો; મારી બેટીને અલ્લાહ! શું થયું!"

દરબાન દોડયો પણ તેને પાણી આણુતા કંઇક વાર લાગી ગઇ, જેથી, તે કસુર માટે જેવો તે પાણી લાવ્યો કે મીરઝાં મહમુદે તેને જુતી જુતીથી ખુબ માર માર્યો. દરબાન આથી બુમો પાડવા લાગ્યો. આ બુમથી અંદરથી મીરઝાં ગયાસ અને નોકરો બાહેર નીકળી આવ્યા. મીરઝાં મહમુદે જોયું કે બાજી બગડી છે અને અગર જાહેર થઇ પડીશું તો બેઆબરૂ થશું. તેથી તે આગળ વધી મીરઝાં ગયાસ આગળ ગયો અને તેને દુર લઇ જઇ તેના કાનમાં બોલ્યો: "આ બેહોશ છોકરી, ખરેખર શાહજાદો જહાંગીર છે, માટે ખબરદારી રાખજો

કે એની ઇજ્જતને ધક્કો ન લાગે. તમારી દીકરીના અહીંથી જવાના સમાચાર સાંભળી એના આ હાલ થયા છે.” મીરઝાં ગયાસની આંખોમાં લોહી ભરાઇ આવ્યું અને મીરઝાં મહમુદને હલકો કરવા માટે તેને ઘણીએ ઇચ્છા થઈ, પણ શાહજાદા અને પાદશાહના ખોફથી તે તેમ કરતાં અટકયો. તેણે તરત એક પાલખી મંગાવી તેમાં જહાંગીરને સુવાડી મીરઝાં મહમુદને હવાલે કરી દીધો. મીરઝાં મહમુદ શાહજાદાને લઇ ઘર આવ્યો અને તેને હોશમાં લાવવાના ઇલાજો કરવા લાગ્યો.



# પ્રકરણ ૬ ઠું.



## ખુશ ગુફતેગો–ભવીષની આગાહી.



અલી કુલીખાન: “મને શું ખબર કે ઇરાનથી હીંદુસ્તાન આવતાં તે ચીજ હાથ આવશે કે જેની આગળ કોહેનુર પણ પાણી ભરે?”

મહેરૂન્નીસા: “(હસીને) હું આપની આ વાતો નથી સમજી શકતી; જરા ખુલાશેથી કહેશો.”

અલી કુલીખાન: “વલ્લાહ ખુદાએ તમને પોતાના હાથથી બનાવ્યા છે.”

મહેરૂન્નીસા: “અને ખુદાએ વાતો કરી કોઇને છાપરે ચઢાવવાનું પણ આપથી વધુ કોઇને શીખવ્યું નથી!”

અલી કુલીખાન: “વલ્લાહ હું જે કંઇ પણ કહું છું તે ખોટું કહેતો નથી, યા અમથી વાતો કરતો નથી–

જી ચાહતા હય કદરતે સાને પે હું નીસાર,
તુજકો બીઠા કે સામને યાદે ખુદા કરૂં!”

**અર્થ:** મન તો એવું ચાહે છે કે કુદરતની બનાવટ ઉપર નીસાર થાઉં અને તે એવી રીતે કે તને સામે બેસાડી ખુદાને યાદ કરૂં.

મહેરૂન્નીસા: “તઓબા! તઓબા! મને શું કામ એવું કહી ગુનેહગાર બનાવો છો? હું તો આપની અદના લઉંડી છું.”

અલી કુલીખાન: “અરે તું તો સુંદરતા અને નેક ચાલમાં જે કહું તેથી પણ વધુ છે.”

મહેરૂન્નીસા: “હુઝુર! એ કોને ચહડાવો છો?”

અલી કુલીખાન: “અગર ખોટી મજાક કરતો હોઉં તો કસમ છે મને. આ વેળાએ હું મારા સાચાં દીલથી મારી મહોબત જાહેર કરૂં છું; પણ હા; તને એક વાત પુછું. અગર સાચું કહે તો?”

મહેરૂન્નાસા: “ફરમાવો, તે કઇ વાત છે?”

અલી કુલીખાન: “પહેલાં મારા સોગંન ખાઓ કે સાચે સાચું કહેશો.”

મહેરૂન્નીસા: “તમારા સોગંદ હું મરી જતાંએ ન ખાઉં.”

અલી કુલીખાન: “ત્યારે કહો, ઇમાનથી સાચું બોલશો?”

મહેરૂન્નીસા: “હું ઇમાનથી કહું છું કે સાચું કહીશ.”

અલી કુલીખાન: “આ શાહજાદાવાળી વાત શું ઉડી રહી છે?”

મહેરૂન્નીસા: “મને ખુદા પાકની કસમ છે કે ફકત એ દુશ્મનોના કારેસ્તાનો છે.”

અલી કુલીખાન: “તો અસલ વાત શું છે?”

મહેરૂન્નીસા: “અસલ બાબત આ છે કે શાહજાદા મને મીના બાઝારમાં મળ્યા હતા. ત્યાં તેમને તો કંઇ ઓર ખ્યાલ આવી ગયા, પણ મેં તો ત્યાં તેમને સાફ સાફ કહી દીધું કે આ તલોમાં તેલ નથી.”

અલી કુલીખાન: “બસ આટલી વાત થઇ?”

મહેરૂન્નીસા: “હા, એટલીજ. તેઓ તો પોતાનો ઇશ્ક જાહેર કરવા લાગ્યા, પણ મેં તો કહી દીધું કે, “જાઓ આ જાલ બીજે ઠેકાણે બીછાઓ; અહીં તમારૂં કશુંએ ચાલવાનું નથી.”

અલી કુલીખાન: “હા, એણે પોતાનો પ્રેમ જાહેર કર્યો તે તો મને ખબર છે.”

મહેરૂન્નીસા: “કેમ તમને આજે શું સુજ્યું છે?”

અલી કુલીખાન: “ના, હું જુઠું નથી કહેતો—

સર કોનસા હય જીસ્મે કે સઓદા નહીં તેરા?
હોતી હય તેરે નકશે કદમકી જીયારત.”

**અર્થ:** એવું કયું મન છે કે જેમાં તારી ચાહનું દીવાનપણું ન હોય? તારા તો કદમના છાપની જીયારતો થાય છે.

મહેરૂન્નીસા: "શું તમે એવું ઇચ્છો છો કે હું ઉઠી જાઉં? મારૂં અહીં બેસવું તમને પસંદ નથી કે આવી નકામી વાતો કરો છો?"

અલી કુલીખાન: "બસ આટલી જેવી વાતમાંથી આમ પહાડ બનાવી કહાડયો?"

મહેરૂન્નીસા: "આ તે કંઇ નાની વાત છે?"

અલી કુલીખાન: "હું તો કહું છું કે સારૂં થયું કે એવી વાત ઉડી; મારા માટે તો આ અફવા ઉડવાથી ફાયદોજ થયો છે અને તે મને મુબારકજ નીવડી છે. અગર બધું શાંત હોત તો કયાં પાદશાહ સલામતને ખબર પડત અને કયાં મારી તારા જેવી બેહેશ્તની હુર કરતાંએ ચઢતી સાથે શાદી થાત!"

મહેરૂન્નીસા: "ઇરાનમાં આપ કયા ઓધા ઉપર હતા?"

અલી કુલીખાન: "હું ઇરાનના શાહના મોદીખાનાનો વડો હતો. પાદશાહના ગુજરવા બાદ હું હીંદુસ્તાન આવવા નીકળ્યો; એમ કરતાં શાહ અકબર સુધી હું પહોંચ્યો. ઠીક હવે આ બાબ્બતને રહેવા દેઓ ને કોઇ જીવ ખુશ થાય તેવી વાત સંભળાવો."

મહેરૂન્નીસા: "આપ સંભળાવો; ભલા અમે કમઅકલ સ્ત્રીઓ તે શું સંભળાવીએ?"

અલી કુલીખાન: "બંદો તો સેપાહ આદમી છે. મને તો તલવાર ફેરવવા સેવાય બીજું કંઇ નથી આવડતું; અલબત રમલ અને નજુમ કંઇક જાણું છું."

મહેરૂન્નીસા: "શું ખરેખર તમને રમલનો હુન્નર આવડે છે?"

અલી કુલીખાન: "બેશક, જોઇયે તો અજમાવો."

મહેરૂન્નીસા: "ભલા મારા માટે જુઓ તો."

અલી કુલીખાન: ("રમલના પાસા ફેંકી) તમારાં માથાંપર શાહી તાજ કુરબાન થતું નજરે પડે છે."

મહેરૂન્નીસા: "ખુદા તમને સલામત રાખે; તમારા લીધેજ હુ રાજ કરી રહી છુ."

આ રમલનું પરીણામ અને જહાંગીરની ખટપટોથી મહેરૂન્નીસાના દીલમાં ખટકો પેવસ્ત થઇ ગયો; પણ તેણી વાત ફેરવી બોલી: "આપે કાંઇ ટુચકો કહેવા મને ફરમાવ્યું હતું. અગર હુકમ હોય તો કહું."

અલી કુલીખાન: "અગર તકલીફ ન હોય તો."

મહેરૂન્નીસા: "એક ફકીર કોઇ અમીરના મકાન ઉપર ગયો અને બોલ્યો: 'હઝરત જયારે આપ અને હું બંને બાવા આદમ અને હવાની ઓલાદના છીયે તો તમારા ને મારા માબાપ એક થયા, અને આપણે બંને ભાઇ લેખાઇએ. ખુદાએ તમને આટલી બધી દોલત ઇનાયત કીધી છે, ત્યારે આ વાજબી ન કહેવાશે કે તમે આરામ કરો અને તમારો ભાઇ ટુકડા માટે મોહતાજ રહે, માટે મહેરબાની કરી મારો ભાઇપણાંનો હીસ્સો આપી દેઓ. અમીરે જવાબ દીધો: 'બહુજ ઠીક. હાજર છે. એમ કહી તેણે નોકરને કહ્યું કે: 'મારા ભાઇને એક પઇસો આપી દેઓ.' તે ફકીરે આ ઉપરથી વાંધો લઇ કહ્યું કે: 'ભાઇનો હીસ્સો તો પુંજીમાં બરાબર પ્રમાણુ મુજબ લાગુ થાય છે, તો આપ એક પૈસો કયા હીસાબે આપો છો?' અમીરે કહ્યું: 'ચુપ રહે. તમામ જહાન બાવા આદમની ઓલાદ છે, માટે અગર બીજા ભાઇઓને ખબર પડી જશે તો આ આટલું પણ મળતું રહી જશે અને તે પણ લેવા માટે હાજર થશે.'"

અલી કુલીખાન: "ઠીક, એક બીજો સંભળાવો."

મહેરૂન્નીસા: "હવે હું થાકી ગઇ છું; મને ઉંઘ આવે છે."

અલી કુલીખાન: "ઠીક એક બીજો ટુચકો સંભળાવો પછી ભલે સુઇ જજો."

મહેરૂન્નીસા: "અમીર તઇમુરલંગ જ્યારે હીંદુસ્તાનમાં આવ્યો ત્યારે તેણે તમામ ગાનારા વગાડનારાઓને એકઠા કર્યા. અને તેમની પરીક્ષા લીધી. તેઓમાં એક શખ્સ બંને આંખે અપંગ હતો. તેણે એવું સરસ ગાયન ગાયું કે તઇમુર બહુજ ખુશી થઈ ગયો અને તેણે તેને પુછ્યું કે: 'તારૂં નામ શું છે?' તે અપંગે કહ્યું: 'ગુલામનું નામ દોલત છે.' તઇમુરે હસી કહ્યું: 'શું દોલત આંધળી પણ હોય?' તે અપંગે જવાબ દીધો: 'હુઝુર બેઅદબી માફ, અગર આંધળી ન હોત તો લંગડાને ઘર ન આવત.' અમીર તઈમુર ખુદ લંગડો હતો, જે તે અપંગ જાણતો હતો."

અલી કુલીખાન: "વાહ, બહુ સરસ!"

મહેરૂન્નીસા: "હવે મને ઉંઘ આવે છે."

અલી કુલીખાન: "ઠીક જાઓ, સુઇ જાઓ."

## પ્રકરણ ૭ મું.

♣

### ફહીમન.

♣

ઇસ કશમકશમેં દહેરસે કયા કામ થા હમેં,
અય ઉલફતે સનમ! તેરા ખાના ખરાબ હો.

**અર્થ**: આવી એંચાખેંચીમાં મને આ દુન્યાથી યા બુતખાનાથી શું કામ હતું; પણ પ્યારની મહોબત તારૂં સત્યાનાશ વળો.

**મીરઝાં મહમુદ**: "શુક્ર છે કે આપે પણ આંખ ઉઘાડી. આપની તો હાલતજ જોઈ અમારા હાંજા ગગડી ગયા હતા. આપ જેવો ઇશ્ક તો દુશ્મનોને પણ નસીબ ન થાય."

**જહાંગીર**: "એ વાત ન પુછો કે આ વેળાએ મારા શું હાલ છે,—

સંભાલા હોશ તો મરને લગે હસીનો પર,
હમે તો મઓતહી આઇ શબાબ કે બદલે.

**અર્થ**: કંઇ અક્કલ આવી તો તેનું પરીણામ એ ઉપન્યું કે ખુબસુરતી ઉપર મરવા લાગ્યા; ત્યારે તો એમજ થયું કે જવાનીને બદલે અમને મોતજ આવ્યું.

**મીરઝાં મહમુદ**:—"કંઇ શરમો આબરૂની પણ દરકાર છે યા નહીં?"

**જહાંગીર**:

"કહાં સબ્રો તહમ્મુલ આહ! નંગો નામ કયા શય હય?
યહાં રો પીટ કર ઉન સબકો હમ એકબાર બયઠે હંય."

**અર્થ**: કયાં છે સબર અને ધીરજ! ઇઝત આબરૂ શું છે તે પણ નથી જાણતા; અહીં તો આ સઘળા ઉપર રડી કરી એકજ વેળા તજી બેઠા છીયે.

**મીરઝાં મહમુદ**: "બસ આવી રીતે પાદશાહી કરશો? તમે જાણો છો કે તમે કોણ છો?"

**જહાંગીર**: "હા, જાણું છું, ખુબ જાણું છું; મહેરૂન્નીસાનો આશક છું."

**મીરઝાં મહમુદ**: "હજુ ગયું શું છે? આપને અગર મહેરૂન્નીસા મેળવી ન આપું તો મારૂં નામ મીરઝાં મહમુદ નહીં!"

**જહાંગીર**:

"વોહભી હોગા, કોઇ ઉમેદ બર આયે જીસ્કી,
અપના મતલબ તો ન ઇસ ચરખે કોહનસે નીકલે."

**મીરઝાં મહમુદ**: "તમને સમજાવતાં સમજાવતાં મારૂં માથુંએ ફરી ગયું, પણ તમારી સમજમાં કંઇ ઉતર્યું નહી."

**જહાંગીર**: "મને તો તદન નીરાશા જેવું જણાય છે."

**મીરઝાં મહમુદ**: "આ સઘળા અબુલફઝલનાં કામો છે. એજ શયતાનની શયતાની છે."

**જહાંગીર**: "હું સઘળું સમજું છું, કંઇ બચ્યું નથી. ઇનશાઅલ્લાહતઆલા! હું મારા દુશમનો પાસેથી આનો બદલો લઇશ. ઓ વેર આવ અને તારી ખુનખાર તલવાર મારા હાથમાં આપ; ઓ નસીબ! તું મારે પડખે રહી ફતેહ અપાવ; ઓ રહેમાન ખુદા તું મારી હીફાઝત કર! મને કસમ છે કે જ્યાં સુધી મારા દુશમનોને સ્વાદ ન ચખાડું ત્યાં સુધી મને અએશઆરામ હરામ છે."

**મીરઝાં મહમુદ**: "જરા સબર કરો,—ઓ આસમાનના સીતારાઓ! મને તમારી ઝમકાટની કસમ છે; ઓ અંધારી રાત મને તારા અંધારાપણાની કસમ છે કે હું મારા પ્યારા શાહજાદાની બાજુ મરતાં સુધી ન મુકીશ. પછી જોઇએ તો એની ખીદમતમાં મારો માલ, જાન અને ઇમાન જાય તો પણ હું મારા આ કામથી વળીશ નહીં."

એટલામાં એક ચોબદાર આવી લાગ્યો.

**ચોબદાર**: "હુઝુરની ઉમર, દોલત વધો; ફહીમન હાજર છે."

**જહાંગીર**: "ભલે, આવવા દેઓ."

**ફહીમન**: "હું હુઝુરપરથી સદકે જાઉં, હુઝુરની તો આંખોમાં ખાડા પડી ગયા છે. કદાચ હુઝુરના દુશમનોની તબીઅત કંઇ દુરસ્ત ન હશે. મેં તો દુરથી હુઝુરને ઓળખ્યાએ નહીં!"

**જહાંગીર**: "હાય! આ સઘળી ઇશ્ક ખાનાખરાબની ખરાબી છે—

કરતા ન ગર કલામ ન પહેછાનતા કોઇ!
શયદા તું ચન્દ રોજમેં કીતના બદલ ગયા?"

**અર્થ**: અગર હું બોલી બોલતે નહીં તો કોઇ મને ઓળખતે પણ નહીં! ઓ આશક! થોડાજ દહાડામાં તું કેટલો બદલાઇ ગયો છે.

**મીરઝાં મહમુદ**: (ફહીમનને) "તમને એક ખાસ મતલબ માટે તકલીફ આપી છે."

ફહીમનઃ "જે કાંઇ ફરમાવો તે સરો ચશમથી."

**મીરઝાં** મહમુદઃ "આપના શાહજાદા સાહેબ આશક બન્યા છે, અને વળી આ વારના આશક પણ એવા બન્યા છે કે હોશ પણ ઠેકાણે નથી."

ફહીમનઃ "ખરેખર આ તો કંઇ અજબ વાત છેઃ વળી હુઝુરના રીવાજથી ઉલટી છે!"

**મીરઝાં** મહમુદઃ "તમને એટલા માટે બોલાવ્યા છે કે કંઇ એવો પેચ ખેલો કે શીકાર હાથથી છટકે નહી. આસમાન તોડો, જમીન ફોડો પણ આ કામથી મ્હોં ફેરવતા ના."

ફહીમનઃ "બસ એજ ખીદમત બજાવવાની છે? એ તે કઇ મોટી વાત?"

જહાંગીરઃ "આ તો બહુ મોટી વાત છે."

**મીરઝાં** મહમુદઃ "આ મોટી વાત એ કારણે છે કે શીકાર જાલમાંથી નીકળી ગયો છે—

ઉડ ગઇ સોનેકી ચીડીયા, રહ ગયા પર હાથ મેં!"

ફહીમનઃ "અગર સાતમા આસમાન પર પણ હોય તો ત્યાંથી પણ લઇ આવું."

**મીરઝાં** મહમુદઃ "તમારાથી તો અમને એવીજ આશા છે. હવે સાંભળો અસલ બાબત એ છે કે અમારા શાહજાદા સાહેબે મીના બાઝારમાં મીરઝાં ગયાસ દીવાનની નસીબવાન બેટીને જોઇ. બસ આંખોનું એક થવુંજ હતું. તે રોજથી આ હાલ છે."

ફહીમનઃ "ખરેખર, તે છોકરીમાં અજબ ખુબસુરતી છે!"

જહાંગીરઃ "સાચું કહૂં છું કે હુર છે હુર. તેણીનો ચહેરો જોતાં એજ જણાય છે કે ચંદ્રમા જમીનપર ઉતરી આવ્યો છે."

**મીરઝાં** મહમુદઃ "(ફહીમનને) ખયેર, હવે આ કામનુ સાંભળો, કે શાહજાદાની જીભે નીશાની હાલતમાં કંઇ શબ્દો નીકળી ગયા જે બાદશાહના કાને પડયા. જહાંપનાહે ન અહીં જોયું ન તહીં. બસ તરતજ તે છોકરીની શાદી અલી કુલીખાન સાથે કરી દીધી, અને તે પછી તેને ઢાંકાનો સુબેદાર કરી દુર મોકલી દીધો. બસ ત્યારથી શાહજાદો મજનુ બની રહ્યો છે."

જહાંગીરઃ "અગર કોઇ તજવીઝથી અલી કુલીખાન તેણીને તલાક આપી દે અને અને તે ગુલબદન મળી જાય તો તમામ ઉમર સુધી તમારો આભારી રહીશ."

ફહીમનઃ "અરે જુઓ તો ખરા, અલી કુલીખાનને કેવો નાચ નચાવું છું. હું આ પળેજ ઢાકા તરફ રવાને થાઉં છું, અને અગર ખુદાએ ચાહ્યું તો આપને તે પળે મહોડું દેખાડીશ કે જ્યારે સાથે તેણીને આપની પાસે રજુ કરવા શકતીવાન થઇશ."

જહાંગીરઃ "હું એક રૂક્કો લખી આપું છું, અગર મોકો મળે તો હાથો હાથ પહોંચાડજો."

ફહીમનઃ "હા, જરૂર."

જહાંગીરે કલમ શાઇ લઇ એક સુંદર ગુલાબી રંગના કાગળપર કેસરી શાઇથી આમ લખ્યુંઃ

"દરદે દીલસે લોટતા હું કીસકો મેરા દર્દ હયે!
હું મંય હરફે દર્દ જીસ પહલુસે ઉલટો દર્દ હય!"

**અર્થ**: દીલના દર્દથી તરફડીયાં માર્યાં કરૂં છું; પણ કોણ મારો ગમ ખાય છે? મારી મીસાલ પણ "દરદ" શબ્દ જેવી છે કે જેને જેમ જોશો—સીધી યા ઉલટી રીતે—તો તે દરદજ રહેવાનુ.

"અય જાનાં! અય મારા રૂહ! કંઇ આ જુદાઇમાં તપતાની ખબર છે? સીતમની કંઇ હદ પણ હોવી જોઇએ! કાં ગુસ્સો કરવાપર કમર બાંધી છે, કંઇ ખુદાનો ખઓફ પણ છે યા નહીં? હું સાચું કહું છું કે અગર તમે ન મલશો તો હું જીવથી ગુજરી જઇશ. મારૂ ગળું કાપી નાખીશ અને મરીશ. પણ અફસોસ છે કે તમારા સોકમાં મોત પણ નથી આવતું. વારંવાર આ શએર પઢયા કરૂં છુંઃ—

યેહ ઉસ્સે કહેદે કોઇ ખુદારા
કે તેરા આશક અઝાબમેં હય;
તુમ્હે તો ગફલત પે નાઝ ઇતના
અઝલ ભી શાયદ કે ખ્વાબમેં હય.

"હાય અફસોસ! મારાથી ગફલતી થઇ અને દુશ્મનોને મુબારકી મળી! હાય સીતમ! પરીને જાણે દેવ ઉપાડી ગયો! આ જાણી કંઇ તો મારા આ હાલપર રહેમ કર; અલી કુલીખાન મારા હરીફથી તલાક મેળવ અને મારી મલેકા (રાણી) બન. મારી પણ જીંદગી તારા વગર ખરાબ કરતાં પણ નબેતર છે.—વધુ કયાં સુધી લખું. આ શએરો સાથે આ ફરીયાદનામું ખતમ કરૂં છું.

પર નહી ઉડકર તુમ્હારે પાસ લે આ જાઇએ
જીહી જીમેં કબ તલક ખુને જીગરકો ખાઇએ

ચશમ તર અઓર દાગ સીના કો કીસે દીખલાઇએ.
દીલ સમજતા હય નહીં કયોં કર ઇસે સમજાઇએ;
છુટ જાઉં ગમ કે હાથોંસે જો નીકલે દમ કહીં;
હએક અયસી ઝીંદગી કે તુમ કહીં અઓર હમ કહીં
લા૦ દીલગીર જહાંગીર."

મીરઝાં મહમુદ: "બસ પુરતું છે."
ફહીમન: "આનો જવાબ કહાં પહોંચાડું?"
મીરઝાં મહમુદ: "અહીં આજ જગે."
જહાંગીર: "ના, અહીં નહી. એનો જવાબ હું જણાવીશ ત્યાં મોકલજો."
મીરઝાં મહમુદ: "શું કામ?"
જહાંગીર: "તમને જણાશે."
ફહીમન: "સલામ", કહી રૂખસત થઇ.
જહાંગીર: "જરા શાઇ, કલમ, લાવો."
મીરઝાં મહમુદ: "શું બીજીએ પત્ર લખશો?"
જહાંગીર: "હા."
મીરઝાં મહમુદ: "કોને?"
જહાંગીર: "જહાંપનાહની ખીદમતમાં."
મીરઝાં મહમુદ: "ઉતાવળ ન કરો."
જહાંગીર: "જે થવું હોય તે ભલે થાય—

દીલ અપના ઇશક કે દરીયામેં ડાલા;
ફીર કીસ્કા ડર રહા અલ્લાહોતઆલા!"

મીરઝાં મહમુદ: "કંઇ પીતાથી બગાડો ના કરતા."
જહાંગીર: "ચુપ રહો."
જહાંગીરે તરતજ એક ટુકડાપર આ શબ્દો લખ્યાઃ

"મારા વાલીદ, મારા બાદશાહ,—નમન!
"મારૂં દીલ દુનીયામાં ગભરાઇ રહ્યું છે. મને આ શહેર વળગી ખાય છે, અહીંની સુરતો મને ડરામણી જણાય છે. કારણ એ છે કે મારી તમામ ઉમેદો ભસ્મ થઈ ગઈ છે. બસ દીલમાં એવું થાય છે કે આ દુનીયામાં ન રહું, અને મહોડું કોઇને ન દેખાડું. તોપણ હાલમાં થોડા રોજ હું મારા ઓધા ઉપર તબીઅતને બહેલાવવા જાઉં છું; હુઝુરને અગર મારી જીંદગીની પરવા હોય તો મને મારા હાલપર મુકી દો અને મારી સાથે કોઇને ન મોકલો—

દરો દીવાર પે હસરતસે નઝર કરતે હંય,
રૂખસત અય અહલે વતન અબ તો સફર કરતે હંય.
જહાંગીર."

મીરઝાં મહમુદ: "મને પણ દેખાડો તો કે શું લખ્યું છે."

જહાંગીર: "લ્યો, આ જુઓ; કંઇ ખરાબ નથી લખ્યું."
મીરઝાં મહમુદ: (વાંચીને) "જબરા છો ભાઈ તમે તો!"
જહાંગીર: "ચોબદારને બોલાવો અને કહો કે આ પત્ર કાલે સહવારના અમે જ્યારે શીકારપર ચાલી જઇએ ત્યારે અબુલફઝલને આપી આવે કે, તે જહાંપનાહની પાસે પહોંચાડે; બીજું તબેલામાં જઇ હુકમ આપો કે અરબી નસ્લના ઘોડાઓ જેઓ એક ટપે સો કોસથી ઓછા ન ઉતરે તેમને બરાબર સામાન નાખી રાતના અગીઆર વાગે અમારા મકાન નીચે હાજર રાખે."
મીરઝાં મહમુદ: "આ હમણાજ ચાલ્યો."
જહાંગીર: "હમણા કેટલા વાગ્યા હશે?"
મીરઝાં મહમુદ: "કોઇ રાતનો એક પહોર વીતી ગયો છે."
થોડી વાર પછી મીરઝાં મહમુદ પાછો ફર્યો અને બોલ્યો: "ઘોડાઓ હાજર છે." જહાંગીરે ઉઠી કાળાં કપડાં પહેર્યાં, શરીરે હથીયાર સજ્યાં, પોતે એક ઘોડાપર સ્વાર થયો અને બીજાપર મીરઝાં મહમુદને સ્વાર કર્યો.



## પ્રકરણ ૮ મું.



### ફહીમનના કરતુક અને તેણીના હાલ.



શાલો ઝરબફ્ત મુબારક તુમ્હે દઉલતમંદો;
હમકો કમ્બલમેં દુશાલેકા મઝા મીલ્તા હયે.

[**અર્થ**: ઓ પઇસાવાળાઓ! ઝરીની વણેલી શાલો તમને મુબારક; અમને તો ધાબળીમાં શાલ જેવી મજાહ આવે છે.]

મહેરૂન્નીસા: "તમારૂં ક્યાંથી આવવું થયું?"
ફહીમન: "દેહલીથી."
મહેરૂન્નીસા: "શા કામ માટે?"
ફહીમન: "તમારા કદમોમાં આ જીંદગીના જે હવે થોડા બાકી દહાડા રહ્યા છે તે ગુજારવા માટે."
મહેરૂન્નીસા: "કાંઇ લખવું વાંચવું આવડે છે?"
ફહીમન: "થોડું ઘણું."

મહેરૂન્નીસાઃ "ભલા જુઓ તો આ શું લખ્યું છે?"

ફહીમનઃ "આ તો સારૂ લખેલું છે. એમાં કાંઇ મુશ્કેલ જેવું નથી."

મહેરૂન્નીસાઃ "ભલા આ ઈબારત વાંચી સંભળાવો તો?"

ફહીમનઃ (વાંચીને) "કેમ કેવું વાંચું છું?"

મહેરૂન્નીસાઃ "તમે તો બહુ સારૂં વાંચી શકો છો."

ફહીમનઃ "એ કાંઈ મુશ્કેલ નથી."

મહેરૂન્નીસાઃ "તમારા આ અંગ ઉપરના કપડાંના બખીયા કોણના હાથના છે?"

ફહીમનઃ "એ તો ખાસ મારા હાથના છે."

મહેરૂન્નીસાઃ "તમે તો સદગુણોની ગાંસડી જેવાં છો!"

ફહીમનઃ "ખાણું પકાવવાનું પણ કાંઈ જાણું છું. અગર મારા હાથનું પકાવેલું કાંઈ ખાઓ તો બહુ ઇનામ આપો."

મહેરૂન્નીસાઃ "વાહ નસીબ! જે તમારા જેવી સાહેલી અમને ખુદાએ ઘર બેઠાં મોકલી દીધી."

ફહીમનઃ "હું તો હુઝુરની દાસી છું."

મહેરૂન્નીસાઃ "હાલમાં તો હું તમને કેતાબખાનું સોંપું છું; આગળ જતાં શું સોંપવું તે જોઇશું."

ફહીમને નમીને સલામ કીધી અને અસંખ્ય દોઆઓ આપવા લાગી. તેણીએ થોડા દહાડામાંજ મહેરૂન્નીસા બેગમને પોતા ઉપર મહેરબાન બનાવી દીધી. બહાર ડોળ ઘાલવા ફહીમન લાંબી લાંબી નમાઝો અદા કરતી હતી. મહેરૂન્નીસા એની ઉપર દહાડા જતાં એટલી તો ખુશી થઇ કે હમેશાં તેણીને પોતાની સાથે ને સાથે રાખતી. અલીકુલીખાનને ફહીમનના સંબંધમાં કાંઇ અજબ અણગમો હતો. તે વારંવાર મહેરૂન્નીસાને કહેતો હતો કે, "મને આ ફહીમનના લક્ષણો ઠીક લાગતાં નથી." પણ મહેરૂન્નીસા તે નહી માનતી અને કહેતી કેઃ "તેણી મોટી પરેઝગાર અને નમાઝી સ્ત્રી છે; આવી ધર્મી સ્ત્રી આપણને હાથ કયાં લાગે!" આ સાંભળી અલીકુલીખાન મુછમાંજ હસતો. એક રોજ મહેરૂન્નીસા અને ફહીમનની વચ્ચે આ વાતચીત થઇઃ

મહેરૂન્નીસાઃ "જાઓ બીબી ફહીમન, કોઇ કીતાબ તો લઇ આવો."

ફહીમનઃ "(લઈ આવીને) લો જી; આ હાજર છે."

મહેરૂન્નીસાઃ "(કીતાબ ખોલી) સુબ્હાન અલ્લાહ! શું લાયક શબ્દો છે,—

અબ જો દેખા તો યહ દેખા કે ક્યામત હય ઇશ્ક,
કહર હય, જુલ્મ હય, બેદાદ હય, આફત હય ઇશ્ક."

ફહીમનઃ "ખરેખર; આ ઇશ્ક પણ બુરી બલા છે,—

"દર બદર ખાક બસર ચાક ગરેબાં કરકે,
જાન લે લેતા હય વહે બે સરો સામાં કરકે."

[અર્થઃ ઠામ ઠામ, ધુળે મેળવતાં અને ફાટેલાં કપડાં કરીને (ઇશ્ક) જીવ લઇ લે છે, અને તે પણ એવી રીતે કે તદન નાદાર મુફલેશ કરીને.]

ફહીમનઃ "સુબ્હાન અલ્લાહ! બેગમ આ વખતે આ ચુડો આપના હાથને ખુબ જેબ દઇ રહ્યો છે; વલ્લાહ! આપ તો કોઇ તાજદારના લાયક હતાં."

મહેરૂન્નીસાઃ "(હસીને) હું બાદશાહોની દાસી થવાને પણ લાયકની નથી.

ફહીમનઃ "બેગમ સાહેબ, બેઅદબી માફ! આપે તો આપની ખુશીથી સલતનતને દુર કીધી છે."

મહેરૂન્નીસાઃ "અરે, એમ કેમ બોલે છે?"

ફહીમનઃ "હઝરત અબ્બાસના કસમ છે! અગર આપ હમણા પણ ચાહો તો મલીકા (શેહેનશાહબાનુ) બની શકો છો."

મહેરૂન્નીસાઃ "ઠીક, તમારી ઝબાંન મુબારક થાય તો અલ્લાહ એમ પણ કરે!"

ફહીમનઃ "(મોકો જોઇને જહાંગીરનો કાગળ હાથમાં આપીને) જુઓ તો બેગમ આમાં શું લખ્યું છે? મેં આ કાગળના ટુકડાને કેતાબખાનામાં પડેલો ઉપાડયો છે, અને કદાચ કંઇ ખાનગી હોય કરી ઉખેડી વાંચ્યો નથી."

મહેરૂન્નીસાનો રંગ કાગળ વાંચી બદલાઇ ગયો, અને કાગળ હાથમાંથી પડી ગયો.

ફહીમનઃ "આપ કેવા વીચારમાં પડી ગયા છો?"

મહેરૂન્નીસાઃ "જો, ફહીમન; તને આમ દગો કરવો વાજેબ ન હતો. મારો ખાવીંદ મોટો ખુની છે. અગર તેના કાનમાં સહેજ સણસારો પણ ગયો તો તારા હકમાં બહુ બુરૂં થશે."

ફહીમનઃ "અરે, મુકોને એ સીપાહીને! જો અગર એ સુબેદાર છે, પણ ગુલામે શેહેરીયાર (બાદશાહ) છે; તમને હીંદની રાણી બનાવવી મારા માથે છે."

મહેરૂન્નીસા : "ખબરદાર, અગર ફરી એવું કંઇ ઝબાનથી કહાડ્યું છે તો. મને મારો સેપાહીજ સલામત રહે તો બસ છે. જે કંઇ મારી કીસમતમાં લખ્યું હતું તે બન્યું, હવે કંઇ થઇ શકતું નથી."

ફહીમનઃ "શું તમે કામળી (ધાબળી) ને શાલ દુશાલો બનાવો છો?"

મહેરૂન્નીસાઃ "બેશક,"—

"શાલો ઝરબફત મુબારક તુમ્હે દોલતમંદો
હમકો કમ્બલમેં દુશાલેકા મઝા મીલતા હયે."

ફહીમનઃ "અરે પછી પસ્તાશો; વળી ફરી એવો વખત આવનાર નથી."

મહેરૂન્નીસાઃ "ઓ સ્ત્રી! શું તારૂં મગજ ખસી ગયું છે? મારો ખાવીન્દ હાલના જમાનાનો રૂસ્તમ અને અફરાસીયાબ છે, અને શીકલ અને સુરતમાં ચંદ્રમા અને સુર્ય જેવો છે. દોલત અને હશમત મને મારી જરૂરીઆત કરતાં પણ વધુ મળે છે; મને બાદશાહી નથી જોઇતી."

ફહીમનઃ "ખયેર, અગર તમને બાદશાહી ન જોઇયે, તો જહાંગીર ઉપર કાંઈ રહેમ કરો, નહી તો તે દીવાનો થઈ જશે."

મહેરૂન્નીસાઃ "મને તારી આ ઝબાનદરાજી જરા પણ પસંદ નથી. શું તું નથી જાણુતી કે હું પરણેલી સ્ત્રી છું? અને મારી પાસે કોઇ પારકા પુરૂષનો ખ્યાલ કરવો એ જહન્નમમાં ઘર બનાવવા બરાબર છે!"

ફહીમનઃ "તો, શું જહાંગીરને તમારી તરફ તદ્દન નીરાશ થઇ જરાએ ઉમ્મેદ ન રાખવી જોઇયે?"

મહેરૂન્નીસાઃ "લેશભાર પણ નહીં!"

ફહીમનઃ "શું સાચું કહો છો કે કોઇ પણ રીતે અલીકુલીખાનને ન મુકશો!"

મહેરૂન્નીસાઃ "શું ઘાસ ખાઇ રહી છે? મારો વાળેવાળ મારા ખાવીન્દ પર ફીદા છે."

ફહીમનઃ "(મનમાં) હું તને છોડાવીશ અને દૂર છોડાવીશ."

મહેરૂન્નીસાઃ "ખરેખર હું તને ચાલાક સ્ત્રી સમજતી હતી. પણ હવે ઠીક તો એ છે કે કાલ સુધીમાં તું અહીંથી રૂખસત થઇ જા."

આમ કહી જહાંગીરનો તે પત્ર મહેરૂન્નીસાએ ધગધગતી સગડીમાં નાખી દીધો, અને બે ત્રણ પળમાં તે પત્ર બળી રાખ થઈ ગયો.

મહેરૂન્નીસાઃ "ફહીમન! જો કે આ કાગજના શું હાલ થયા?"

ફહીમનઃ "બધી રાખ બની ગઇ."

મહેરૂન્નીસાઃ "હું એજ રાખ સલતનત ઉપર નાખું છું. મને મારો અલીકુલીખાન સલામત રહે તો બસ છે."

એટલામાં અચાનક અલીકુલીખાન પણ ત્યાં આવી પુગ્યો.

અલીકુલીખાન : "કેમ, ખયેરીયત તો છે ને?"

મહેરૂન્નીસાઃ "અલ્લાહ ખયેર રાખે!"

અલીકુલીખાનઃ "તમે આ વેળાએ ગુસ્સાભર્યા બેઠા છો?"

મહેરૂન્નીસાઃ "(હસીને) ના રે!"

અલીકુલીખાન : "આજે જલ્દી ખાણું લેવાનો જીવ થાય છે; ફહીમનને કહો કે જલ્દી પકાવે."

ફહીમનઃ "હુઝુર હું સરોચશ્મથી પકાવીશ. એક કલાકમાં ખાણું તૈયાર જોજો."

આટલું કહી અલીકુલીખાન તો ત્યાંથી ચાલી ગયો. ફહીમન ખાણું પકાવવામાં મશગુલ થઈ, અને અરધોએક કલાક થયો હશે કે મહેરૂન્નીસાની દાસી ગુલાબ જેણી ફહીમનની હમણા સુધીની ચહડતી જોઇ તેના લોહીની પ્યાસી થઇ હતી તે આવી અને બોલીઃ "હુઝુર, મને આ ફહીમનના લક્ષણ સારાં નજર નથી આવતાં."

મહેરૂન્નીસાઃ "તું શા ઉપરથી કહે છે?"

ગુલાબઃ "હમણા ખાણું પકાવતાં પકાવતાં તેણીએ પોતા પાસેથી એક ન્હાની શીશી કહાડી અને તેમાંથી થોડાં ટીપાં કોઇ દવાનાં ચાવલમાં નાખ્યાં અને મહોંથી કંઇ બડબડાટ કર્યા કરતી હતી. મેં ફકત આટલુંજ સાંભળ્યું! "તું તેને ન મુકશે, પણ હું તને મુકાવીશ."

મહેરૂન્નીસાઃ "બેશક; કાંઇ છે ખરૂં."

જ્યારે દસ્તરખાનપર મહેરૂન્નીસા અને અલીકુલીખાન ખાવા બેઠા ત્યારે ફહીમન વાસણોમાં ખાવાનું નાખીને લાવી અને અલીકુલીખાન પાસે તે મુકયું.

મહેરૂન્નીસા આ જોઇ બોલીઃ "ફહીમન, અમારી ખુશી એવી છે કે પહેલાં તમે ખાઓ."

ફ્હીમનઃ "મેં તો આજે રોજો રાખ્યો છે."

મેહેરૂન્નનીસાઃ "આજે તે વળી રોજો કેવો?"

ફ્હીમનઃ "મારા રમઝાનના કાંઇક રોજા ઓછા હતા તે પુરા કરૂં છું."

મહેરૂન્નનીસાઃ "(અલીકુલીખાનને) આપ આ ખાશો નહી, મને આ પર શક છે."

એટલું કહી મહેરૂન્નનીસાએ તે વાસણ એક બીલાડીની સામે મુક્યું. તરતજ બીલાડીએ તે ખાવું શરૂ કર્યું. પાંચ પળો થઇ ન હશે કે તે તરફ્ડયાં મારી મરી ગઇ. આ બનાવ જોઇ અલીકુલીખાનનું મહોં ગુસ્સાથી લાલ થઇ આવ્યું. ફ્હીમન તે જોઇ ડરના મારે પડી ગઇ. અલીકુલીખાન તલવાર ઉપાડી તેને મારવા જતો હતો પણ મહેરૂન્નનીસાએ તેના ગુસ્સાને ઠંડો કર્યો અને કહ્યુંઃ

"એને જાનથી ન મારો, બાકી બીજી જે કંઇ પણ સજા કરવી હોય તે કરો. એમાં એનો વાંક નથી. એ કોઇ દુશમનની શીખવેલી છે."

અલીકુલીખાને ઘણુંએ તેણીને પુછયું પણ ફ્હીમને જરાએ પત્તો આપ્યો નહી. આખરે અલીકુલીખાને તેણીનાં નાક અને કાન કપાવી નાખી તમામ શેહેરમાં ફેરવી ગામ બહાર કહાડી મુકવાનો હુકમ કર્યો.



## પ્રકરણ ૯ મું.



### નરસીંઘ દેવ.



એક જા રહેતે નહીં આશીકે બદનામ કહીં;
દીન કહીં, રાત કહીં, સુબહ કહીં, શામ કહીં.

મધ્ય રાત્રીનો વખત હતો. તમામ આલમ ભર ઉંઘમાં સુતેલી હતી, એવી વેળાએ બુદેલખંડનો રાજા નરસીંઘ દેવ પણ ભર ઉંઘમાં પડયો હતો. એકાએક કાળા કપડામાં વીટળાયેલો એક શખ્સ તેના બીછાના પાસે આવ્યો અને તેને જગાડવા લાગ્યો.

નરસીંઘ દેવઃ "આ કોણ છે?"

કાળાં કપડાવાળોઃ 'જોઇ લ્યો કોણ છે."

નરસીંઘ દેવઃ "ઓહ, શું આવી પહોંતા?"

કાળા કપડાંવાળોઃ "યાર, તમારી વીંટી તો જાદુ જેવી છે. જેવી રીતે અલીબાબાની વાતમાં "સમસમ" ના નામથી તરત ગુફાનો દરવાજો ઉઘડી જતો એવીજ રીતે તમારી આ વીંટીના પ્રતાપથી હું તમારા આ સુવાના ઓરડા સુધી આમ આવી પુગો છું. મને તેમ કરતા કોઇએ આ વીટીને લીધે રોકયો નથી."

નરસીંઘ દેવઃ "હવે વખત ન ગુમાવો, મને તે બાબત જાણવી છે, જેને માટે આમ મળવાનો આપે આ વખત ઠેરવ્યો છે, અને જેના માટે આટલી તકલીફ ખેંચી આપ અહીયાં સુધી આવ્યા છો."

કાળા કપડાંવાળોઃ "પહેલાં એ જણાવશો કે તમે મને તમારો સાચો દોસ્ત સમજો છો?"

નરસીંઘ દેવઃ "શાહજાદા જહાંગીર! તમને શરમાવું જોઇએ, જે આવા સવાલ કરો છો. શું તમને હજુએ મારી દોસ્તીની પરીક્ષા કરવી બાકી છે?"

જહાંગીરઃ "(કે જે કાળા કપડામાં સજ થઇ આમ આવ્યો હતો) જુઓ ભાઇ, તમારા લાયકનું એક કામ છે, અને તમારી પણ ફરજ છે કે સાચા દોસ્તની માફક તેને પાર ઉતારો."

નરસીંઘ દેવઃ "પરમેશ્વર ન કરે કે તમને પરેશાન થવું પડે."

જહાંગીરઃ "હવે વખત નીકળી જાય છે અને મને ફરી સો કોસ અહીંથી જવું છે. માટે મારૂં કહેવું સાંભળી લ્યો. મશ્કરી કરવાનો ઘણોએ વખત આવશે."

નરસીંઘ દેવઃ "ફરમાવો, હું સાંભળવા માટે તૈયાર છું."

જહાંગીરઃ "અબુલફ્ઝલને તમો ઓળખો છો?"

નરસીંઘ દેવઃ "તેને કોણ નથી ઓળખતું! હીંદનો વડો વજીર તે છે."

જહાંગીરઃ "ના ના, તે તો મારા જાનનો દુશમન છે."

નરસીંઘ દેવઃ "ત્યારે હવે એની બાબતમાં શું કહો છો?"

જહાંગીરઃ "તે આજ કાલ ગ્વાલીયરની તરફ જાય છે. એવી કંઇ તજવીઝ કરો કે જ્યારે એ તમારા ઇલાકા પાસેથી નીકળે ત્યારે તેને પુરો કરી નાખવામાં આવે."

નરસીંઘ દેવઃ "તેને કોની સાથે દુશ્મની છે?"

જહાંગીરઃ "તમે મારી મતલબ ન સમજ્યા."

નરસીંઘ દેવઃ "પાછું સમજાવો."

જહાંગીરઃ "અજબ જેવા છો. અરે એને કતલ કરી નાખો એમ કહું છું."

નરસીંધ દેવ: "જહાંગીર સારી રીતે વીચાર કરીને આ કામ કરો; તે તમારા પીતાની જમણી બાજુ છે. એવું ન થાય કે કંઇ સામથો બદલાઇ જાય!"

જહાંગીર: "અલ્લાહ અલ્લાહ કરો; હું તે શખસના ખુનનો પ્યાસો છું; અગર તમે તેમ કરવાની ના પાડતા હોવ તો તમારી અમારી મીત્રાચારી આજથી છુટી."

નરસીંધ દેવ: "હું મતલબી દોસ્ત નથી. અબુલફઝલ તો શું પણ અગર તમે કહો તો તમારે ખાતર મારા કોઇ સ્નેહીને પણ મારી નાખું."

જહાંગીર: "શાબાશ! આવતી કાલે દશ વાગે તે તમારા ઇલાકામાંથી પસાર થશે. થોડા સ્વારોને છુપાવી રાખશો. જેવો મોકો મળે કે તરત કાપી નાખજો."

નરસીંધ દેવ: "ઠીક બાપુ; તારે ખાતર મને એ પણ કબુલ છે, પછી જોઇએ તો અકબર મારૂં રાજ છીનવી લે, પણ તારૂં કામ હું પડતું નહીં રાખું."

જહાંગીર: "તું તો મારા પ્રાણ સમાન છે; ઈનશાઅલ્લાહતાલા જ્યારે ખુદા મને કોઇ દીવસ દેખાડશે ત્યારે પછી તું જોઇ લેજે કે હું કેમ આનો બદલો વાળું છું."

નરસીંધ દેવ: "યાદ રાખજો."

જહાંગીર: "બરાબર. તમને મારા દીન અને ઇમાનનાં કસમ ખાઇ કહું છું કે હું તમામ ઉમર સુધી આભારી રહીશ."

નરસીંધ દેવ: "બધું ઠીક, આપ ભલે હવે પધારજો. એ કામ પાર ઉતારવું હવે મારે માથે છે."

જહાંગીર: અબુલફઝલને કંઇ નહાનો સુનો લેખતા ના. તે પણ જબરો લડવૈયો છે."

નરસીંધ દેવ: "અગર એના લાખ જાન હશે તોપણ તે એકે જાન સલામત લઇ ન જશે."

જહાંગીર: "મારી છાતી ધડકે છે. ખુદા ખયેર કરે."

નરસીંધ દેવ: "તમને તો સદા વહેમની બીમારી છે, અને વહેમની દવા તો લુકમાનની પાસે પણ નથી."

જહાંગીર: "પણ વખત તો યાદ છે ને?"

નરસીંધ દેવ: "હા, યાદ છે. બરાબર દસ વાગે."

જહાંગીર: "કોઇ હુશીયાર સરદારને મોકલજો. કારણ એ શખસ બહુ ચાલાક છે. કાંઇ ઉસ્તાદી અને ચપલાઇથી બચી ન જાય."

નરસીંધ દેવ: "સરદાર શું! હું પોતે જઇશ અને તેની સામે થઇશ. કદાચીત દીલાવર અને શુરાએ હોય, પણ બંદો પણ કાંઇ કમ નથી."

જહાંગીર: "અગર હું તમને એનાથી કમ સમજતે તો કદી તમારી પાસે ન આવતે."

નરસીંધ દેવ: "હવે તમે જાઓ છો?"

જહાંગીર: "હા; મને આનું પરીણામ જણાવજો."



## પ્રકરણ ૧૦ મું.



## બાકસમાંનું માથું.



તુઝસી મક્કાર ન કભી દેખા અએ રૂસવા મએને;
ડાકટર તુઝકો એભી ઠંડા કીયે દેતા હું."

[અર્થ: તારા જેવો ફરેબી મેં કોઇ પણ જોયો નથી ઓ બદનામ! બસ હમણા તને કાપી નાખી ઠાર કરી દેઉં છું].

મીરઝાં મહમુદ: "કાંઇ સાંભળ્યું? જહાંપનાહ (બાદશાહ અકબર) ની તબીઅત આજ કાલ સારી રહેતી નથી."

જહાંગીર: "અલ્લાહ શેફા બખશે."

મીરઝાં મહમુદ: "સફા કે શેફા? (સાફ થઇ જાય કે સારા થાય.)"

જહાંગીર: "તમે તો દીવાના થઇ ગયા છો!"

મીરઝાં મહમુદ: "અમે તો દોઆઓ માગીયે છીયે કે જલદી ઢબી જાય."

જહાંગીર: "કેવું બેહુદુ બોલો છો. ખામોશ રહો, દીવાલને પણ કાન હોય છે!"

મીરઝાં મહમુદ: "દીલમાં તો ખુશી થઇ રહ્યા છો કે, કેવો આનંદી તે દહાડો થશે જ્યારે તખ્તે હીંદુસ્તાનપર બેસી હું તાજ પહેરીશ."

જહાંગીર: "પણ, અગર અમેજ પહેલાં મરી ગયા તો?"

મીરઝાં મહમુદ: "સાચું કહો, તમારા દીલમાં શું વાત છે?"

જહાંગીર: "કેમ દીવાનો છે કે?"

એવામાં ચોબદાર દાખલ થઇને:

"એક સ્ત્રી ફાટાતુટા કપડા પહેરેલી અજબ જેવા દેખાવમાં દરવાજાપર આવી ઉભી છે

અને કહે છે કે,-"મને શાહજાદાને જરૂર મલવું છે." મેં તો એને જવાબ દઇ દીધો, ને એ દરવાજાપરથી ખસ્તી નથી. હવે આપ જેવો હુકમ ફરમાવો તે કહું."

મીરઝાં મહમુદ: "આવવા દેઓ." હુકમ મળતાંજ ચોબદાર ફહીમનને લઇ હાજર થયો.

ફહીમન: "સલામ હઝુર."

જહાંગીર: "અરે! આ તે વળી કઇ બલા છે?"

મીરઝાં મહમુદ: "કંઇ સમજમાં આવતું નથી."

જહાંગીર: "એની સુરત તો કંઇ આગળ જોયલી જણાય છે."

મીરઝાં મહમુદ: "હુઝુર ભુલતા તો નથીને. જુઓ નથી નાક કે કાન કે સર ઉપર વાળ."

ફહીમન: "કેમ મીરઝાં, આપની આંખોમાં ચરબી છવાઇ ગઇ છે કે?"

મીરઝાં મહમુદ: "ઓહ! આ તો બીબી ફહીમન છે. બીબી સાહેબ, આ આપના શા હાલ થયા? નાક કાન કોણુને આપી આવ્યાં? વળી માથાના વાળ કયાં ગયા?"

ફહીમન: "કાંઇ પુછોજ ના. હુઝુરજ—"

જહાંગીર: "(વાત ટુંકી કરી) આ તમારા હાલ પેલા અલીકુલીખાનેજ કર્યા?"

ફહીમન: "જી, એ એનાજ કરતુક. એ તો જાનથી મારવા તૈયાર થયો હતો, પણ મહેરૂન્નીસાએ બચાવી."

જહાંગીર: "ઇશાનઅલાહતાલા! હવે તે પોતે થોડા દહાડાનોજ મહેમાન છે. અફસોસ!"

મીરઝાં મહમુદ: "જરા જુઓ તો ખરા, કેટલું અંધેર!"

ફહીમન: "જ્યાં સુધી અલીકુલીખાન જીવતો છે ત્યાં સુધી મેહરૂન્નીસા કોઇ પણ યુક્તિએ કાબુમાં આવી નહીં શકશે."

જહાંગીર: "બહુ ઠીક કહો છો. અસલ ફીસાદનું મુળ પણ એજ છે; પણ હવે મારા હાથથી બચી એ જશે કયાં?"

મીરઝાં મહમુદ: "જહન્નમમાં."

ફહીમન: "હુઝુર, હું તો હવે કયાંની એ ન રહી."

જહાંગીર: "પણ એમાં દેખાડશો કે મારો શું વાંક? મેં કંઇ તમારા નાક કાન નથી કાપ્યાં."

ફહીમન: "બેશક આપે નથી કાપ્યા; પણ હુઝુરના કામમાં એ કપાયા છે ને."

જહાંગીર: "તમે કયું કામ પાર ઉતારી દીધું છે?"

ફહીમન: "મેં મારી તરફથી કંઇ બાકી રાખ્યું નથી."

જહાંગીર: "કંઇ નહી; ખયેર તમારા માટે કંઇ મુકરર થઇ જશે."

ફહીમન: "અફસોસ, આપે મારી મહેનતનો કાંઇ વીચાર કર્યો નથી."

મીરઝાં મહમુદ: "ચાલ, ચાલ, બહુ મોટી મોટી વાતો ન કર. મેં ઘણીએ તારી શરમ રાખી છે. ચાલ દુર થા."

ફહીમન: "શું મેં આપની ખીદમત બજાવતા નુકસાન નથી ખમ્યું?"

મીરઝાં મહમુદ: "અગર નુકસાન ખમ્યું તો પોતાની બેવકુફીથી!"

ફહીમન: "ઠીક ત્યારે તો જેવું કીધું તેવું મને મળ્યું."

મીરઝાં મહમુદ: "ચાલો હવે, પધારો." ફહીમન આ શબ્દો સાંભળી બડબડતી ત્યાંથી ગઇ.

જહાંગીર: "આવી રીતે તેણીને તરછોડવું ઠીક નહતું."

મીરઝાં મહમુદ: "મારા વીચારવા મુજબ એ સ્ત્રીનું હૈયાત રહેવું ઠીક નથી. એ કાળી નાગણ છે. નારાજ થઇને ગઇ છે માટે બહુ બગાડશે.

જહાંગીર: "બધું હમણા સુઝ્યું કે?"

મીરઝાં મહમુદ: "(જોરથી) બીબી ફહીમન! ઓ બીબી ફહીમન!! જરા એક વાત તો સાંભળો, અહીં આ ઓરડામાં આવો." એમ કહી અંદર લઇ જઇ મીરઝાં મહમુદે એક ફટકો તરવારનો બીચારી ફહીમનની ગરદન ઉપર એવો લગાવ્યો કે તેણી જમીન પર મુરદું થઇ પડી ગઇ. એવામાં ચોબદાર એક સવારને લઇને આવ્યો અને બોલ્યો: "આ શખસ કાંઇ અરજ કરવા માંગે છે."

જહાંગીર: "કહો જી, સવાર, કયાંથી આવ્યા અને પતરાનો દાબડો શેનો છે?"

સવાર: "મને રાજા નરસીંઘદેવે હઝુરની ખીદમતમાં મોકલ્યો છે, અને આ પતરાંનો દાબડો ભેટ તરીકે મોકલ્યો છે અને તાકીદ કીધી છે કે એને હુઝુરનાજ હાથમાં આપવું. બલ્કે સાથે જણાવવું કે હુઝુર પણ એને ખાનગીમાં ઉઘાડે!"

**મીરઝાં મહમુદ:** "એમાં એવાં તે કયા હીરા મોતી છે?

**જહાંગીર:** "(સવારને) વારૂં, તમે બાહેર જાઓ. મીરઝાંજી તમે એને ખોલો તો."

**મીરઝાં મહમુદ:** "કંઇ મેવા જેવું જણાય છે!"

**જહાંગીર:** "ખુદા જાણે શું છે."

**મીરઝાં મહમુદ:** "અરે! આ તો અજબ ચીજ જણાય છે!"

**જહાંગીર:** "પહેલાં તમે ખોલો તો ખરા; તે પહેલાંજ વાતો કરો છો."

**મીરઝાં મહમુદ:** "આ દાબડો તો તોડયા વગર ન ખુલશે. એનું ઢાંકણું બહુ મજબુત બંધ કરેલું છે."

**જહાંગીર:** "અરે તુટયું તો જહન્નમ, તોડી નાખોને."

**મીરઝાં મહમુદ:** "ચાકુથી વીંધુ?"

**જહાંગીર:** "કંઇ પણ કરો, પણ વખત ન ગુમાવો."

**મીરઝાં મહમુદ:** "યા ખુદા બચાવજે!"

**જહાંગીર:** "કેમ?"

**મીરઝાં મહમુદ:** "અહીં આવીને જુઓ."

**જહાંગીર:** "પણ છે શું?"

**મીરઝાં મહમુદ:** "આ દાબડામાંથી અજબ જેવી દુરગંધ આવે છે."

**જહાંગીર:** "તમે જુઓ તો ખરા એમાં ચીજ શું છે? તમે વાતો કર્યા કરો છો અને મને ગુસ્સો આવે છે."

**મીરઝાં મહમુદ:** "(દાબડો ઉલટાવી) આ લ્યો, આ છે!"

**જહાંગીર:** "શુકરાના! આજે મારા કસમ પુરા થયા."

**મીરઝાં મહમુદ:** "મારા ખુદા! આ તો અબુલફઝલનું માથું છે!"



# પ્રકરણ ૧૧ મું.



## શાહેનશાહ અકબરની દરબાર.



"યહ ચમન યોંહી રહેગા ઔર હજારેં જાનવર,
અપની અપની બોલીયાં સબ બોલ કર ઉઢ જાયંગે."

જુમ્આની રાત છે. અકબર બાદશાહ કુતુબખાનામાં બેઠેલા હતા. ફારસી અને સંસ્કૃતના ગુણીયલ પંડીતો હાજર હતા. તમામ શાએરો, સુફી અને વેદાંતીઓ, તવારીખનવેસો, ફીલ-પંડીતો, આલેમો પણ ત્યાં બેઠેલા દેખાતા હતા. મકાન અતરથી સુગંધી અને ફુલોથી સુશોભીત હતું. અકલી (વીચારની) અને નકલી (કીતાબની) તવારીખ અને ચાલુ જમાનાના મામલા ઉપર ગુફતેગુ થઇ રહી હતી. એવામાં ખાને આઅઝમ જે અકબરનો દુધભાઇ અને સેનાપતી હતો તે એક કલાક મોડો આવ્યો. ખાને આઅઝમ એક સીધો સાદો મુસલમાન હતો, અને તેની દહાડી બહુ લાંબી હતી. અકબરને નીયમસર સઘળું કામ કરવાનો બહુ શોક હતો. જેવો અકબરે ખાનને આવતાં જોયો કે પોતે હસી પડયો અને બોલ્યો: "જણાય છે કે તને તારી દહાડીનો બોજો હાલવા ચાલવા દેતો નથી!"

**ફૈઇઝી:** "બરાબર ફરમાવ્યું, પીરો મુરશીદ."

**ટોડરમલ:** "અરે ખાન સાહેબ, તમે આ દહાડી મુબારકને ખયેરબાદ (મુંડાવી નાખો) કરો. કારણ તમને રવા છે કે જમાનાના ખલીફતુલા (બાદશાહ)ની પેરવી કરવી જોઇએ. જેવી રીતે કે:

"દહાડી કો મુંડા દાલ તો મુંછોકા બખેડા."

[**અર્થ:** દહાડીને કહડાવી નાખ તો પછી મુછોની ખટપટ–]

**ખાને આઝમ:** "બહુ અકલવાળી વાત કીધી; પણ આપ તે દહાડીમાં શું સમજો? અરે જનાબ, દહાડી તો મરદોને હોય છે. તેથીજ કહ્યું છે ને કે:

દહાડી મરદોંકો હુઆ કરતી હય.
ઝનખોંકો કહાં?"

[**અર્થ:** દહાડી તો મરદોને હોય છે; નામરદોને કયાં હોય છે?]

**ફૈઇઝી:** "ખાન સાહેબ, કુસુર માફ કરશો:

"રીશ બાયદ હો સે મુય કે ઝનખદાન પુશદ,
ન કે રીશી કે દર બચ્ચેએ ખરગોશે."

[**અર્થ:** દહાડીના બે ચાર વાળ જોઇએ કે હડપચી ઢંકાય; નહીં કે એવી મોટી દહાડી હોય કે સસલાનું બચ્ચું અંદર રહી શકે?"

**મુલા દોપ્યાઝા:** "ખાન સાહેબ, આ ફકી હેઓને કે,

"અયા શા ચે બયાં?
દહાડી બકરોંકી હુઆ કરતી હય,
શેરાંકી કહાં?"

[**અર્થ**: જે જાહેર ચીજ છે તેની સમજણ કેવી? દહાડી તો બકરાંઓને હોય છે; વાઘને ક્યાં હોય છે?]

**અકબર**: "ખયેર જવા દો આ વાતને. હકીમ સાહેબ, ગાયના ગોસ્તની બાબતમાં તમારો શું વીચાર છે?"

**હુકીમ અબદુલ ફતાહ**: "અમારી કીતાબોમાં લખ્યું છે કે એનું દુધ શફા (આરામ દેવાવાળું) છે, પણ એનું ગોસ્ત બીમારી વધારનાર છે."

**પંડીત**: "સાચું છે હુઝુર: અગર ગાયમાં કાંઇ મોટાઇ ન હતે તો કુરાનમાં સઉથી પહેલાં "સુરે બકર" ન હતે!"

**શાયર ઉરફી**: "કીબલે આલમ, અગર બેઅદબી ન હોય તો અરજ કરૂં?"

**અકબર**: "જરૂર કરો."

**ઉરફી**: "આજે શેખ સાહેબ (ફઇઝી) ને આસમાન પરથી કંઇ ખીલત (સરપાવ) મળી છે."

**ફૈઇઝી**: "અને મને તે મળેલી ખીલત મેં આપને બક્ષી દીધી છે."

**અકબર**: "વાત શું છે?"

**ઉરફી**: "જનાબે આલી, અસલ બાબત એ છે કે શેખ સાહેબે સાંભળ્યું હતું કે જ્યારે શેખ સાદી સાહેબે આ શએર કહ્યો હતો:

બરગે દરખ્તાને સબ્ઝ દર દર નજરે હુસ્યાર
હર વરકી દફતરીસ્ત મઅરેફતે કેરદેગાર.

તો એમને અઉલીયાઇનો દરજ્જો મળ્યો હતો. આથી એમને પણ આ જોઇ જોશ આવી ગયો કે હું પણ કંઇ એવા શએર (કાવ્ય) લખું કે મને પણ આસમાન પરથી કંઇ મળે. એમણે બનાવેલો શએર આ છે:

"હર ગીયાહી કે અઝ ઝમીન રૂયદ,
વાહદહુ લા શરીકા લા ગુયદ."

**અર્થ**: એક ઘાસનું તણખલું જે જમીનમાંથી ઉગે છે તે આમ કહેતું ઉગે છે: "નથી એનો કોઇ શરીક (જોડયો), એવો એ એક અલ્લાહ છે."

હવે આ શએરનું રટણ એઓ કરતા હતા અને આસ્માનની તરફ જોતા હતા કે એમના માટે પણ કંઇ બક્ષીશ ઉતરે. ફરેશ્તો તો કોઇ ન આવ્યો પણ એક વનવાગલું આવ્યું અને તેણે શેખ સાહેબના કપડાં બગાડયાં. અફસોસ મારા પાસે તે વેળા તીરકમાન ન હતાં, નહીં તો તરતજ તે જાનવર પોતાના આ કામ માટે સજાએ પહોંચતે. શેખ સાહેબને પણ બહુ ગુસ્સો આવ્યો. પણ કરે શું! ફકીરનો ગુસ્સો જોલીપર ભારી."

**ફૈઇઝી**: "તમારી પણ એવી મરજી છે કે તમને કાંઇ મળે."

**અકબર**: "તમે હમેશાં હસવા જેવું કર્યા કરો છો."

**ફૈઇઝી**: "એમનો હક છે. એમની મરજીમાં આવે એટલી એઓ મારી મશકેરી કરે. એમને તેમ કરવાની રજા છે."

**અકબર**: "જ્યારે અમે ફતેહપુરથી આવ્યા હતા ત્યારે તમે કયો કસીદો કહ્યો હતો? તેનો પહેલો શએર અમને ઘણો પસંદ પડયો હતો. અમને તે ફરી સંભળાવો તો."

**ફૈઇઝી**: "પહેલો શએર યાદ છે."

"નસીમે ખુશ દીલી અઝ ફતહપુર મી આ યદ,
કે બાદશાહે મન ઝે રાહે દુર મી આયદ."

[**અર્થ**: ફતેહપુર (સીક્રી)થી બામદાદની ખુશ દીલ હવા આ ખબર લાવે છે કે અમારો બાદશાહ દુરના મુલકથી આવે છે.]

**અકબર**: "આ વેળાએ અબુલફઝલની ગેરહાજરીથી મને બહુ દીલગીરી લાગે છે."

**ખાને આઝમ**: "ભલા ખલીફા સાહેબના વગર હુઝુરને ક્યારે ચેન પડે છે."

**અકબર**: "ખુદા ખયેર કરે! કોઇ કાગળ પણ નથી."

**ફૈઇઝી**: "ભાઇ સાહેબે મને પણ આવવાનું કંઇ જણાવ્યું નથી."

**અકબર**: "ખુદા ખયેર કરે. અમારા દીલમાં કેમ આજે ધાસ્તી લાગ્યા કરે છે."

**ખાને આઝમ**: "ધાસ્તી જેવું શું છે? શેખ સાહેબને ગયાને હજી કેટલા દહાડા થયા છે! વળી શેખ સાહેબ સાહેબેકલમ અને સયેફ (કલમ અને તરવારમાં એક્કા) છે. કોઇ બે ચાર રોજમાં ફતેહ પામી પાછા આવશે.

**અકબર**: "અમે તો અબુલફઝલને "તઓરેત" અને "ઇનજીલ"ના તરજુમાપરજ મુકરર કર્યો હતો."

**ફૈઇઝી**: "તે કામ તો એમણે તેજ દહાડે શરૂ કરી દીધું હતું. બલકે એક ટુકડો

(મીસરો) ત્યાં આપણી સામેજ આ મુજબ શરૂ કરી દેખાડયો હતો:

"અય નામે તો ઇઝો કીસ્સ્તુ"

[ **અર્થ**: એ તું કે જેનું નામ જીસસ ક્રીસ્ત છે.]

**અકબર**: "હા. યાદ આવ્યું. તમે તરત પાછો તેનો મીસરો બોલી ઉઠયા હતા કે:

"સુબહાનકા લા શરીકા યાહુ."

[ **અર્થ**: એ પવીત્ર તું કે તારા મીસાલ બીજો કોઇ નથી.]

આ મુજબ કુતુબખાનામાં ગુફતગુ થઇ રહી હતી, જેવામાં એક ચોબદાર આવ્યો અને અદબ બજાવી બોલ્યો: "ફીબ્લેએ આલમ! નીહાયત અફસોસ સાથે ખબર આપું છું કે શેખ અબુલફઝલે જન્નતવાસ કર્યો." આ શબ્દો સાંભળતાંજ અકબરના ચેહેરાનો રંગ ઉડી ગયો. તેણે બેઅખતીયાર કહ્યું: "એ બુરા કાસેદ! તું શું બકી રહ્યો છે! મારા મિત્રે કયારે સ્વર્ગવાસ કર્યો?"

**ચોબદાર**: નરસીંધદેવ બુંદેલખંડના રાજાએ ફરેબથી કતલ કરી નાખ્યો."

બાદશાહનું મ્હોં ક્રોધથી આ સાંભળી લાલચોળ થઇ આવ્યું. છતાં અબુલફઝલની જુદાઇને લીધે બાદશાહ બહુ ગમગીન બની ગયો અને ન્હાના બચ્ચાંની પેઠે રડવા લાગ્યો. માથાપરનો ફેંટો ઉતારી ફેંકી દીધો અને બોલ્યો: "ગઝબ થઇ ગયો—સીતમ થયો. એ અબુલફઝલ! તું મારી સલતનતનો ચેરાગ (દીપક) હતો. તું મારી બાજુસમાન હતો. અફસોસ છે કે મારી હયાતીમાં આમ બન્યું! (ખાને આઅઝમને)એ ખાને આઅઝમ! તુરત રવાના થાઓ અને તે ખુનીને કેદ કરી લાવો; શીક્ષા કરવામાં વખત ન લગાડશો."

આટલું કહી બાદશાહ મહેલમાં ગયો. બે દહાડા અને બે રાત સુધી શાંત પડી રહ્યો; ન કાંઇ ખાધું કે પીધું; ન કોઇની સલામ લીધી. ખાને આઅઝમ બાદશાહના ફરમાન મુજબ સવારો લઇ બુંદેલખંડ રવાના થઇ ગયો અને ત્યાં જઇ નરસીંધદેવને પકડી લાવ્યો.

તે પછી થોડી મુદતે અકબરની તબીઅત બગડી અને કેટલાક રોજ પછી તેણે સ્વર્ગવાસ કર્યો.

# પ્રકરણ ૧૨ મું.

♣

## ત્રણ ખુન.

♣

તેરી જીન્દગી પે મુનહસર હય જીન્દગી મેરી,
વર ન યે જાન નીકલને મેં નહીં જાં દેરી.

[ **અર્થ**: તારી જીંદગીના આધારે મારૂં જીવન છે; નહી તો એ યાર! આ જીવ નીકળવામાં કાંઇ વાર નથી.]

આ વાતને લાંબો કાળ થઇ ગયો છે અને મહેરૂન્નનીસા બેગમ એક બેટીની મા પણ થઇ ગઇ છે, અને પોતાના ખાવીંદ અલી કુલીખાનની સાથે દેહલી આવી છે. શાહજાદો સલીમ એટલે જહાંગીર હવે હીંદુસ્તાનનો શહેનશાહ થયો છે! શું અલ્લાહની મોટાઇ છે. શું હતું અને શું થઇ ગયું!

**જહાંગીર**: "મીરઝાંજી! હવે આ વખત છે, દુશમન ઘરમાં છે, માટે આ મોકાને ખરો સમય જાણો."

**મીરઝાં મહમુદ**: "ખરેખર મારા બાદશાહ, હવે એને જીવતો મુકવો ન જોઇયે. જ્યારે એ ન હશે ત્યારેજ આપણું કામ થશે. પછી મહેરૂન્નનીસાને રસ્તે લાવતાં કંઇ અડચણ આવે તેમ નથી."

**જહાંગીર**: 'મને ખુદને આ બાબતની બહુ ચીંતા છે, અને તેથીજ મેં અલીકુલીખાનને અહીં બર્દવાનથી બોલાવ્યો છે."

**મીરઝાં મહમુદ**: "અને કુતુબુદ્દીનખાનને આપે કેમ યાદ કર્યો?"

**જહાંગીર**: "કમબખ્ત અલી કુલીખાંના ખુન માટે."

**મીરઝાં મહમુદ**: "આ શું! હુઝુરે આ અદના ગુલામને આ કામ માટે લાયક ન લેખ્યો?"

**જહાંગીર**: "ના, ના, મારા દોસ્ત! આ કામ તારા અને તેના બેના હવાલે છે."

**મીરઝાં મહમુદ**: "આ લ્યો કુતુબુદ્દીનખાં આવ્યા."

**કુતુબુદ્દીન**: "આ ગુલામ જાન ફીદા કરવા માટે હર તરેહ હાજર છે."

**જહાંગીર**: "સુણો, કુતુબુદ્દીન, તમે અને મીરઝાંજી બંને તૈયાર થઇ જાઓ, અને ઉપરથી એક કાશમીરી કપડું ઓઢી લ્યો, કે તમારાં

હથીયાર દેખાય નહીં; પછી મોતી બાગમાં જાઓ જ્યાં તમને એક પીર મર્દ (વૃદ્ધ ડોસો) બે બાદશાહી ગુલામો સાથે મળશે, તેમની સાથે કાંઇ વાતચીત કરશો કે તમે કોણ છો અને કયાંથી આવ્યા છો. ગુપચુપ તેઓને તમારી સાથે લેજો, અને અલી કુલીખાનનાં મકાન પર જજો. ત્યાં જઇ પહેલાં એને આ વાત પર સમજાવજો કે મહેરૂન્નીસા બેગમને તલાક આપે. અગર આ એણે માન્યું તો ઠીક, નહીં તો તરત તમારે એને કાપી નાખવો; એટલો પણ એને વખત ન આપતા કે એ ચેતી જાય, નહીં તો એને મારવો કઠણ થઇ પડશે કારણ તે આ જમાનાનો રૂસ્તમ છે. તેથી બે ત્રણ આસામીઓથી દબી જાય તેમ નથી."

મીરઝાં કુતુબુદ્દીન: "હુઝુર, ખરેખર આ શખ્સ બલા છે. હુઝુરે એને એક મસ્ત છેડાયલા હાથીની સામે મુકી દીધો કે કચડાઇ મરે, તો ત્યાં પણ એણે બહાદુરીથી પોતાનો બચાવ કર્યો; પછી હુઝુરે એને એક સીંહની સામે લાવી મેલ્યો તો તેને પણ એણે વગર હથીયારે પુરો કરી દીધો."

જહાંગીર: ખરેખર, અગર એ મારો શત્રુ ન હતે તો મારી સલતનતનું એક નાક ગણાતે. જાહેરમાં હાલ તેને કોઇ પણ રીતનો અમારા માટેનો શક નથી. હાલ થોડાજ દહાડા થયા અમે એને "દરબારે–આમ" કરી "શેર અફ્ગન"નો ખીતાબ આપ્યો છે."

મીરઝાં મહમુદ: "અસલ વાતને છુપાવી કામ કહાડી લેવામાં ખરેખર હુઝુર જબરા સીફતી છો."

ટુંકમાં, મીરઝાં મહમુદ અને મીરઝાં કુતુબુદ્દીન હુકમ મુજબ પોતાને ઘર ગયા અને બન્ને સાથે મળી "મોતીબાગ"માં આવ્યા. ત્યાં એક પીરમરદને જેના વાળ કંઇ સફેદ થઇ ગયા હતા તેને બે બાદશાહી ગુલામો સાથે બેઠેલો જોયો.

તે પીરમરદ બન્ને ગુલામો સાથે તેમની સાથે થઇ ગયો અને આ પાંચે જણા અલીકુલીખાનના મકાનપર ગયા. અલીકુલીખાનને જેવી ખબર થઇ કે બાદશાહની તરફના અમલદારો મળવા આવે છે કે તે તરત તેમને એસ્તેકબાલ લેવા માટે દરવાજા સુધી ગયો અને મોટા માનપાન સાથે તેમને દીવાનખાનામાં બેસાડયા.

અલીકુલીખાન: "(પીરમર્દ તરફ ઈશારો કરી) આ જનાબ સાથે મને ઓળખનું માન નથી. મેં એમને કદી જોયા નથી."

મીરઝાં મહમુદ: "એઓ પણ બાદશાહના ખાસ બેરખાહોમાંના છે."

કુતુબુદ્દીન: "આપને ખાસ મતલબ માટે તકલીફ આપી છે."

શેરઅફ્ગન: "ફરમાવો, બંદો બધી બાબત માટે હાજર છે."

કુતુબુદ્દીન: "આપના માટે એક એવું કામ છે કે અગર આપ બાદશાહના ખાતર એક જરા સરખી તકલીફ ઉઠાવો તો હમણાં બેડો પાર થઇ જાય."

અલીકુલીખાન: "હું પ્રથમથીજ બાદશાહના અહેસાનમાં દબેલો છું. મારા અંતઃકરણની પણ એજ ખાહેશ છે કે મારો જાન પણ બાદશાહના કામમાં આવે."

કુતુબુદ્દીન: ખરૂં કહો છો કે આપને બાદશાહ કરતાં જાન પ્યારો નથી?"

અલીકુલીખાન: "જાન અને માલ બંને."

કુતુબુદ્દીન: "આફરીન!!! મરદોની હીમ્મત એવીજ જોઇએ. હવે સુણો કે બાદશાહ મહેરૂન્નીસા બેગમપર બચપણથીજ આશક છે, અને આ ઇશ્કની ચીંગારી કંઇ એવી સળગી છે કે કોઇ રીતે બુજતી નથી."

અલીકુલીખાન: (દુઃખી દીલે) "પછી શું?"

કુતુબુદ્દીન: "આપ, બાદશાહના આ હાલપર રહેમ કરો અને મહેરૂન્નીસા બેગમને તલાક દેઇ દો."

અલીકુલીખાન: "સુણો સાહેબ! શું આપે મને બેવકુફધાર્યો છે જે આવી રીતે મારા મકાનમાં આવી મને ગાળો આપો છો?"

કુતુબુદ્દીન: "ના, ના, આપ ખફા ન થાઓ. બાદશાહની આ મરજી છે કે આપ જરૂર મહેરૂન્નીસાને તલાક આપી દેઓ."

અલીકુલીખાન: "શું ખરેખર બાદશાહ આ બાબત માટે ઠરાવભર્યા છે કે મને અને મારી પ્યારી મહેરૂન્નીસાને જુદાં કરવાં?"

કુતુબુદ્દીન: "એ સીવાય બીજો કાંઇ ઇલાજ નથી, બલકે અગર સાફ સાફ કહેવાડવા માગતા હો તો આમ કર્યા વગર તમારી જીંદગીમાં——"

અલીકુલીખાન: "(વચ્ચે પુરાઇ) હું પણ મહેરૂન્નીસા બેગમ વગર જીવતો રહેવા ઇચ્છતો નથી. અગર તેણી મારી પાસે ન રહી તો પછી આ જીંદગીપર ધુળ નાખી."

કુતુબુદ્દીનઃ "કેમ મુરખાઇ કરો છો! એક શ્રી હતી અને ન હતી સરખી."

અલીકુલીખાનઃ "જી, આપે ઠીક કહ્યું! શું મજાલ બાદશાહની કે મારાં જીવતાં જીવત મહેરૂન્નીસાની તરફ આંખ ઉપાડી પણ જુએ."

મીરઝાં મહમુદઃ "અગર એવોજ વીચાર છે તો પછી તમારી આ દુન્યા માહેલી જીંદગીના દહાડા પુરા થઇ ગયા.

અલીકુલીખાનઃ "અગર મારા દહાડા પુરા થઇ ગયા તો મહેરૂન્નીસાના પણ પુરા થઇ ગયા અને તમારા પણ થઇ ગયા. આ લ્યો તમારી બેઅદબીનું ઇનામ! હમણાં હું જઇને મહેરૂન્નીસાનું કામ તમામ કરૂં છું."

આ કહી અલીકુલીખાને એક તલવારનો ઝપાટો કુતુબુદ્દીનની ગરદન પર એવો માર્યો કે માથું ધડથી જુદું થઇ દસ કદમ દુર જઇ પડ્યું. આ પછી બડબડતો તે મહેલની તરફ દોડ્યો કેઃ "પહેલાં મહેરૂન્નીસાને સાફ કરી નાખું પછી હું પોતે આપઘાત કરી લઉં."

આ બડબડાટ સાંભળી તે પીરમર્દ જે આ સઉ સાથે આવ્યો હતો, તેણે એકાએક ઉભા થઇ જઇને મ્હોંપરથી બનાવટી દહાડી કહાડી નાખી અને જમીનપર ફેંકી. મીરઝાંમહમુદે અજબ થઇ જોયું કે બાદશાહ સલામત ખુદ આ વેશમાં પધાર્યા હતા.

જહાંગીરઃ "મીરઝાં! ખુદાના વાસ્તે વખત ન લગાડ; કાંઇ એવું ન થાય કે મહેરૂન્નીસાને પુરી કરી નાખેઃ દોડ, આ ગુલામોને સાથે લે અને આ પાપીનું કામ તમામ કર. ખબરદાર! અગર મહેરૂન્નીસાનો વાળ પણ વાંકો થયો છે તો?"

મીરઝાં મહમુદે અલીકુલીખાનને રસ્તામાંજ પકડી પાડયો; પણ તેણે મીરઝાંપર તલવારના એવા ઝપાટા લગાવ્યા કે તે કપાઇ બે ટુકડા થઇ ગયો.

જ્યારે અલીકુલીખાન પોતાના જનાનામાં પુગ્યો, ત્યારે મહેરૂન્નીસા બીજી તરફ ઉભી હતી. ખાવીન્દના હાથમાં શમશીર જોઇ તેણી સમજી ગઇ કે આજે કંઇ ખયેર નથી, તેથી તરતજ તેણીએ પોતાના ઓરડાના દરવાજા અંદરથી બંધ કરી લીધા. અલીકુલીખાને ત્યાં આવી બુમો પાડી; 'અય મહેરૂન્નીસા! દરવાજો જલદી ખોલો, એક જરૂરી કામ છે.' મહેરૂન્નીસાને ધાસ્તી પડી કે આજે હમેશથી ઉલટું મારૂં નામ દઇ પુકારે છે તે કંઇ મામલો બગડ્યો છે. તે હમેશાં બેગમ યા બીજે કંઇ નામે પુકારતો હતો. અલીકુલીખાને અનેકવાર દરવાજો તોડવાની કોશેશ કીધી પણ તે તુટયો નહીં. એટલામાં તો બાદશાહના માણસો ત્યાં આવી પહોંચ્યા, અને અલીકુલીખાનના ટુકડે ટુકડા કરી નાખ્યા.

આ નીર્દોષના મોતપર તે વેળા આ બેત જોડવામાં આવી હતીઃ

"કુચએ યારમે મર્દાના હી જાન દી હમને,
તુઝસે જો અયે દીલે નાલાં ન હુઆ થા સો હુઆ!"

અર્થઃ યારની ગલીમાં એક શુરાની જેમ અમે જીવ દીધો છે; પણ ઓ મારા દરદી દીલ તારાથી ન થતું થયું છે.]

આ બેગુનાહનો મોટામાં મોટો ગુન્હા એ હતો કે તે જહાંગીરનો શત્રુ હતો, પણ હવે તો તે કુતુબુદ્દીનને કતલ કરી સલતનતનો પણ ગુનાહગાર થયો હતો.



## પ્રકરણ ૧૩ મું.



## બીબી અને મહેરૂન્નીસા.



"મંય ન માનુંગી ન માનુંગી કભી બાત તેરી,
મુજે હરગીઝ નહીં મન્ઝુર મુલાકાત તેરી."

જહાંગીરે અલીકુલીખાનનું તમામ ઘરબાર જપત કરી લીધું, જો કે તેના મતલબની ચીજ તો મહેરૂન્નીસા હતી. હવે કાંઇ અટકાવ રહેલો નહીં જોઇ, તેણે પોતાની તરફના સંદેશાઓ મહેરૂન્નીસા ઉપર મોકલવા શરૂ કર્યાં.

એક દહાડો એક બીબી મહેરૂન્નીસાને મળવા આવી, અને વાત ઉપરથી વાત કહાડી જહાંગીરને લગતો ઇશારો કર્યો. આ જોઇ મહેરૂન્નીસાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણી બોલીઃ

"શેર અફ્ઘન (અલીકુલીખાન) જેવા ખાવીંદને ગુમાવી બીજાનું મ્હોં જોવું એનાથી વધુ પાપી કામ બીજું કાંઇ નથી. બીબી, તમે મારી તરફથી હુઝુરને અરજ કરો કે, જહાંપનાહ, આ બદનસીબ પર જે કાંઇ ગુજરી તે તો તકદીરમાં જે બનવાનું તે બન્યું સમજો પણ, હવે આ લાચાર વીધવાપર રહેમ કરો અને એને એમજ રહેવા દેઓ અને મરનારના રૂહને વધુ ઇજા ન આપો."

બીબી: "સુબ્હાન અલ્લાહ! પતીવ્રતા સ્ત્રી હો તો આવીજ હોજો. જેને પોતાના ખાવીંદનો દુશમન સમજે છે તે પોતે બાદશાહ હોવા છતાં તેની બાદશાહી ઉપર પણ તે વીખવા આમ ખાક નાખે છે. પણ હવે મારૂં માનો તો બાદશાહનું આ કહેણુ કબુલ કરો.

મહેરૂન્નીસા: "હું આ બાદશાહને ખુની સમજું છું, જેથી તમો કહો છો તે તો કદી ન બનશે."

બીબી: "હું કબુલ કરૂં છું કે જહાંગીર ખુની છે, પણ, જરા ઇનસાફ તો કરો, કે, આ ખુન કોનાં માટે થયાં?"

મહેરૂન્નીસા: "આ ખુન બેગુન્હા બંદાઓના બાદશાહે ફક્ત પોતાની ખાહેશો પુરી કરવા માટે કર્યાં છે."

બીબી: "અરે, આટલો બધો ગેરઇનસાફ કરો છો? બાદશાહે જે કાંઇ પણ કર્યું છે તે તમારા ઇશ્કને ખાતર. તમારા ઇશ્કે એને આંધળો બનાવી દીધો છે."

મહેરૂન્નીસા: "પરાઇ સ્ત્રીઓ ઉપર નજર કરવી બાદશાહને લાયક નથી."

બીબી: "ઇશ્કની હાલતમાં બધું લાયક છે."

મહેરૂન્નીસા: "હું તો જહાંગીરને ખુની સમજું છું અને ખુદા ન કરે કે હું આ ખુનીની સાથે નીકાહ કરૂં."

બીબી: "જુઓ બહેન, તે તો તમારો બાદશાહ છે."

મહેરૂન્નીસા: "હા, છે; પણ મારા ખાવીન્દનો ખુની છે."

બીબી: "પરીણામ તમારા ખાવીન્દની તરફથીજ થયું છેને."?

મહેરૂન્નીસા: "તેણે શું કર્યું?"

બીબી: "કુતુબુદ્દીનનું ખુન. વળી મીરઝાં મહમુદને મારી નાખ્યો.

મહેરૂન્નીસા: "તેણે ગુસ્સાની હાલતમાં તેમ કર્યું; જીગરના આગની જુમમાં તેણે તરવાર ઉપાડી; તેનાથી પોતાનું અપમાન જોઇ નહીં શકાયું."

બીબી: "તો, બાદશાહે જે કાંઇ પણ કીધું તે ઇશ્કના જોશમાં કીધું. તેનાથી પોતાની માશુક બીજાની બાજુમાં જોઇ શકાઇ નહીં."

મહેરૂન્નીસા: "બીબી! જે વખતે મને શેર અફ્ઘનનો ખ્યાલ આવે છે, તે વેળા જાણે કલેજા પર સાપ લોટે છે."

બીબી: "બહેન, જુઓ તમારા હકમાં ઠીકજ છે. વળી બાદશાહે બેકસુર છે."

મહેરૂન્નીસા: "હમણા મારો જીવ બહુ ગભરાઇ આવ્યો છે; આ વાત મુકી દેઓ."

બીબી: "સબર કરો; બીજી વારના નીકાહમાં જુઓ કાંઇ અડચણ નથી."

મહેરૂન્નીસા: "મને કોઇ પુરૂષ શેર અફ્ઘન જેવો બતાવી દેઓ, પછી હું તેની સાથે નીકાહ કરી લઇશ."

બીબી: "ઇનસાફની સામે તો જુઓ. જહાંગીર શેરઅફ્ઘનથી બહેતર નથી, તો કાંઇ કમ પણ નથી."

મહેરૂન્નીસા: "તમારી આંખોમાં હશે!"

બીબી: "દુન્યાની નજરમાં પહેલાં તો ખુબસુરતીમાં તે શેરઅફ્ઘનથી ચઢતો છે; બીજુ દુન્યાઇ દોલતમાં શેરઅફ્ઘન એની આગલ કાંઇ હીસાબમાં પણ નથી; બહાદુરીમાં બેશક તમારા ખાવીંદની બરાબર છે; ચોથું ઇશ્કમાં સાબુત કદમ છે; અને પાંચમો વીચારનો દ્રઢ તથા મક્કમ છે."

મહેરૂન્નીસા: "ખયેર આ વેળાએ મારી તબીઅત બહુ નાદુરૂસ્ત છે. આ વાત મુકી દેઓ."

બીબી: "શું તમે મને જરા પણ આશા નથી આપી શકતાં?"

મહેરૂન્નનીસા: "બીલકુલ નહી."

બીબી: "શું હજુ એક બીજું ખુન કરાવવા ઇચ્છો છો?"

મહેરૂન્નીસા: "તે કેમ?"

બીબી: "બાદશાહ તો તમારા વગર કેમે જીવે તેમ નથી."

મહેરૂન્નનીસા:

"કઓન મરતા હય કીસીકે વાસ્તે?
હય યેહ સારે જીતે જી કે વાસ્તે!"

બીબી: "જહાંગીરની હાલત તમે કહો છો તેમ નથી. તે તો દીવાનો થઇ રહ્યો છે."

મહેરૂન્નનીસા: "દુન્યા સૌ મતલબની છે."

બીબી: "ત્યારે તમે પણ દુન્યાથી બહાર તો નથીજ."

મહેરૂન્નનીસા: "બહેન, સાફ સાફ વાત આ છે કે હું કોઇ પણ રીતે તમારી આ વાત કબુલી નથી શકતી. મારી તરફથી જઇ જહાંપનાહની ખીદમતમાં હાથ જોડી દેજો

અને અરજ કરજો કે આ દાસીને માફ ફરમાવો. દુનીયાનું સઘળું જોઇ લીધું."

બીબી: "તમે ભુલ કરો છો, પછી પસ્તાશો!"

મહેરૂન્નનીસા: મારૂં નસીબ!

તદબીરકો સઓ તરેહકી તદબીરસે બદલું;
તકદીરકો કીસ તઓરકી તદબીરસે બદલું?

વળી:

સરાસર ખલાયક ચે મર્દાં ચે ઝન;
હમા તાલબે મતલબે ખેશ તન.

અર્થ: "તમામ દુન્યા પછી તેમાં મરદ કે ઓરત સૌ પોત પોતાની મતલબને ઇચ્છનારાં છે."

✚

## પ્રકરણ ૧૪ મું.

✚

### જહાંગીર અને મહેરૂન્નીસા.

✚

ઉલફતકા નશા જબ કોઇ મર જાએ તો જાએ;
યેહ દરદે–સીર અએસા હએ, સર જાએ તો જાએ.

[અર્થ: પ્રેમનો નશો જયારે માણસ મરી જાય ત્યારેજ જાય છે, આ માથાનું દરદ એવું છે કે માથું જાએ તોજ જાએ.]

જો કે જહાંગીર આ જવાબથી બહુ દલગીર થયો, પણ પાછળથી તેને ધીમે ધીમે મહેરૂન્નીસા તરફ કંઇક અભાવ પણ થવા લાગ્યો. જે સ્ત્રી માટે તે આટલું બધું કરે, અને તેણીના તરફથી તેના માટે આવા શબ્દો નીકળે એ તેને ગમ્યું નહીં: છતાં પણ તેણે તેણીને પોતાની માતાની હાજરીમાં દાસી તરીકે મુકી, અને તે પછી તેણીનું નામ ભુલી જઇ તેણીને વીસારી દીધી. પણ વખત પોતાનું કામ અજબ જેવી રીતે કરે છે. અંગત નુકસાન અને ગેરઇનસાફોના જખમોને રૂજ લાવનાર તે એક અકસીર મલમ માલમ પડયો છે.

ચાર વર્ષ સુધી મહેરૂન્નીસા જહાંગીરના જનાનાના એક એકાંત ભાગમાં એવી તો ગરીબાઇ અને તંગીમાં પોતાનો વખત કહાડવા લાગી કે પોતાના નીભાવ માટે તેણીને પોતાની ચાલાકી અને ભરવા ગુંથવાના હુન્નરને કામે લગાડવાં પડયાં. તેણીના હાથના ભરેલાં ગુંથેલાં માલનું તરત વેચાણ થઇ જતું, અને આગ્રા તથા દીલ્હીની બાનુઓ તેણીની કારીગીરીને વધુ પસંદ કરતી. આ પોતાના હુન્નરની આવકથી તેણી પોતાના મકાનને શણગારી સારી હાલતમાં રાખતી, જ્યારે તેણી પોતે સાદામાં સાદો પોશાકજ પહેરતી.

આખરે એક રોજ શહેનશાહ જહાંગીરને તેણીને મળવાનું મન થઇ આવ્યું, અને તે સ્ત્રી જેણી ગમે તેવી હાલતમાં પણ તેનું ધ્યાન ખેંચવા શકતીવાન થઇ હતી, તેણીની મુલાકાત લેવાનું તેણે ઠરાવ્યું, અને ઠરાવેલે દીવસે તેણીના મકાનમાં ગયો. ત્યાં દરેક વસ્તુ લાયક જગે ગોઠવેલી હતી, જે જોઇ તે રાજી થયો. પણ મહેરૂન્નીસાથી તો તે બહુજ ખુશી થયો.

શાહ જહાંગીરે તેણીને પુછયું:

"શું કામ તું તારો પોશાક આવો તદ્દન સાદો રાખે છે? જ્યારે તારા પોતાના નોકરોને તું ઉંચામાં ઉંચા ઝર–રીન પોશાકોમાં સજ કરે છે!"

મહેરૂન્નીસા: "શહેનશાહ—

'ન સતા દર પે પડે રહને દે કયા લેતે હય?'

"જેઓ સેવા બજાવવાને સરજેલાં છે, તેઓએ જેઓની તેઓ સેવા બજાવે છે તેઓની મરજી મુજબના પોશાક પહેરવા જોઇએ. આ મારા નોકરો છે; હું તેઓની અગવડો મારાથી બને તેટલી ઓછી કરૂં છું. અને તેમને રાહત આપું છું; પણ ઓ મોગલોના શહેનશાહ! હું જે તારી દાસી સમાન છું, તેને તારી ખુશી મુજબનો પોશાક પહેરવો સજાવાર છે, અને નહી કે મારા મનગમતો."

આ જવાબની ચતુરાઇથી મોહી પડી જહાંગીર તરતજ પોતાનો તેણી તરફનો ઠંડો ભાવ ભુલી જઇ બોલી પડયો:

અદમકી સએરકી દુનીયામેં આયે એકજહાં દેખા;
ખુદા શાહીદ હએ ઓ બુત! તુજસા યહાં દેખા
ન વ્હાં દેખા!

[અર્થ: નેસ્તીની સએર કીધી: ફરી દુનીયામાં આવ્યાં તો ત્યાં ઘણુંએ જોયું પણ કસમ છે ખુદાના કે ઓ સુંદર મુરતી તારા સમાન ન કોઇને અહીં જોયો કે ન ત્યાં.]

મહેરૂન્નીસાએ આનો કંઇ પણ જવાબ દીધો નહી. આ જોઇ જહાંગીર બોલ્યો:

"મારી મહેરૂન, હવે તો કાંઇ મહેર કર, નહીં તો—

આમાદ મેરે કત્લ પે સાકી સીતાબહો!
છંદ અઝાબસે મંયે, તુજેભી સવાબ હો!"



ચિત્રકાર:
શ્રીમાન પુરૂશોત્તમ.



આદમજી સફેર દુનીયામે આયે એકજ હાં દેખા
ખુદા શાહીદ હએ આ ભુલ તુજસા ન્હાં દેખા:



ચિત્રકાર:
શ્રીમાન પુરશોત્તમ.

નહિં હમેરા હરમસે કામ હમ ઉલ્ફત કે બંદે હુએ,
વહી કામા હૈ અપના આરજુ દીલકી જહાં નીકલે:

[**અર્થ:** ઓ સાકી હવે મારા કતલ કરવા પર તું ઉતાવળ કર, કે જેથી હું દુ:ખથી છુટું અને તનેબી પુન્ય થાય.

**મહેરૂન્નીસા:** "હું શું કહું. કીસ્મત—

અય ફલક જો જો દીખાઇ દેખલી—
વસ્લભી દેખા જુદાઇ દેખલી."

[**અર્થ:** ઓ ફરતા આસમાન તેં જે જે સુખ–દુ:ખ દેખાડયાં તે જોયાં; સ્નેહીનો મેળાપ અને તેની ફરી જુદાઇ સઘળું જોયું.]

**જહાંગીર:** "હવે એ સઘળું ભુલી જા. કાંઇ નહીં તો જેમ એક ફકીરને ખયેરાત આપે તેમ મને તારો પ્રેમ એકવાર આપ:

માંગત ભીક્ષા નેહકી, જોલી પલક પસાર;
તેરે જોગી યે ખડે, કર ઇનકો સત્કાર.

[**અર્થ:** આંખના પાપણરૂપી જોલી પસારી પ્રેમની ભીક્ષા માંગતો આ તારો જોગી ઉભો છે તેનો સત્કાર કર.]

**મહેરૂન્નીસા:** "સાહેબે આલમ—

જો ન દેખાથા વોહ સબ ઇશ્કમેં તેરે દેખા;
દેખીયે ઓર દીખાતી હય, હમે કીસ્મત કયા.

[**અર્થ:** જે ધારી પણ ન શકાય અને જોય લુંએ નહીં એ સૌ તારા ઇશ્કમાં જોયું. જોઇએ હવે અમારી કીસ્મત હજુ બીજું તે શું શું દેખાડે છે.]

**જહાંગીર:** "વાહ વાહ, મહેરૂન વાહ! જોઇશું હજુ શું કીસ્મત દેખાડે છે, મને તો આ દેખાય છે કે—

યે અબ દરીયાફત હોતા હયે, મુજે દીલકી ગવાહીસે
ઝમાના વસ્લકા નઝદીક, હયે ફઝલે ઇલાહીસે!

[**અર્થ:** મને મારા અંત:કરણના કહેવાથી હવે આ જણાય છે કે મેળાપના દીવસો અલ્લાહની મહેરબાનીથી નઝદીક છે.]

આમ કહેતા સમેત મહેરૂન્નીસાના રૂખસાર ઉપર ઝડપથી એક ચુંબન લઇ જહાંગીરે કહ્યું:

નહીં દએરો હરમસે કામ હમ ઉલ્ફત કે બંદે હએ;
વહી કાબા હએ અપના આરજુ દીલકી જહાં નીકલે.

[**અર્થ:** અમને મંદીર કે મસજીદ કશાથી કંઇ કામ નથી; અમે પ્રેમના દાસ છીએ: જ્યાં મનનો પ્રેમ પુરો પડે એજ અમારો કાબા છે.

# પ્રકરણ ૧૫ મું.

## રમલની સચ્ચાઇ.

ફીર વહી કુંજે કફસ, ફીર વહી સઇયાદકા ઘર;
ચાર દીન ઓર હવા બાગકી, ખાલે બુલબુલ.

**અર્થ:** ફરી તો તેજ કેદખાનાનો ખુણો અને ફરી તેજ સઇયાદ શીકારીનું ઘર છે; માટે તેટલામાં ઓ બુલબુલ તું બાગની હવા ખાઇ લે.

ઉપલી મનહર મુલાકાતના બીજેજ દહાડે ગંજાવર જીયાફત જહાંગીર અને મહેરૂન્નીસાના લગનની ખુશાલીમાં તઇયાર કરવામાં આવી. જહાંગીરે તેણીનું મહેરૂન્નીસા નામ બદલીને 'નુરમહાલ' રાખ્યું. વળી આગળ જતાં આ નામ પણ બદલાઇ જઇને હાલ ઇતીહાસમાં પ્રખ્યાત થયલા 'નુર–જહાનના' નામે તેણી ઓળખાવા લાગી. એટલે સુધી કે રૂપીયા અને અશરફીઓ ઉપર આ મુજબનો લેખ છાપવામાં આવ્યો:—

બ હુકમે શાહે જહાંગીર યાફત સદ ઝેવર;
બ નામે 'નુરજહાં' બાદશાહ બેગમ ઝર.

**અર્થ:**—શાહ જહાંગીરના હુકમથી નુરજહાં બેગમનું નામ સોના પર કોતરાવી તેને હજાર પ્રકારની શોભા આપી છે.

વળી ફરમાનની મહોર ઉપર આ છાપ હતી:

નુરજહાન ગશ્ત બ ફઝલે ઇલાહ,
હમ–દમો હમ રાઝે જહાંગીર–શાહ.

**અર્થ:**—ખુદાની મહેરબાનીથી નુરજહાન શાહ જહાંગીરની સંપુરણ સાથી અને ભેદભરમની ભાગીદાર થઇ.

તેણીનો પીતા મીરઝાં ગયાસ "અઇત માદ–દુદ–દવલા" ના નામે સલતનતનો વઝીર બન્યો; તેમજ તેણીનો ભાઇ આસીફ્જાહના ઇલકાબથી ઓળખાઇ દરબારના વડા તરીકે ઓળખાવા લાગ્યો. ખુદ નુરજહાન ઝરૂખામાં બેસી હુકમો આપતી, અને રાજનાં કામો સંભાળતી, અને તમામ મનસબદાર તેણીની સમક્ષ પોતાની અરઝો ગુજારતા. શાહ જહાંગીરનો તો આ હાલ હતો કે અગર એક પળ બેગમથી વીખુટો પડતો તો બેચેન બનતો. રાજા માનસીંઘની બેહેન અને જોધપુરના મહારાજાની પુત્રી વગેરે અનેક મહા-

રાણીઓ જહાંગીરની હતી, પણ આ નુરજહાનના તેજમાં સર્વે ઢંકાઇ ગઇ. ખ્વાજા અઇઆસના કુટુંબ જેવું કોઇ પણ આટલી ઝડપે અને લાયક રીતે આગળ વધ્યું ન હતું. બાદશાહ જહાંગીર તો શરાબનું નામ 'રામરંગી' રાખી તેની રંગરેલમાંજ લાગી રહેતો હતો, જ્યારે તમામ સલતનત તો નુરજહાનજ સંભાલતી હતી તે એટલે સુધી કે જહાંગીર ઘણીવાર કહેતો: "અમે તો બે પીયાલાં શરાબ અને થોડા કવાબ ઉપર આખી સલતનત બેગમને હાથ વેચી ચુકયા છીયે, જે કંઇ કહેવું હોય તે તેણીને કહો!"

જહાંગીરના ઘણા બેટાઓ હતા, પણ તેનો ત્રીજો પુત્ર ખુર્રમ કરી હતો એજ શાહજહાનનું નામ ધારણ કરી પછવાડેથી બાદશાહ બન્યો હતો. કારણ શરૂઆતથીજ બાદશાહીના લક્ષણ એમાં જણાતાં હતાં. નુરજહાનના ભાઇ આસીફજાહે દુરઅંદેશી વાપરી તેની સાથે પોતાની બેટીની શાદી કરી દીધી હતી. નુરજહાનની એક બેટી અલીકુલીખાનના નીકાહની પણ હતી. તેણીના લગન જહાંગીરના સૌથી નાના બેટા શહેરીયાર સાથે કરવામાં આવ્યાં હતાં. નુરજહાનની બધી ઉમેદ પાર પડી હતી. હવે ફક્ત એટલીજ ચીંતા રહી હતી કે કોઇ પણ રીતે તાજે શહેરીયાર (બાદશાહી) પોતાના જમાઇ શહેરીયારને માથે મુકવામાં આવે. તે માટે તેણીને પોતાના ભાઇ આસીફજાહ સાથે પણ પંચાતી થઇ હતી. ખુર્રમની સામે તેણીએ બાદશાહના એવા કાન ભંભેર્યાં કે તેનો મુલક પણ જપત કરી શહેરીયારને આપવામાં આવ્યો હતો, અને બાપ બેટા વચ્ચે જબરી પંચાતી ઉઠી હતી. પરીણામે ખુર્રમ (શાહજેહાને) પોતાના બાપ સામે બંડ ઉઠાવ્યું. આ લડાઇમાં બાદશાહી તરફથી મહાબતખાને બહુ શુરાતન બતાવ્યું હતું.

આ બંડ પછી મહાબતખાન દહાડે દહાડે વધુ ને વધુ સત્તા મેળવતો ગયો, અને તે પણ એટલે સુધી કે હવે તે નુરજહાનને પણ તાળી આપતો ફરતો હતો. પણ વડી સત્તા નુરજહાનના હાથમાં હોવાથી આખરે મહાબતખાન ઉપર પણ ધાડ આવી. તેને હુકમ કરવામાં આવ્યો કે તેના તાબા હેઠળના ઇલાકાની હાકમીનો તેણે હીસાબ કીતાબ આપવો. મહાબતખાન હીસાબ આપવા તો આવ્યો, પણ સાથે એક હજાર શુરા રજપુતો પણ લેતો આવ્યો, જેઓ તેને માટે પોતાનું માથું પણ આપવા તૈયાર હતા. જહાંગીર કાબુલ તરફ જતો હતો, અને જહેલમ નદીને કીનારે ડેરા તાણી છાવણી મારી પડયો હતો. ત્યાં મહાબતખાને પોતાના આવવાનો બાદશાહ ઉપર પેગામ મોકલ્યો. બાદશાહ તરફનો વળતો જવાબ મહાબતખાન ઉપર ગયો કે જ્યાં સુધી આસીફજાહને હીસાબ ન આપશો ત્યા સુધી તમારી સલામી અને મેળાપ બંધ છે. મહાબતખાન આ સાંભળી ડઘાઇ ગયો. તેણે ધીરજ રાખી તે દહાડો તો પસાર કર્યો, પણ બીજે દહાડે તેણે જોયું કે બાદશાહ હરમસરાઇમાં થોડાક ખાજાસરા અને ખવાસો સાથે રહી ગયો છે, જયારે બધું લશકર ડેરા ઉપાડી છાવણી આગળ નીકળી ગયું છે, અને આસીફજાહ તમામ લશકર લઇ જહેલમ પાર ઉતરી ગયો છે. આ તક જોઇ તુરતજ મહાબતે નદીનો પુલ ઘેરી બાદશાહના તંબુની આસપાસ રજપુતોને ઉભા રાખી દીધા, અને પોતે ઘોડા પર સવાર થઇ તંબુના અંદરના દરવાજા પર આવી ઉભો રહ્યો. આ બનાવથી હરમસરાઇમાં ગભરાટ અને શોરબકોર મચી રહ્યો. બાદશાહ ગભરાઇ બહાર નીકળી આવ્યો અને બોલ્યો: "મહાબતખાન, શું બકે છે?" તેણે જવાબ દીધો: "દુશ્મનોના હાથમાંથી જીવ બચાવી હુઝુરની પનાહમાં આવ્યો છું." તે પછી તેણે પોતાને ત્રણ વાર બાદશાહની આજુબાજુ ફેરા ખાઇ નીસાર કર્યો, અને બાદશાહને પોતે પાલખીમાં બેસાડી, તેને પોતાના ખભાં ઉપર ઉપાડી પોતાના તંબુમાં લઇ આવ્યો. ત્યાં નઝરાણું બાદશાહ આગળ ધરી પોતાના બેટાઓને પણ બાદશાહ ઉપરથી નીસાર કર્યા. છેક આ વેળાએ જહાંગીરને ખ્યાલ આવ્યો કે બેગમને સાથે લાવતાં ભુલી ગયા. મહાબતખાન, બાદશાહને ઘોડાપર બેસાડી તેના તંબુમાં લઇ આવ્યો એટલામાં નુરજહાન તો પુલ ઉતરી પેલે પાર થઇ ગઇ હતી.

* * *

નુરજહાને નદી ઉતરી ભાઇ અને તમામ સરદારો ઉપર લીઆનત મલામત કરી ફોજ તૈયાર કીધી. આ સમાચાર સાંભળી બાદશાહને નુરજહાન માટે ફીકર થઇ. તેણે નુરજહાન પર સંદેશો મોકલ્યો કે કોઇ પણ રીતે લડાઇ પર ન ઉતરવું. પણ તેણી તેથી પાછી વળી નહીં. મહાબતખાન બાદશાહના કદમપર માથું રાખી પોતાના બાદશાહને આમ નજરકેદ સમાન હાલતમાં રાખવા માટે માફી માંગતો

હતો, પણ પોતાની મરજી મુજબ વરતતો હતો.

પહેલે દહાડે એક સરદાર ફોજ લઇ ઉતર્યો, પણ કંઇ પણ કીધા વીના પાછો ફર્યો. બીજે દહાડે નુરજહાન પોતે હાથી ઉપર અંબાડીમાં બેસી શહેરીયારની ન્હાની બેટીને ખોળામાં અને બે ખાજાસરાને આગળ પાછળ બેસાડી સૌથી પહેલાં મોખરે નીકળી. તેણી પોતાના હાથીને જહેલમના પાણીમાં ઉતારી આગળ વધી. પછવાડે તેણીનું લશ્કર પણ નદી પાર ઉતર્યું, અને લડાઇ શરૂ થઇ. ઘણા તીરોના ભાથાંઓ નુરજહાને પણ ખાલી કર્યા. આખરે હજારો જીવોની નુકસાની થઇ; નુરજહાનના ખોળામાંની બાળકી પણ જખમી થઈ. છતાં સમયસુચકતા રાખી તેણી, પોતે પોતાના હાથે તેણીના જખમો ઉપર પાટા બાંધતી, ફરી નદી પાર કરી ગઇ.

બીજી તરફ મહાબતખાન બાદશાહની હજુર ગુંઠણપર પડી અરજ કરી નમનતાઇ સાથે પોતાના મનમાનતા હુકમો તેને મહોડે મેલવી પોતાનું ધાર્યું તે કરતો હતો. બે ત્રણ દહાડા પછી કેટલીક શરતો અને કસમો કર્યા બાદ બેગમને તેણે આવવા દીધી, પણ તેણીને જુદાજ તંબુમાં તેણે ઉતારો આપ્યો, અને તે તંબુપર પહેરો રાખી કેદ જેવી હાલતમાં તેણીને રાખી. એટલુંજ નહી પણ જહાંગીર ઉપર જબરદસ્તી કરી તેણીને કતલ કરવાનો હુકમ પણ લખાવી લાવ્યો. આ પછી ખાજાસરાને બોલાવી તેને મહોડે નુરજહાન ઉપર તેણીના મોતનો પેગામ મોકલ્યો. બેગમે જ્યારે આ હુકમ સાંભળ્યો ત્યારે શુરૂઆતમાં તો તેણી ગભરાઇ ગઇ, છતાં તદબીરના મેદાનમાં એક પણ પગલું તેણી ન ચુકી. બહુ બેપરવાહીથી તેણીએ કહ્યું: "અગર મારા માલેકની એવી મરજી છે તો ખયેર. આવું મરવું મને હજાર જીવવાથી બહેતર પસંદ છે. પણ હવે એકવાર મને બાદશાહના છેલ્લાં દીદાર દેખાડો. મહાબતખાને ઘણી મુશીબતે આ તેણીનું કહેવું માન્યું, પણ સાથે શરત કીધી કે તેની પોતાની હાજરીમાં આ મુલાકાત થાય. આખરે નુરજહાન કે જેણીના પરદાની સામેથી ઉમરાવ અને વજીરો પાંચ ને આઠ હજારના ખીલઅત પહેરી પસાર થતા, તેણી નજરબંદીના તંબુમાંથી સુખપાલમાં બેસીને પોતાના ખાવીંદના છેલ્લાં દરશન કરવા માટે આવી. તેણીનો તે વખતનો દેખાવ તદ્દન નખાઇ ગયલો તથા લાચારી અને નીરાશીભર્યો હતો. પોતાની માનીતી બેગમનો આ હાલ જોઇ જહાંગીરની આંખોમાંથી આંસુઓ ઢળવા લાગ્યાં અને મહાબતખાનને અનેક કાલાવાલા કરી જહાંગીરે તેણીનો જાન બચાવ્યો; આ પછી તમામ લશ્કર કાબુલ તરફ રવાના થયું.



## પ્રકરણ ૧૬ મું.



### સમાપ્તીના શબ્દો.



દારા રહા ન જંમ, ન સીકંદરસા બાદશાહ;
તખ્તે ઝમીપે સએંકડો આએ ચલે ગએ.

[**અર્થ**: શાહ દારા કે જમશેદ, કે સીકંદર જેવા બાદશાહોમાંનો કોઇએ રહયો નથી. આ દુનીયાના નાટકના તખ્તાપર હજારો આવીને ચાલી ગયા.]

નુરજહાનની શીખવણીથી જહાંગીર જાહેરમાં મહાબતખાન સાથે મીત્રભાવ રાખતો અને અસફખાન તથા નુરજહાન માટે પોતાની નાપસંદગી દેખાડતો હતો. નુરજહાન કાંઇ શાંત બેઠી રહી ન હતી. તેણી પોતાના મનમાં અનેક યુકતીઓ યોજતી હતી. કાબુલ પહોંચ્યા પછી નુરજહાને મહાબતખાનની ખુબ ખબર લીધી. તેણીએ એવી યુકતી રચી કે પોતાના વીશ્વાસુ માણસો મહાબતખાનના માણસો જેવા પોશાક પહેરાવી તેઓ સાથે ભેળી દીધા. આ પછી તેણીએ જહાંગીરને બધા જાગીરદારોની ટુકડીઓની કવાયદ લેવાની સુચના કીધી. આ મુજબ બાદશાહ જ્યારે કવાયદ લેતો હતો ત્યારે નુરજહાનના બીજાં લશકરીઓમાંથી થોડાકોએ અગાઉથી ઠેરાવ્યા મુજબ છાવણીમાં ચાકરી માટે જવાની મહાબતખાનના માણસો સાથે હઠ લીધી અને અરસપરસ આ બહાને હાથો હાથ આવી ગયા. જેવો જહાંગીર કવાયદ લેતાં આગળ વધી તમામ લશકરની વચમાં આવી પુગ્યો કે નુરજહાનના માણસોએ તેને ઘેરી લીધો અને તેની આજુબાજુ જે રજપુતો સ્વારો તરીકે પહેરો ભરતા હતા તેમને કાપી નાખ્યાં. આ ગડબડનો લાભ લઇ નુરજહાને રાખેલાં બીજાં માણસોએ અંદર છાવણીમાં

પેસી આવી પોતાની સંખ્યામાં વધારો કરી દીધો, અને આવી રીતે જહાંગીરનો ફરી કબજો મહાબતખાનને મળવો અશકય થઇ પડયો.

મહાબતખાને જેવું જોયું કે મામલો બદલાયો છે, કે તે તુરતજ પોતાના માણસોને લઇ દુર જઇ ઉભો અને પોતાને માફી બખશવાને અને તેમ કરી સલામત રાખવાને લગતા સંદેશાઓ તેણે ચલાવવા માંડયા. જહાંગીર હવે છુટો થયો અને નુરજહાનને તેણે પાછી સર્વોપરી સત્તા આપી.

કેટલાક દહાડા પછી જહાંગીર કાશમીર તરફ પાછો વળ્યો. ત્યાં સરદીને લીધે એને જે દમની બીમારી હતી તે ઉભરી આવી. આથી ફરી હીંદુસ્તાન પાછો આવવા નીકળ્યો. મુકામ મારગલેની પાસે આવતાં ત્યાં શીકાર રમવાનો શોખ થયો. ત્યાંના રબારીઓ હરણ વગેરે શીકારોને ઘેરી બાદશાહ માટે લાવતા હતા. સામે એક પહાડની ઢલાણ હતી. જ્યારે હરણ તે પહાડની ઢલાણપર ભાગતાં આવતું તો બાદશાહ તેની પર ગોળી મારતો અને હરણ બેજાન થઇ નીચે પડતું. એક અજલ રશીદા છોકરો હરણને ઘેરી પહાડની ઢલાણ પર લાવ્યો પણ હરણ બરાબર ઢલાણ પાસે ન આવ્યું. આથી બાદશાહની સેવા બજાવવના જુસ્સામાં છોકરો ઢલાણપર આગલ વધ્યો. પગ લપસતાં પકડવા માટે પાસેના નહાના છોડવાને ઝીલવા ગયો પણ તે હાથમાંથી છુટી જવાથી આ મોતનો શીકાર, ખુદ શીકાર થઇ હાથ પગ પછાડતાં નીચેની ખીણમાં જઇ પડયો અને તેના હાડકાંના ચુરેચુરા થઇ ગયા. આ બનાવ જોઇ જહાંગીર બહુ ઉદાસ થઇ મહેલમાં આરાએસ માટે ગયો. પણ ત્યાં જતાં વાર તેને શરદીને લીધે દમની બીમારી ઉભરી આવી અને આ રંગીલો બાદશાહ આ જહાનથી કુચ કરી ગયો. નુરજહાને આ મામલો જોઇ ગભરાઇ મદદ માટે પોતાના ભાઈ આસીફજાહને તેડાવી મંગાવ્યો કે શહેરીયાર માટે કંઇ તજવીજ કરો પણ આસીફને પોતાના કુટુંબમાં સલતનત રાખવી હતી. તેથી બહેનને તરતજ નજરકેદ કીધી અને અમલદારોનું તેણી પાસે આવવું જવું બંધ કરી દીધું. નુરજહાને ઘણી તદબીરો કીધી પણ એકે કામ ન લાગી. આખરે તે અલ્લાહની મરજી ઉપર પોતાને સોંપી તેણી બેસી રહી. શાહજાદો ખુર્રમ કે જે હવે શાહજહાંના નામે બાદશાહ બન્યો હતો, તેણે મોટું મન બતાવી વારસીક પચ્ચીસ લાખ રૂપીયાના ઉપજની જાગીર તેણી માટે મુકરર કરી દીધી અને બહુજ ઇજત અને માન સાથે તેણીને તેણે રાખી.

પોતાના રંગીલા ખાવીંદના ગુજરવા પછી નુરજહાનની આંખોમાં તમામ દુનીયા કાળી—અંધારી દેખાવા લાગી. આ પછી તેણીએ પોતાની બાકીની જીંદગીમાં કોઇ વાર પણ રંગીન કપડાં ન પહેર્યાં અને સદા ગમગીન રહેવા લાગી. જહાંગીરના મરણ પછી ૧૮ વરસે હીજરી સને ૧૦૫૫ અને ઇ. સ. ૧૬૪૫ માં એકવાર મોટી મુસીબત વચ્ચે રણમાં જન્મેલી પણ હીંદના ઇતીહાસમાં પોતાના નામકામથી મશહુર થયેલી આ બાનુ ૭૨ વર્ષની ઉમરે મરણ પામી અને લાહોરમાં જહાંગીરની કબર પાસે પોતાની હયાતીમાં તેણીએ તઇયાર કરાવેલી કબરમાં તેણીને દફન કરવામાં આવી.

પ્રીય વાંચક, અગર આજે પણ તું આ મશહુર મલેકાની ઉપલી કબર પર ફાતેહા માટે જશે તો એક શીરીન શાએરનો આ મીસરો તે સુંદર સફેદ મરમરની મઝાર પર કોતરેલો દેખાશે:

બર મઝારે મા ગરીબા, નયે ચેરાગે નયે ગુલે;
નયે પરે પરવાને યાબી, નયે સદાયે બુલબુલે.

[**અર્થ:** અમે ગરીબોની કબર ઉપર નથી કોઇ દીપક કે નથી ફુલ-પાન; નથી પક્ષીઓના પરોનો ફડફડાટ કે નથી બુલબુલનો અવાજ.]

નુરજહાન માટે જેટલું બોલવામાં આવે તેટલું થોડું છે. બીજાઓને કવચીતજ બક્ષેસ થાય તેવા ગુણો તેણીમાં હતા. તેણીની ખુબસુરતી અને સુંદરતા જેટલીજ તેણીની સત્તા અને રાજ્ય કરવાની શક્તિ વખાણપાત્ર હતી. જહાંગીરની દરબારનો ઠાઠ ભપકો નુરજહાનેજ વધાર્યો હતો. તે સાથે ખરચનો કરકસરીઓ કારભાર કરનાર પણ આજ અબળા હતી. સ્ત્રીઓના પોશાકો તેમજ રાચરચીલામાં તેણીએ વખાણવા લાયકના ફેરફારો કર્યા હતા.

માંદાની માવજતમાં નુરજહાન મહા પ્રવીણ હતી. આપણે જોઇ ગયા છીએ તેમ તેણી આફત વેળાએ પણ બચ્ચાંના જખમોની સારવાર શાંતીથી કરતી હતી. આ બનાવ તેણીની હોશીયારી અને ચાલાકીજ નથી બતા-

વર્તા; પણ તેણી કેવી દીલસોઝ હતી તે પણ બતાવે છે.

સખાવત કરવામાં પણ તેણી પાછી હઠે તેવી ન હતી. મુસલમીન સરાહ મુજબ જકાત આપવામાંજ તેણીની સખાવત આવી અટકતી ન હતી. તેણી ભુખ્યાને ખવાડતી, અને નગનને કપડાંથી ઢાંકતી હતી. સઘળાં દુઃખીઓ માટે તેણી એક મદદનું સાધન હતી. ગરીબોના તેણી પોતાના પૈસે લગન કરી આપતી હતી. તેણીનો અવાજ મોહ પમાડે તેવો, મધુર અને વાજીંત્ર સમાન હતો. ફારસી શએર બનાવવામાં તેણી પુરી કાબેલ હતી. શાહ જહાંગીરને દારૂનો બહુજ લખ હતો, છતાં પવીત્ર રમઝાન માસમાં તે મુદલ પીતો ન હતો. રમઝાનની પહેલી તારીખથી ૩૦ મી સુધી તે પરહેઝ રહેતો. તે પછીની પહેલી તારીખથી તે તેનો ઉપયોગ કરતો. એક વખતે રમઝાનનાં ત્રીસ દહાડા પુરા થયા અને સાંજના બીજે દહાડે ઇદ જાહેર કરતો ચંદ્રમા આકાશ ઉપર દેખાયો. આ વખતે નુરજહાન અને જહાંગીર અગાસીમાં હતાં. આ દેખાવ જોઇ જહાંગીર બોલ્યો:

"હીલાલે ઇદ બર અવઝે ફલક હુવયેદા શુદ."

[**અર્થ:** ઇદનો ચંદ્રમા આકાશ પર જાહેર થયો.]

આ સાંભળી નુરજહાને તરતજ જવાબમાં આ લીટી કહી:

"કલીદે મએકદા, ગુમ ગશ્તે બુદ, પએદા શુદ."

[**અર્થ:** શરાબખાનાની ચાવી જે આજે મહીનો દહાડો થયા ગુમ થઇ ગઇ હતી તે પાછી મળી છે.]

ખાબો ખીયાલ હો ગઇ સારી હીકાયતે,
અબ હએ નહી વોહ વકત ઝમાના બદલ ગયા.






લખનાર:-સ્વર્ગસ્થ હાજીમહુમ્મદ અલારખિયા શિવજી.

ચિત્રકાર: મી૦ સુંદરરાવ ગોરક્ષકર.

બાદશાહ અકબરના મહેલમાં રહેવાવાળી કોઇ દાસીની પુત્રીનું નામ નાદિરા હતું. એક સમયે બાદશાહે પ્રસન્ન થઇ જઇ તેને અનારકલીના નામે બોલાવી હતી. ત્યારથી સર્વ લોક હવે તેને અનારકલીનાજ નામે બોલાવતા. અનારકલી એક બહુજ સુંદર બાળા હતી. તે મહેલની બેગમોની બહુ માનીતી હતી. તેની જીંદગી તેઓ સાથે મનમાની રીતે અને સુખપૂર્વક ગુજરતી હતી. તેના નાજુક હસવામાં તેમજ તેના ચંચલ નેત્રોમાં અજબ જાદુ ભર્યું હતું. મહેલની મોટી બેગમો અનારકલીને જોઇ આહ! ભરતી હતી, કેમકે તેને જોતાં તે લોકને પોતાની જવાનીની વાતોના ખ્યાલ ચઢી આવતા હતા. અનારકલી હવે લડકી ન રહેતા જવાન થઇ હતી. મહેલની અંદરના ભાગમાં પરદાનું નામ હોતું નથી. શાહી મહેલના રહેવાસીઓમાં બાદશાહ અકબરનો પુત્ર શાહજાદો સલીમજ તેની અચંબાભરી મોહીનીને ધ્યાનપૂર્વક અવલોકયા કરતો હતો. સલીમ પોતાના મનના આ ભાવ અનારકલીને ખુલ્લા કરવા માટે બહુ આતુર હતો.

તે એક ચાંદની રાત હતી કે જ્યારે આ બન્નેને એકાન્તમાં મલવાની ખુશ કિસ્મત બની આવી. હંમણાજ વરસાદ વરસી બંધ પડી ગયો હતો. ફુલોની ખુશબોથી બાગ બહેકી રહ્યો હતો. આસ્માનમાં વાદલ સુંદર ધીરે ધીરે સાફ થઇ રહ્યાં હતાં. કોઇ કોઇ વાર દરખ્તોના ઉપરના ભાગ ચંદ્રમાના પ્રકાશથી છવાઇ જતા હતા.

અનારકલી સંગેમરમરના ફરસવાળી પગવાટ પર પોતાના પ્યારા હરણના બચ્ચાને "અરા અરા" કહી શોધી રહી હતી. એવામાં કોઇ સોનેરી ઘંટીનો અવાજ અનારકલીના કાને પડતાં તે તે તરફ વળી. સ્હેજ આગળ વધી હશે કે તેને એક ખુણામાં પોતાનું સુંદર હરણ દેખાયું. તેને જોતાંજ "અરા આટલો વખત તું કયાં હતો? તને કોણે અટકાવી રાખ્યો હતો?" કરી પૂકારી ઉઠી.

"મેં!"

અનારકલીએ ફરીને પછવાડે જોયું.

એ તો શાહજાદો સલીમ હતો, જેણે અનારકલીને ઉપરનો જવાબ આપ્યો હતો.

શાહજાદાએ મુસ્કેરાઇ કહ્યું: "આ હરણના બચ્ચાને હું હરગિજ ન જવા દઇશ."

અનારકલીએ શરમાઇ જઇ, બહુ અદબથી શાહજાદાને આદાબ અરજ કરી સલામી આપી.

"હુજૂર, હું આપથી માફી ચાહું છું. કારણ કે હું પહેલાં આપને પીછાની નહિં શકી."

અનારકલી હજી પોતાનું બોલવું ખતમ પણ ન કરી રહી હતી કે વચમાંજ શાહજાદાએ કહ્યું: "અજી, મારો કસુર માફ કરશો. કારણ મેંજ આ હરણના બચ્ચાંને રોકી રાખ્યું હતું. મેં એને કાં રોકી રાખ્યું તે જાણો છો?"

અનારકલી પાસેથી જવાબ ન મળતાં શાહજાદાએ આગળ વધી તેના કાનમાં ધીમેથી કહ્યું: "કારણ કે એની આંખો તમારી આંખો જેવીજ છે!"

અનારકલી પહેલાંથીજ શાહજાદાના પ્રેમથી વાકેફ હતી, પણ હવે તેના શબ્દોથી એ બાબતમાં સ્હેજ પણ શક સંદેહ હતા તે પણ જતા રહ્યા. અનારકલી લજ્જાભરી ગરદન ઝુકાવી ઉભી હતી. તેની જબાનથી એક પણ હરફ ન નીકળ્યો. શાહજાદાએ ધીરેથી પોતાનો હાથ તેના ગળામાં નાખી તેનું મ્હોં પોતા તરફ ફેરવી કહ્યું: "કીસ તરફ ધ્યાન હય અયે નરગીસે રાઅના તેરા."

[ અર્થ : ઓ ખુબસુરત નરગીસના ફુલ! તારૂં ધ્યાન ક્યાં છે? ]

[ ૨ ]

અનારકલીએ આખી રાત જાગવામાંજ ગાળી. સાંજના બનેલી બીનાની યાદીને લીધે એક પલભર પણ તે ઉંઘી ન શકી. શાહજાદાએ તેને કેવી રીતે પુકારી હતી, તેના શબ્દોમાં કેવી મધુરતા હતી, લજ્જાથી કેવી રીતે તેણે પોતાના મુખને નીચે કરી લીધું હતું, શાહજાદાને જોતાંજ તે કેવી ભયભીત થઇ ગઇ હતી, આપસમાં તેઓ એક બીજાને કેવી નેહભરી નજરોથી જોઇ રહ્યાં હતાં, શાહજાદાની ચશમોમાં કેવું જાદુ ભર્યું હતું,



તેના રૂપે તેને કેવી રીતે મોહિત કરી નાખી હતી–આ સર્વ વાતોના ખ્યાલોથી તેના ગુલાબી ગાલ કોઇ કોઇ વાર લાલ થઇ આવતા હતા. ભલા, જેના જીગરમાં આવા કિસમની ભાવનાઓ ઉછળી રહી હોય તે નિંદ્રાદેવીની ઉપાસના તે વળી કેવી રીતે કરી શકે?

શાહજાદા સલીમની પણ તમામ રાત જાગતાંજ ગુજરી. શાહજાદાની આ વખ્તે કુંવારી



"બાદશાહની સ્હેજ પાસેજ શાહજાદો સલીમ અનારકલી તરફ મહોબતથી નીગાહોથી જોતો બેઠો હતો. અનારકલીએ



નીચેની ગઝલ ઉપાડી પોતાના સુરીલા અવાજે તે ગાવી શરૂ કરી..એક નજરે તે શાહજાદા તરફ જ જોઈ નાચી ગાઈ રહી.'

અવસ્થા હતી. આ વખતેનો પ્રેમ નિર્મળ હોય છે. શાહજાદા માટે આ પહેલોજ અવસર હતો કે અનારકલીના રૂપે તેના ઉપર પોતાનો કબજો મેળવ્યો હતો. શાહજાદો પણ અનારકલી માફક પ્રેમપાશમાં જકડાઇ જઇ એક પલ પણ સુતો ન હતો.

[ ૩ ]

બાદશાહ અકબર સંગીતનો બહુજ પ્રેમી હતો. સાંજનો સમય ઘણું કરી પોતાના નવરત્નો સાથે સંગીત અને સાહિત્ય વગેરે સુંદર કલાઓના સહવાસમાંજ તે ગુજારતો. દરબારમાં આ સમયે અનારકલી જેવી નાચવા ગાવામાં કુશલ બીજી નહીં લેખાતી. આ વેળા ઘણા દહાડા પછી સાંજના મહેલમાં બહુ ધુમથી ગાવું ચાલી રહ્યું હતું. અનેક ગાનારીઓ પછી અનારકલીની વારી આવી. અનારકલી બાદશાહ સલામતને સલામી આપી ગાવા માટે ઉભી. બાદશાહની સ્હેજ પાસેજ શાહજાદો સલીમ અનારકલી તરફ મહોબતની નીગાહોથી જોતો બેઠો હતો. અનારકલી પણ શાહજાદાની તરફ એક ટસે ધ્યાનપૂર્વક જોઇ રહી હતી. થોડી વાર રહી અનારકલીએ નીચેની ગઝલ ઉપાડી પોતાના સુરીલા અવાજે તે ગાવી શરૂ કરી:

"મન તૂ શુદમ તૂ મન શુદી
મન જાં શુદમ તૂ તન શુદી
તા કસ ન ગોયદ બાદ અજીં
મન દીગરમ તૂ દીગરી."

[ અર્થ : હું તું અને તું હું બની ગયા; હું જો જાન હું તો તું તન છે; જેથી કોઇ પણ આ નહીં કહી શકે કે મુજમાં અને તુજમાં કંઇ પણ જુદાઇ કે ફરક છે. ]

આ ગજલ ગાતી વખતે અનારકલી શાહજાદાના પ્રેમમાં એટલી લીન થઇ ગઇ હતી કે તેને પોતાના તન બદનની પણ ખબર ન હતી. તેને આ વાતનો જરા પણ ખ્યાલ ન હતો કે બાદશાહ અકબરની સામે હું ગાઇ રહી છું. બસ એક નજરે તે શાહજાદા તરફજ જોઇ રહી નાચી ગાઇ રહી હતી. અનારકલીની આ હાલત જોઇ બાદશાહ તરતજ પામી ગયો કે આ લડકી પોતાની જવાનીના હુસ્ન (સૌંદર્ય)થી શાહજાદાને પોતાના પ્રેમપાશમાં ઝકડવા ચાહે છે. સાધારણ રીતે અકબર હમેશાં ગંભીર અને શાંત સ્વભાવનો હતો. પણ અનારકલીની આ વર્તણુકથી અતી ગુસ્સામાં આવી જઇ તેણે ખાજાસરાઓના સરદારને બૂમ પાડી: "આ ઓરતને હમણાજ કેદખાનામાં બંધ કરો. કાલે ફજરના એને ફાંસી આપવામાં આવશે." હુકમ થતાં સાથે તે સરદારે અનારકલીના બન્ને હાથો પકડી લીધા. અનારકલી ડરના મારે થરથર કાંપવા લાગી. એક દીવાના મીસાલ જોરથી હાથો ઝુંટવી લઇ બાદશાહના કદમો પર જઇ તે પડી.

[ ૪ ]

આંખો બંધજ રાખી અનારકલી મનમાંજ સોચવા લાગી કે હું કયાં છું. થોડો વખત સુધી તો તે આ કંઈ પણ જાણી ન શકી. બેહોશીની હાલતમાં તે લાંબા શ્વાસો ખેંચી રહી હતી. આ વખતે તેના દુ:ખની હદ ન રહી હતી. થોડીવાર રહી જ્યારે તે હોશમાં આવી કે માથે આવી પુગેલા મોતના ભયથી વ્યાકુળ બની રડવા લાગી. આ વેળાયે તે જગ્યાએ તેને આશ્વાસન આપવા ત્યાં કોઇજ ન હતું.

જેના માટે આ નિરાશ્રીત છોકરીને આવા દારૂણ દુ:ખની સામે થવું પડયું તે શાહજાદો સલીમ કયાં હતો? અનારકલી મનમાંજ વિચારવા લાગી, શું આવી આફત વખતે પણ શાહજાદો મારી મદદે ન આવશે? શું મારૂં મોતજ આણવા માટે તેણે મારી સાથે મહોબત કરી હતી?

અનારકલી હુસકા ભરી રડવા લાગી. તેની આંખોમાંથી આંસુની ધારાઓ વહી ચાલી. કેટલોક વખત રહી જ્યારે રડવું ઓછું થયું ત્યારે ફરી તે પોતાના મનમાં તેજ બાબતના ખ્યાલો કરવા લાગી કે જેના પરિણામે તેને આવી જાલમ સજાનો હુકમ થયો હતો.

"ખુદા! મારાથી એવી તે કઇ ખતા થઇ ગઇ છે કે જેના અવેજમાં તું મને આ હદની સજા કરી રહ્યો છે? મેં શાહજાદાને ફક્ત મહોબતની નિગાહે જોયો છે. શું એજ મારી કસુરનું કારણ છે?" આ વેળાયે તેની સ્હેજ પણ ખાત્રી ન હતી કે તેણે કંઈ પણ ગુન્હો કર્યો છે. કોઇ રીતે હમણા તેને ધીરજ કે ચેન ન હતાં. તેના દુ:ખને ઓછું કરવા ત્યાં કોઇ પણ ન હતું. વળી પાછો શાહજાદા સલીમનો ખ્યાલ હૈયે ચઢી આવ્યો. "શું શાહજાદો આવી વેળાયે પણ સ્હાય ન કરશે કે જ્યારે હું એની ખાતર મોતનો મુકાબલો કરવા તૈયાર થઈ છું."

એવામાં અનારકલીને દરવાજા પર કોઇના પગનો અવાજ સંભળાયો. દરવાજો ખુલી ગયો. એક માણસ હાથમાં ફાનુસ લઇ શાહજાદા સલીમ સાથે તે ઓરડીમાં દાખલ થયો. અનારકલી શાહજાદાને જોતાંજ તેને લપટી પડી રોવા લાગી.

"મારી જાન" શાહજાદાએ કહ્યું, "હજી પણ હું તને બચાવી શકીશ. વખત થોડો છે, અને દેરી કરવી ઠીક નથી. દરવાજા પર બે તેજ ઘોડા આપણા માટે ઉભા છે. આપણે બહુજ વેગે શહેરની બાહર નીકળી જશું."

અનારકલીએ નિરાશાભર્યા અવાજે જવાબ વાળ્યો: "શાહજાદા, ભાગવાની કંઇ પણ ઉમેદ રહી નથી. કારણ બાદશાહના સિપાહો તરતજ આપણ બન્નેને પકડી પાડશે. મારી સાથે આપ આપની જાન શું કામ મુફતમાં આપો છો?"

"મારા દોસ્તો આ કામમાં મારી મદદ કરશે. ઘોડાની ખરીઓ એવી રીતે ઢાંકી છે કે તેના દોડવાનો અવાજ નહિં સંભળાય." શાહજાદાએ જવાબ વાળ્યો.

શાહજાદાની વાતોથી અનારકલી ચક્કરમાં આવી ગઇ. તેની જીંદગીને જોખમમાં નાખવાનું તે દુરસ્ત નહિં ધારતી હતી.

ફરી સોચી સમજી અનારકલીએ કહ્યું: "શાહજાદા, મારૂં મોત તો નક્કીજ છે. ખુદા અને બાદશાહ બન્ને મારા મોતના તલબદાર છે. હું આ જગ્યાને તો જ્યાં સુધી બાદશાહના સિપાહો મને લેવા ન આવે ત્યાં સુધી મુકી શકતી નથી."

શાહજાદો આ શબ્દો સાંભળી બોલ્યો: "જાન, પાગલ મીસાલ વાતો કરવી ઠીક નથી. આવી જાલીમ રીતે બાદશાહના હાથે તારૂં મોત હું હરગિજ જોઇ શકું તેમ નથી."

આટલું કહી શાહજાદાએ અનારકલીના હાથ પકડી બહાર જવા માટે ખેંચવા માંડ્યા. અનારકલી શાહજાદાના હાથોમાંથી પોતાના હાથ છોડવી કહેવા લાગી, "શાહજાદા, મારી જીંદગીના દિવસો ભરાઇ ચૂકયા છે, મોત પર કોઇનો કાબુ નથી. ભાગવા માટેની કોશેશ કરવી એ ફોકટ છે. આપણે બન્ને પાછા સાથે પકડાઇએ તો તેનું શું પરિણામ આવશે તેનો પણ કંઇ કદી વિચાર આપે કર્યો છે?"

શાહજાદાએ જવાબમાં કહ્યું: "આ વખતે



દરેક બાબતનો ખુલાસો હું મનમાનતો આપી શકતો નથી પણ આટલું તો છે કે કોઇ પણ બાદશાહનો દિલ્લીના તખ્ત પર હમેશાનો કબજો નથી રહેતો. હું બહુજ જલ્દીથી દિલ્લીના તખ્ત પર બેસીશ."

અનારકલી શાહજાદાના આ શબ્દો સાંભળી ચૂપ થઇ ગઇ.

જયારે શાહજાદાએ જોયું કે તે કોઇ પણ રીતે ભાગવા માટે તૈયાર નથી, ત્યારે તેણે જોરથી બુમ પાડી કહ્યું: "અનારકલી, શું તને તારી જીંદગી પ્યારી નથી? ભાગવાથી તને કાં

ઇનકાર છે? તારા વગર મારી જીંદગી શા કામની છે? જો તું મરે છે તો લે હું પણ મરીશ. અગર આ જગ્યા તું ન મુકશે તો હું પણ અહિંથી તને મુકીને નહિં ખસવાનો.” શાહજાદાના આ કલામોની અસર અનારકલીના દિલપર થઇ.

તેણે શાહજાદાને કહ્યું: “શું હવે બહુ મોડું નથી થઇ ગયું? શું હજી આપણે ભાગી જઇ શકીયે?”

શાહજાદાએ અનારકલીને વિશ્વાસમાં લેતા કહ્યું: “ભાગવાંમાં કંઇએ ડર નથી, આપણા માટે હજી પણ તેમ કરવાનો વખત છે.”

બરાબર તેજ વખતે દરવાજા પર કોઇનાં આવવાના પગલાં સંભળાયાં. દરવાજા ખુલી ગયા. હાથમાં મસાલ લઈ એક માણસ ઓરડામાં દાખલ થયો. અંદર આવતાંજ તેણે શાહજાદાને કહ્યું: “હુજૂર, બાદશાહ સલામત આ તરફ આવે છે.” સલીમ હવે ગભરાયો. હાંફતા હાફતાં તેણે કહ્યું: “હવે શું કરિયે?” તે માણસે જવાબ વાળ્યો: “આ જગ્યા હવે મૂકી ભાગો. દેરી કરવી ઠીક નથી. બાદશાહના ગયા પછી આપ અહિં આવી શકશો.”

સલીમે તે માણસને કહ્યું; “રહીમખાં બાહેર ઉભા રહો, હું આ આવ્યો.”

તરતજ તેણે એક સન્ત્રીના કપડાં જે પોતાની સાથે લાવ્યો હતો, તે પહેરી લીધાં. તે પછી અનારકલી પાસે જઇ તેના બન્ને હાથો પકડી લઇ ધીમા અવાજે કહ્યું:

“પ્યારી, હું થોડી વારમાંજ આવ્યો, તૈયાર રહેજે.”

અનારકલી નિરાશ નજરે શાહજાદાની તરફ જોઇ રહી હતી. પણ તેની જબાનથી સ્હેજ પણ અવાજ ન સંભળાયો. સલીમ તેના હોઠ ઉપર એક બોસો આપી ઓરડામાંથી બહાર આવ્યો.

અનારકલી ન હીલી શકી, ન બોલી શકી, કે ન શાહજાદાના બોસાનો જવાબ પણ તે આપી શકી. શાહજાદાના ચાલી જવા પછી અનારકલી ફરી પહેલાંની માફક શોકસાગરમાં ડુબવા લાગી.

[૫]

અનારકલીના ઓરડામાં તો કોઇ આવ્યું નહીં. રહીમખાંએ બધી જુઠી વાતો કરી હતી. ન બાદશાહ કે ન કોઇ બીજું ત્યાં આવતું હતું. શાહજાદાની પોતાની એક મંડળી હતી. પોતાના પિતાની હૈયાતીમાંજ સ્વતંત્ર થવાના તે પ્રયત્નો કરી રહ્યો હતો. આમાં રહીમખાં પણ એક હતો જેણે જીંદગી સુધી શાહજાદાને વફાદાર રહેવાના કસમ ખાધા હતા. આ રહીમખાંનીજ મદદથી શાહજાદાએ કેદખાનામાં અનારકલીની મુલાકાત લીધી હતી. રહીમખાં સમજતો હતો કે શાહજાદો અનારકલીની આખેરી મુલાકાત લેવા ઇચ્છતો હતો. તેને આ બાબતની સ્હેજ પણ જાણ ન હતી કે શાહજાદો અનારકલી સાથે ભાગવાને પણ તૈયાર હતો.

જે વખતે સલીમ અનારકલી સાથે તે ઓરડામાં વાતો કરી રહ્યો હતો તે વખતે રહીમખાં દરવાજાની આડમાં ઉભો રહી તે વાતો સાંભળી રહ્યો હતો. જ્યારે તેણે જાણ્યું કે શાહજાદો અનારકલી સાથે ભાગવા તૈયાર થયો છે ત્યારે તેણે ચાલાકી વાપરી આ કામમાં વીઘ્ન નાખવાનો વિચાર કર્યો. પણ આ પળે તે શું કરી શકે?

રહીમખાં શું કરવું તે ખુદના મનમાં સોચી રહ્યો હતો, કે અગર શાહજાદો અનારકલી સાથે ભાગી જાય તો બાદશાહના હાથથી તેનું પોતાનું તો બચવુંજ મહાલ હતું. વળી સાથે તેને એ પણ વિચાર આવ્યો કે શાહજાદાના કામમાં દખલ પણ ન આપવું. કારણ આ વાત તે ભૂલી ગયો ન હતો કે બાદશાહ અકબરની પછી દિલ્લીના તખ્ત પર શાહજાદો સલીમજ બેસશે.

જ્યારે સલીમ બહાર આવ્યો ત્યારે રહીમખાંએ તેને થોડે દુર બે મસાલો બતાવી. આ મસાલો રહીમખાંનાજ બે માણસો લઇ ઉભાં હતાં. પણ શાહજાદો તે તરફ ફરીવાર બરાબર ધ્યાનથી જોવાની હિમ્મત ન કરી શકયો. કારણ બાદશાહના ડરથી તેનું બદન થરથરતું હતું.

શાહજાદો સલીમ રહીમખાંને સાથે લઇ ચુપચાપ મહેલની તરફ રવાના થઇ ગયો.

મહેલમાં પહોંચતાંજ શાહજાદાએ રહીમખાંને પૂછ્યું, “તને પૂરેપૂરો વિશ્વાસ છે કે એ બાદશાહજ હતા?”

રહીમખાંએ જવાબ દીધો: “જી, હા, હુજુર.” સલીમે પૂછ્યું: “તેઓ અહિં શું કામ આવેલા?”

રહીમખાંએ ઉતર વાળ્યો: “હજૂરને આ વાત તો માલુમ હશે કે બાદશાહ હમેશાં રાતના વખતે વેશ બદલી શહેરની હાલત

ખાનગી રીતે જોવા ધુમે છે. આજે એમની ખુશી આ તરફ આવવાની થઇ હશે."

થોડા વખત પછી રહીમખાં મનોમન ગભરાવા લાગ્યો, કેમકે શાહજાદો થોડીવારમાં અનારકલીને લઇ જવા કેદખાનાની તરફ આવવાનોજ. તે એ જાણતો હતો. આવી હાલતમાં એણે શું કરવું ? રહીમખાં અનારકલી સાથે શાહજાદાનું ભાગવું પસંદ કરતો ન હતો. આખરે એક ઇલાજ તેને સુજયો. રહીમે શાહજાદાને પૂછ્યું: "શું હુજૂર શરાબ નોશ કરવો ચાહે છે?" ગભરાટથી સલીમના કંઠ સુકાયા હતા. તેણે કહી દીધું: "હા, શીરાજીનો એક પ્યાલો લાવ!"

રહીમખાં શરાબ લાવવા બીજા ભાગમાં ગયો. તેણે શરાબની જામમાં કંઇક સફેદ ભૂકી પોતાની જેબમાંથી કાઢી મીલાવી દીધી. થોડીક પલોમાં તે ભૂકી પીગલી જઇ શરાબના રંગમાં મલી ગઇ.

સલીમ શરાબની વાટ જોતો હતો ત્યાં રહીમખાંએ શરાબની જામ લાવી તેના હાથમાં મુકી. તેણે તે પી લઇ બીજી જામ તલબ કરી તે લાવવા હુકમ કર્યો.

રહીમે બીજું પ્યાલું શાહજાદાને ભરી આપ્યું. તે પ્યાલાને પણ શાહજાદાએ શોખથી પી લીધું.

થોડીવારમાં શરાબના નશામાં આવી સલીમે રહીમખાંને કહ્યું: "મને અનારકલી પાસે લઇ ચાલ."

"હુજૂર હું આપનો હુકમ સર પર ચઢાવવા તૈયાર છું પણ,—"

"પણ શું?"

"બાદશાહ હમણા પણ ત્યાંજ હશે!"

"અફસોસ, તેમણે તો કોઇ ચોકીદારને ઘેર જન્મ લેવો હતો અને નહિં કે શહેનશાહે હિંદુસ્તાનના ઘેર."

"રહીમ, જા અને જો, શું હજી તેઓ ત્યાંજ છે?" સલીમે ફરમાવ્યું.

શાહજાદાને અદબથી સલામ કરી સ્હેજ પણ ગભરાટ વગર હવે રહીમખાં ઓરડામાંથી બહાર આવ્યો. કારણ તે નક્કી જાણતો હતો કે નશાની નિંદ્રામાંથી શાહજાદો સહવાર પહેલાં ઉઠે તેમ નથી.

[ ૬ ]

અનારકલી શાહજાદાના આવવાની રાહ જોઇ રહી હતી. શાહજાદો હજી સુધી ન આવ્યો છતાં તેને પૂરેપૂરી ઉમેદ હતી કે તે તેની મદદે જરૂરજ આવશે.

પ્રભાતના સૂર્યના કિરણોથી અનારકલીના ઓરડાનો અંધકાર ધીરે ધીરે ઓછો થતો જતો હતો. અચાનક તેની નજરે એક ચમકતી ચીજ ઉપર પડી. તે ચમકતી ચીજ હીરાની વીંટી હતી જે તેને તેની અમ્માએ મરતી વખતે આ કહીને પહેરાવી હતી કે, "ખુદા કરે એવો વખત નજ આવે પણ જીંદગીમાં જ્યારે પણ બચવાની તદબીર ન સુજે ત્યારે આ અંગુઠીને ઓસો આપી પોતાની ઇજ્જત સંભાલી લેજે."

અનારકલીએ પોતાની અમ્માના સુખન યાદ કરી હીરાની અંગૂઠીને પોતાના મ્હોંમાં રાખી દીધી.

સહવારના જ્યારે બાદશાહના સિપાહો અનારકલીને લેવા માટે ઓરડામાં દાખલ થયા ત્યારે અનારકલીને પોતાના સરને હાથ મૂકી જમીન પર લેટેલી પડી જોઇ.

તે એવા બાદશાહની દરબારમાં હાજર થવાને રવાના થઇ ગઇ હતી કે જેની સામે દુનિયાના મોટામાં મોટા બાદશાહ પણ કોઇ ચીજ નથી.

[ ૭ ]

બાદશાહ અકબરના ગુજરતાં તેનો બેટો શાહજાદો સલીમ શહેનશાહ જહાંગીરના નામે દિલ્લીના સિંહાસન પર બેઠો. અનારકલીની વાત હવે તેને બીલકુલ યાદ નથી. તેણે ખુશીનો બીજો પ્યાલો પી લીધો છે. નૂરજહાંને જોવાથી શાહજાદો અનારકલીને એવી રીતે ભુલી ગયો કે જેવી રીતે આફતાબની રોશની સામે દીપકનો પ્રકાશ જતો રહે છે.

સાંજનો વખત હતો. જહાંગીર નૂરજહાંના ઇશ્કના બાગમાં અહિં તહિં ટહેલી રહ્યો હતો. ફરતાં ફરતાં તેની નજર બાગના એક ખુણામાંની કબર ઉપર જઇ પડી. જે પર પહેલાં એનું કદી ધ્યાન ખેંચાયું ન હતું.

જહાંગીરે એક બુઢ્ઢા બાગબાનને બોલાવી પૂછ્યું. "આ કોની કબર છે?"

બાગબાને સલામ કરી અરજ કરી: "હુજૂર, અનારકલી બેગમની."

અનારકલીનું નામ સાંભળવા સાથે જહાંગીર નૂરજહાંને બિલ્કુલ ભૂલી ગયો.

તેનું હૈયું ભરાઇ આવ્યું, તે સીધો મહેલની તરફ રવાના થયો. જતાં જતાં અનારકલીની હરએક વાત યાદ કરતાં બેચેન થઇ રહ્યો હતો.

અફકકી ચાદર ચડાકર તુરબને દિલદાર પર;
ફાતેહાકે ફુલ બરસાને લગા બા ચશ્મેતર."

[અર્થ: જાણે દિલદારની કબરપર આંસુઓની ચાદર ચઢાવી, ફાતેહા-બંદગીનાં ફુલોનો વરસાદ ભીની આંખોએ વરસાવી રહયો.]

ફજર થતાં કુશલ કારીગરોને બોલાવી અનારકલીની કબરપર એક ખુબસુરત મકબરો બનાવવાનો તેણે હુકમ કર્યો. તે રોજો તૈયાર થતા બાદશાહે પોતાની બનાવેલી નીચેની બે લીટીઓ તેની લાદી પર કોતરાવી જે હમણા સુધી ત્યાં મોજુદ છે:

"આહ ગરમન બાજ બીનમ રૂયે યારે ખિશરા;
તા કિયામત શુક્ર ગોયમ કિર્દગારે ખિશરા."

[અર્થ: આહ! જો મારી માશુકાનો ચહેરો ફરી વાર જોવા મળે તો તે માટે કિયામત સુધી હું મારા કિરતારનો અહેસાન માન્યા કરીશ.]



અનારકલી બેગમનો મકબરો લાહોર.





# તાઝા બ તાઝા નઓ બ નઓ.

રચનાર:–સ્વર્ગસ્થ હાજીમહુમ્મદ અલારખિયા શિવજી.

ચિત્રકાર: મી૦ એમ. વી. ધુરંધર એ. એમ.

[ ગઝલ : રાહ–'મુતરબે ખુશ નવા બેગો' ]

હસ્તિ દંતના આસને,
અકબરે આઝમના કને,

ગાયકે કરી અર્ઝ આ, તાઝા બ તાઝા નઓ બ નઓ:
હુકમ હો તો તર્ઝ આ, તાઝા બ તાઝા નઓ બ નઓ:

સુણાવું અગર જો ચહો,
તાઝા બ તાઝા નઓ બ નઓ!
હુકમ થતાં વીણા લઇ,
ગાયકે સૂર મેળવી,

ગાનનો જેમ કહું એવો, તાઝા બ તાઝા નઓ બ નઓ;
રૂપેરી નાદ ચલવિયો, તાઝા બ તાઝા નઓ બ નઓ:
રસિક રંગ જામિયો, તાઝા બ તાઝા નઓ બ નઓ.

મધુર મિષ્ટ તાનમાં પૂન,
લલિત ને વળી સર્વ સૂર,

એવું કિયું ગાન કહો? તાઝા બ તાઝા નઓ બ નઓ!
ધુનમાં મસ્તને જરૂર, તાઝા બ તાઝા નઓ બ નઓ.

[ દોહરો. ]

સુખમાં સુખ કહિયો ભલા, આ અવનિમાં એક;
'પ્રેમ પાસ પ્રિયા તણો, નેહ ભરેલો નેક.'
સર્વ પ્રકાશે ઝળઝળો, શાંત સરિતા નીર;
પણ પ્રિયાના હાસ્યમાં, વધુ વસે છે તીર.
સૂર્ય પ્રભા સમા સદા, તાઝા બ તાઝા નઓ બ નઓ;
નવરંગ સાંજ સમા બધા, તાઝા બ તાઝા નઓ બ નઓ.

[ દોહરો. ]

પેલી વેલી દ્રાખની, તે ઝાડી મોઝાર:
મીઠા મદિરા પાનથી, શિત અધર કરનાર.
યાકુતી જા, જામને, લાવ જલ્દ મુજ પાસ;
આનંદી આ આશકો, પીયે ખુશીથી ખાસ.
અને શરૂ કર ગાનને, તાઝા બ તાઝા નઓ બ નઓ:
નેહના તે નિશાનને, તાઝા બ તાઝા નઓ બ નઓ.

[ દોહરો. ]

સમી સાંજની લ્હેર આ, કરી મંદ નિશ્વાસ.
રંગ ભરી પિયુ ગાલમાં, ફેરવતી પ્રીકાશ:
ખિલ્યું છે ખાસું ખરે, કેવું લલિત કુસુસ;
મગ્ન કરવા મૃદુપણે, પ્રેમ બાગ રૂમઝુમ.
પ્રેમ પવન જે છે સદા, તાઝા બ તાઝા નઓ બ નઓ;
પ્રેમ કુસુમની અદા, તાઝા બ તાઝા નઓ બ નઓ.
અકબર મહાન મહિપ તે,
હસ્યો સુણી આ તાનને;
વગે કર હવે ફર્યાં,
તુન તુન તાર વધુ થયાં.
અવસર આનંદી ચહો, તાઝા બ તાઝા નઓ બ નઓ,
"મુરતબે ખુશ નવા બેગો, તાઝા બ તાઝા નઓ બ નઓ"!
'ગાયક મીઠું ગા,' કહો, 'તાઝા બ તાઝા નઓ બ નઓ"





# અદલ જહાંગીરી.

## મોગલ શહેનશાહ જહાંગીરનો અદલ ઇનસાફ.

મૂળ ઉરદુમાં રચનાર:-શમસુલ-ઉલમા પ્રો૦ શીબલી નવમાની.

ગુજરાતીમાં લખનાર:-સ્વર્ગસ્થ હાજીમહમ્મદ અલારખિયા શિવજી.









કસરે શાહીમેં કે મુમકીન નહિં ગયરોંકા ગુઝર,
એક દિન "નુરજહાં" બામ પેથી જલવા-ફ્રિગન.

કોઇ શામતઝદાહ રહગીર ઉધર આ નીકલા,
ગરચેથી કસમેં હર ચાર તર્ફસે કદોગન.
ગયરતે હુસ્નસે બેગમને તમંચા મારા,
ખાક પર ઢેર થા એક કુશતએ બે ગોરો-કફન.
સાથ હી શાહ જહાંગીર કો પહોંચી જો ખબર,
ગયઝસે આ ગયે અબરૂએ અદાલત પે શીકન.
હુકમ ભેજા કે કનીઝાંને શબીસ્તાને શાહી,







જાકે પૂછ આએં કે સચ યા કે ગલત ગુલત હય યે સુખન.
નિખ્વતે-હુસ્નસે બેગમને સદ નાઝ કહા:
"મેરી જાનિબસે કરો અર્જ બ આઇને-હુસ્ન:
હાં મુજે વાકએ કત્લસે ઇન્કાર નહિં,
મુજસે નામોસ હયાને યે કહાથા કે, 'બ ઝન!'
ઇસકી ગુસ્તાખે નિગાહીને કીયા ઇસકો હલાક,
કિશ્વરે હુસ્નમેં જારી હય યેહી શરાએ-કોહન."

મુફ્તીયે દિં સે જહાંગીરને ફત્વા પુછા,
કે શરીયતમેં કીસીકો નહિં કુછ જાયે સુખન.
મુફ્તીયે દિં ને યે બે ખઓફો–ખતર સાફ કહાઃ
"શરઆ કહેતી હય કે કાતીલકી ઉડા દો ગરદન!"
લોગ દરબારમેં ઇસ હુકમસે થર્રા ઉટ્ઠે,
પર જહાંગીર કે અબરૂપે ન બલ થા ન શીકન.
તરકનોંકો યે દીયા હુકમ કે, "અંદર જા કર,
પહલે બેગમકો કરેં બસ્તએ જંજીરો–રસન.
ફિર ઇશી તરહ ઉસે ખિંચ કર બાહર લાયેં,
ઔર જલ્લાદ કો દેં હુકમ, કે, 'હાં તેગ બઝન!'"
યે વહી "નુરજહાં" હય કે હકીકતમેં યહી,
થી જહાંગીર કે પરદેમેં શહેનશાહે ઝમન.
ઇસ્કી પેશાનીયે નાઝુક પે જો પડતીથી ગિરાહ,
જાકે બન જાતીથી અવરાકે હકુમત પે શીકન.
અબ ન વો "નુરજહાં" હય, ન વો અન્દાઝે ગરૂર,
ન વો ગમઝે હય, ન વો અરબદએ સબરોશીકન.

અબ વહી પાંઉં હર એક ગામ પે થર્રાતે હંય,
જો–કે ફરતારસે પામાલ થે મુરગાને ચમનઃ
એક મુજરિમ હય કે જીસ્કા કોઇ હામી ન શફીઅ!
એક બેકસ હય કે જીસ્કા ન કોઇ ઘર ન વતન!
ખિદમતે શાહમેં બેગમને યે ભેજા પયગામઃ
"ખું બહા ભી તો શરીઅત મેં હય એક અમરે–હુસ્ન."
મુફ્તીએ શરઅસે ફિર શાહને ફત્વા પૂછાઃ
બોલેઃ "જાઅઝ હય રઝામંદ હો ગર બચ્ચએ ઝન!"
વારિસોંકો જો દિયે લાખ દિરમ બેગમને,
સબને દરબારમેં કી અર્ઝ કે, "અય શાહે ઝમન!
હમકો મકતુલકા લેના નહિં મંઝુર કિસાસ,
કત્લકા હુકમ જો રૂક જાએ તો હય મુસ્તહસન."
હો ચુકા જબ કે શાહનશાહકો પુરા યે યકીન,
કે નહિં ઇસ્મેં કોઇ શાએબહે હિલો વ ફન.
ઉઠ કે દરબારસે આહિસ્તા ચલા સૂએ હરમ,
થી જહાં "નુરજહાં" મુઅતકિફ બયેતે હઝન.
દફઅતન પાંઓપે બેગમકે ગીરા ઔર યે કહાઃ
"તુ અગર કુસ્તા શુદી, આહ! ચે મી કરદમ મન?"

એક રોજ બાદશાહી મહેલમાં કે જ્યાં કોઇ પારકાથી દાખલ પણ ન થવાય ત્યાં, અગાસી પર મોગલ શહેનશાહબાનુ નુરજહાં ઉભી હતી. મહેલની ચોતરફ પત્થરની મજબુત દિવાલો હતી, છતાં એક કમભાગ્ય મુસાફર ત્યાં આવી ચઢયો. પારકો શખ્સ પોતાનો ચેહેરો જોવા પામ્યો એથી શરમ અને ગુસ્સાથી બ્હાવરી બની બેગમે તેની પર બંદુક છોડી, જેના પરીણામે આ કમનસીબ જમીનપર ઢગલો થઇ મરેલો પડયો.

આ વાતની શાહ જહાંગીરને ખબર પડતાંજ તેના ઇનસાફી ભવાંપર ગુસ્સાના સર પડયા. તરતજ તેણે હુકમ કીધો કે હરમની બાંદીઓને આ વાત સાચી છે કે જૂઠી તે પુછી આવવા મોકલો. પોતાની ખુબસુરતીની ખુમારીમાં બેગમે કહ્યું: "ભલા કાયદાઓના અમલ કરનારા શાહને મારી તરફથી અરજ કરી કહો કે આ માણસનો જાન મારા હાથે ગયો છે એ બાબતમાં હું નાકબુલ નથી જતી પણ મર્યાદા અને નામોશીના ગુસ્સાએ ઉશ્કેરી આ કામ કરાવ્યું છે. એની તકસીરવાર આંખોએજ એનું મોત આણ્યું છે. સુંદરતા અને સદગુણના રાજ્યમાં જૂના જમાનાથી સજાનો એજ રીવાજ જારી છે.

દીનના કાયદા કાનુનોના અનુભવી મોટા મુફતી કાજીને શાહ જહાંગીરે આ બાબતમાં મજહબી શરઇ–કાનૂન શું કહે છે કરી પુછ્યું. મજહબના કાયદાથી વાકેફ મુફતીએ વગર દહેશતે સાફ કહી દીધું કે: "ધર્મના કાનૂનો તો કહે છે કે ખુન કરનારની ગરદન ઉડાવવી જોઇએ!"

આ અભિપ્રાય સાંભળતાં દરબારના સર્વ લોક ગભરાઇ ઉઠયા. પણ શાહ જહાંગીરના ભવાં પર એકે સર તેથી ન પડયો. તરતજ શાહે તુરકી બાંદીઓને હુકમ કીધો કે: "મહેલમાં જઇ બેગમને જંજીર અને રસીએ જકડી એવીજ હાલતમાં તેને બાહેર ખેંચી લાવે અને જલ્લાદને હુકમ કરી દે કે તેણે તલવારથી તેનું સર ઉડાવી નાખવું."

વાંચક, આ તેજ નુરજહાં છે કે જે જહાંગીરના હરમમાં તેના શહેનશાહતની કીસ્મત જેવી ગણાતી. એના કપાળ પરની કરચલીઓ અથવા એના દિલની ઇચ્છા કે મરજી શાહી હકુમતના પાનાઓ પરના લેખોને પણ રદ કરી શકતી. પણ હાલમાં એ તે નુરજહાં નથી રહી. નથી તેના ચેહેરાપર ગરૂરી કે તે તીરછી નજર કે નથી તે રીસભરી ખુમારી. જે કદમોથી હરિયાલી પરના પરંદાઓ અહિં તહિં હલાક થતા હતા તેજ પગ હવે દરેક પગલે થરથરે છે. હાલમાં તો તે એવી એક કેદી છે કે જેનો કોઇ બચાવ કરનાર કે વ્હારે ચડનાર નથી. તે ઘરબાર વગરની નિરાધાર સ્થીતીમાં છે.

શાહની ખીજમતમાં બેગમે પોતા તરફથી પેગામ મોકલ્યો કે: "અગર ચે મારા હાથે ખુન થયું છે છતાં મજહબના કાયદામાં તે માટે એક બીજો પણ હુકમ છે." દીનના કાયદાથી વાકેફ મુફતીને શાહે ફરી એ બાબતમાં પુછી જોયું. તેણે જવાબ દીધો કે: "હા, જો કતલ થયલા શખ્સના સ્ત્રી બચ્ચાં કેદીને છોડી દેવાની ખુશી સાથે રજા આપે તો બેગમને સજા માફ થઇ શકે છે."

તરતજ બેગમે મરનારના વારસોને એક લાખ દિરમ આપી ખુશી કર્યાં, જેથી ખુદ તેઓએ દરબારમાં આવી શાહને અરજ કરી કે, "ઓ જમાનાના બાદશાહ, અમને મરનારના લોહીનો બદલો લોહીથી લેવો નથી. માટે બેગમના કતલનો હુકમ આપ રોકી દેશો તો બહુ નેક થશે."

શાહને પોતે સ્હેજ પણ પક્ષપાતથી ઇનસાફ નથી કર્યો એ બાબતની પુરી ખાત્રી થતાં તે દરબારમાંથી ઉઠી ધીમે ધીમે જનાના તરફ જ્યાં નુરજહાં હતી ત્યાં આવી એકાએક બેગમના પગો પર પડી બોલ્યો: "ઓ માશુક, તું અગર કતલ થઇ જતે તો આહ! હું શું કરતે!"

ઉપલો બનાવ જોકે ચાલુ તવારીખોમાં નથી તેમજ ખુદ જહાંગીરે પણ તેના વિશે કયાંય પણ લખ્યું નથી છતાં આ સંબંધીનો લેખ એવા એક તવારીખનવેશના હાથે નોંધાયો છે કે જેના લેખ પણ માનવા લાયક ગણાય છે. ઇરાનથી નીકળી દિલ્લી આવેલા મશહુર તવારીખનવેશ વાલેહ દાગેસ્તાની પોતાની પ્રસિદ્ધ કિતાબ "રીયાઝુશ શોઅરા" માં આ બાબતને સંભાળ સાથે વર્ણવે છે. શાહ જહાંગીર સંબંધી બીજી પણ કેટલીક બાબતો બીજે કયાંય પ્રસિદ્ધ નથી થઇ તે પણ એણેજ આપી છે.





# વિયોગ.

રચનાર:—સ્વર્ગસ્થ હાજીમહમ્મદ અલારખિયા શિવજી.



## પ્રવેશક વચન.

મહાન શહેનશાહ અકબરે, રાજા બીહારીમલ કચ્છવાહની પુત્રી સાથે લગ્ન કર્યાં હતાં. આ સંબંધથી પાટવીકુંવર સલીમ (શહેનશાહ જહાંગીરનો) જન્મ થયો હતો. આ રજપુત રાણી અકબરની બહુ માનીતી હતી અને અકબરે તેને “મરીયમ ઝમાની” અર્થાત આ જમાનાની મરીયમ–ખ્રીસ્તી ઇસા પેગમ્બરની મા મેરીનું માનભર્યું ઉપનામ આપ્યું હતું. વળી પાટવીકુંવર સલીમની મા તરીકે પણ તે બીજી બેગમોમાં વડી ગણાતી હતી. આગ્રા પાસેના ફતેહપુર સીક્રીમાં અકબરે હિંદુઆમણા ઘાટનું બે માળવાળું એક મકાન આ રજપુત બેગમ માટે ખાસ બંધાવી આપ્યું હતું, જેમાં એક ન્હાનું મંદીર પણ છે. આ મકાન અંદરની સોનેરી નકશી કામની રચનાને લીધે આજે “સુનેહરા મકાન” નામે ઓળખાય છે, જેની દીવાલોપર વીષ્ણુ વગેરે હીંદુ દેવતાઓનાં ચીત્રો ચીત્રેલાં છે. પોતાના પુત્ર જહાંગીરના રાજ્ય અમલમાં ઇ. સ. ૧૬૨૩ માં આ રજપુત બેગમ મરણ પામી અને સીકંદરામાં અકબરના રોજાની પાસે, જહાંગીરે બંધાવેલા રોજામાં એને ભૂમીદાહ કરવામાં આવી છે. આગ્રાવાસીઓ આ સ્થળને “રોઝે મરીયમ”ના નામે ઓળખે છે. અકબર અને તેની રજપુત રાણી વચ્ચે તેઓ વીખુટાં પડતાં ઘણીવાર કાવ્યોવાળાં પત્રો પણ લખાયલાં દંતકથાદ્વારા સાંભળવામાં આવે છે.

શહેનશાહ અકબર શિકારપર ગયો છે અને ઘણા દિવસ થયા છતાં તે પાછો વળ્યો ન હોવાથી આ રજપુત રાણી વિયોગની વ્યાકુળતામાં ચંદની રાત્રે, જમના નદીના કિનારા તરફની અટારી ઉપર પોતાની સાહેલીઓ સાથે સામે કિનારે આતુર આંખે જોતી પોતાના અંતઃકરણના ઉદગાર કાઢતી ઉભી છે એવી કલ્પના આ લેખમાં યોજવામાં આવી છે.

### દોહરા.

ચાંદનિ ચૌદ્દિર રહિ ચમક, નહિ નિર નિરમલ રંગ;
ચતુરા ચંચલ આ ખડી, સુંદર સહેલિ સંગ. ૧

મછલી ચમકે નીરમેં, ચમકે ચંદ અકાશ;
મદભરીકી મોતી ભરી, નથનિ કરત પ્રકાશ. ૨

ચંદ પ્રકાશત નિશ બિશે, યહી ચકોરી આસ;
તારે સારે છા રહે, હૃદય પ્રકાશ ન પાસ. ૩

ખુદ ખાવિંદકે ખ્યાલમેં, ચતુરા ખડી ચકચુર;
યાદ કરે આધારકો, મિલનકો આતુર:- ૪

"યા જગમેં જન લોક સબ, પૂજત દેવ અનેક;
હમ ભક્તિકી ભાવના, સાંવરી સુરત એક. ૫

કાલ બહે હર હાલમેં, અલ્પ યૌવનકો બાસ;
તામે બિછવો યે પડયો, મોહન મુખકી પ્યાસ. ૬

આપ ગયે હમ યહિં રહે, બિરહ નીરમે પૂર;
દાસી તલપે દર્શકો, દિન ન પહોંચે દૂર. ૭

યમુના! બિનતી જા કહો, દાસી દેખત બાટ;
કહિયો સાથ સલામ યે, કહું જોડ દુઇ હાથ. ૮

સુંદર સ્વામી આપહી, હમ હૈયેકો હાર;
રાજન રસિક કહું તુમ્હે, સબ શ્રંગારકો સાર. ૯

અંતરકો આધાર હો, હેત ભરે હો હીર;
શ્યાને સુંદર શ્યામ હો, બલવંતે અરૂ બીર. ૧૦

બિરહ બાતકે જાન હો, મોહન! મછિયાં! આપ;
શિતલ નીર કીસે કહે, કૌન ભરે હય તાપ. ૧૧

મીઠે મીઠે આપ હો, કડૂ કડૂ સબ ઔર;
નીર બહત હય નૈનસું, કહાં સુનાવું શોર! ૧૨

પ્રેમ ભરે પ્રિતમ તુમ્હે, કિત પુકાર સુનાઉં?
અંતર યાદ તજે નહિં, ગિન ગિન ગુનકો ગાઉં. ૧૩

લહર ઉઠી યે નીરમેં, વાયુ મંદ મંદ આય;
અંગ અગન બિરહકિ રહી, કયોં કર યે ન બુઝાય. ૧૪

સખે શીત યે ચાંદની, હમ અંગ તો અંગાર;
હમ ચિત્ત ચંદન એકહી, જો હૈયેકો હાર. ૧૫

સહેલિ પહેલિ જો કહે, આ પહોંચે સરકાર!
મિસરી મુંહ ચખાય કે, દેવું મુકતા હાર. ૧૬

નૈનનકો અંજન કરૂં, પિયુ પગ રજ કો ડાર;
ચર્ન કમલકો ચુમકે, વલ્લભ જાવું વાર. ૧૭

સાજન બેગી આઇઓ, સુન્ય દિસે મમ અંક;
કાન સુનન મધુ બેનકો, તલતી રહે નિશંક. ૧૮

સહેલિ સબ મિલકર અબે, હમે બતાવો રીત;
પ્રિતમ હમકો ઝટ મિલે, શીત બને મમ ચિત્ત. ૧૯

સાંઇ! સ્હાય કરિયો તુંહિ, સ્હેલ બને યે બાત;
પ્રેમ ભરે મમ પ્રિતમકા, દર્શ પાવું ઇસ રાત." ૨૦

## અર્થ વિવેચન:

૧. ચોમેર ચાંદની ચમકી રહી છે; નદીના પાણીનો રંગ તેના તેજમાં નિર્મળ દેખાય છે; એક ચતુરા કહેતાં ચંચળ સ્ત્રી સાહેલિઓને સાથે લઇ આવી ઉભી. ૨. નદીના પાણીમાં માછલીઓ ચમકે છે; જ્યારે ઉપર આકાશમાં ચંદ્રમા ઝળકી રહ્યો છે; આઝગઝગાટમાં તે મદભરેલી સ્ત્રીની મોતી ભરેલી નથ પ્રકાશી રહી છે. ૩. ચકોર પક્ષીની એકની એક આશા ચંદ્રમા તે આજે રાતના પ્રકાશે છે; આકાશમાં સર્વત્ર તારાઓ છાઇ રહ્યા છે, પણ આ સુંદરીના અંતઃકરણનો પ્રકાશ—તેનો પતિ—હજી જણાતો નથી. ૪. પોતાના ખાવિંદના ખ્યાલમાં ચકચુર બની આ ચતુર સ્ત્રી ઉભી છે, પોતાના જીવતરનાઆધાર કહેતાં પતિને મળવા માટે અતી

આતુર બની આ પ્રમાણે તેનું સ્મરણ કરી રહી છે: ૫. "આ જગતમાં સર્વ જણ અનેક દેવનું પૂજન કરે છે, પણ મારી ભક્તિનું ખરૂં ઠામ તો તે મનમોહન મૂર્તિ–પતિ–એજ છે. ૬. એકતો કાળ–વખત–સદા વહ્યાજ કરે છે, તેમાં યૌવન–જુવાનીની અવસ્થા–થોડો વખતજ રહે છે; આટલું હજી પુરતું નહિં હોય તેમ તેમાં વળી આ જુદાઇ આવી પહોંચી, જે વ્હાલાના દર્શન માટે તરસાવે છે. ૭. પ્રિતમ! અમને અહિં વિયોગના સાગરમાં મુકી તમે તો જતા રહ્યા; આ દાસી તમારા દર્શન માટે તલપી રહી છે; જ્યાં દુર તમે છો ત્યાં મારી નજર પુગી શક્તી નથી. ૮. (નદીને સંબોધી કહે છે:) હે જમના! તને બે હાથ જોડી કહું છું કે તું વહેતાં વહેતાં વ્હાલા પાસેથી થાય તો તેમને મારી આ વિનંતી કહેજે કે આ દાસીએ તમને સલામ કહ્યા છે અને તે તમારી વાટ જોતી બેઠી છે. ૯. હે રસીક રાજા! મારા હૈયાંના હારરૂપી સુંદર સ્વામી તેમજ મારા સર્વ શણગારના સાર તમેજ છો. ૧૦. મારા હૈડાના આધારરૂપ, હેતભરેલા હીરા, બળવાન વીર, સુંદર શ્યાણા તથા વ્હાલા સર્વ કંઇ તમેજ છો. ૧૧. વિયોગી કેવા તાપે બળે છે એ વિયોગના દુ:ખને હે વ્હાલા પતિ તમે જાણો છો તેમજ હે માછલીઓ! તમને નદીના શિતળ પાણીની કદર છે, કે પાણીથી વિખુટાં પડતાં તરફડીને મરણ નિપજે છે. ૧૨. મારે મન મીઠામાં મીઠી વસ્તુ આપ છો; બીજી બધી ચીજ મારા મને કડવી છે. આંખમાંથી વહેતાં આંસુઓ કેમે કરી રોકાતાં નથી; આ મારી ફરીયાદ તમને કયાં સંભળાવું? ૧૩. હે વ્હાલા પતિ! તમને હું મારા પુકાર કયાં સંભળાવું; આ અંતરમાંથી તમારી યાદ વીસરાતી નથી; તમારા ગુણને ગણી ગણી ગાઇ રહી છું. ૧૪. આ નદીના પાણીમાં જોશ આવી તેના મોજા ઉપડયા છે અને વાયુ પણ કંઈ કંઇ વાય છે, છતાં મારે અંગે તો જુદાઇની અગન બળવી ચાલુજ છે. પવનની શિતળતાથી પણ તે શાંત થતી નથી. ૧૫. આ શિતળ ચાંદની બધાંને ઠંડક આપી રહી છે, પણ અમારે અંગે તો અંગાર જેવી લાગે છે; અમારા મનને ચંદન જેવી શિતળતા આપનાર તો અમારો તે હૈયાનો હાર પતિજ છે. ૧૬. હે સખિયો! તમારામાંથી જે કોઇ પણ પહેલી થઇ સરકાર કહેતાં શહેનશાહ આવી પહોંચ્યા કરી ખુશ ખબર આપશે તેને સાકર ખવાડી મોતીનો હાર હું આપીશ. ૧૭. પતિ આવે તો તેના પગની રજ–ધૂળ–ને સુરમો બનાવી મારી આંખે આંજુ; પતિના કમળ જેવા પગ ચુમી મારા વ્હાલા ઉપરથી વારી જાવું. ૧૮. વ્હાલા પતિ! તમે વ્હેલા આવો; મારી બાજુ સુની થઇ પડી છે; આ મારા કાન તમારા મીઠા શબ્દો સાંભળવા ખરેખર તલપી રહ્યા છે. ૧૯. હે સખિયો! તમે હવે મને એવી કંઇ તદબીર બતાવો કે જેથી મારા પતિનો મેળાપ જલદી થાય અને આ વેદનાવાળું ચિત્ત શાંત થાય. ૨૦. હે સાંઇ!–પરમેશ્વર–તુંજ હવે સ્હાય થા અને એવું કર કે જેથી મારા પ્રેમભરેલા પતિના દર્શન હું આજેજ રાતે સ્હેલથી પામું."






## અકબરના સમયની એક ટુંકી વાર્તા.

લખનાર:—સ્વર્ગસ્થ હાજીમહુમ્મદ અલારખિયા શિવજી.

ચિત્રકાર: રા. સુંદરરાવ ગોરક્ષકર.

રાજા ભગવાનદાસે પોતાના મનમાંનો નિશ્ચય આજે સ્પષ્ટ કહી દીધો. આજ કેટલાક દિવસ થયા તેના મનમાં એક અત્યંત મહત્વનો પ્રશ્ન ઘોળાયા કરતો હતો. તેનો નિર્ણય આજે કરી નાંખી તે પ્રમાણે બાદશાહને ઉત્તર મોકલીને આ મોટી જવાબદારીમાંથી મુક્ત થઇ જવું એવા સંકલ્પથીજ રાજા ભગવાનદાસ આ વખતે બોલતા હતા. પિતાનો નિશ્ચય કન્યાએ શ્રવણ કર્યો. રેવા પિત્રાજ્ઞાપરાયણ કન્યા હતી. તેણે કંઇએ ન બોલતા ફક્ત શિર નમાવી પિતાની આજ્ઞા પોતાને શિરસામાન્ય છે એમ દર્શાવ્યું.

દિલ્લીશ્વર અકબરે પોતાના જયેષ્ટ પુત્ર શાહજાદા સલીમને માટે જયપૂરના ઇતિહાસ મશહૂર અને શ્રેષ્ટ રાજપુત રાજવંશની અતિ સુંદર અને સુલક્ષણી રાજકન્યાં રેવાનું માગું મોકલ્યું હતું. એજ અત્યંત નાજુક અને મહત્વના પ્રશ્નનો નિર્ણય જયપુરાધીશ રાજા ભગવાનદાસ આજ કરનાર હતા.

ખુદ રાજા ભગવાનદાસને તો આ રીતની હિંદુ—મુસલમીન વર વહુની વિવાહગ્રંથી બાંધવી પસંદ હતી; એટલુંજ નહિં, પણ તે તેને ઇષ્ટ લાગતું હતું; પરંતુ રાણી આ બાબતમાં સમંત ન હતી. "આપણી પુત્રી પરધર્મીને દેવા નહિ" એવી પ્રાર્થના રાણી પોતાના પતિદેવને આરંભથી અત્યંત આગ્રહપૂર્વક કરતી હતી.

"હા, તું કહે છે એ વાત ખરી છે," રાજા ભગવાનદાસ બોલ્યા. "તું ખરેખર અંતઃકરણપૂર્વક કહે છે, અને રેવાના લગ્ન શાહજાદા સાથે થતાં તારા મનને દુઃસહ દુઃખ સદા માટે થશે, એ હું જાણતો નથી એમ તું કેમ જાણી શકે? તારા દુઃખમાં હું પણ ભાગીદાર છું. રેવા જેટલી તને તેટલીજ મને પણ પ્રિય છે; પણ આ બાબતની આપણે બીજી પણ બાજુએ વિચારવી જોઇએ. રેવા માટે ખુદ બાદશાહે માંગુ કર્યું છે. અને તે પણ વળી ખુદ શાહજાદા સલીમ માટે! બાદશાહને આપણે જો નકારીશું તો તેનું શું પરિણામ આવશે તેનો તુંજ વિચાર કર; એટલે બાદશાહની મને બ્હીક છે અગર મારા જીવ કે ગાદીની સલામતી માટે મારી પુત્રી દિલ્લીશ્વરના ઘરમાં આપવા હું તૈયાર થયો છું એમ માત્ર તું સમજીશ નહિ. હું આ બાબત બાદશાહ માટે કરવા તૈયાર થયો નથી. બાદશાહની મરજી—નામરજીની હું પરવાહ પણ કરતો નથી. પણ આ બાબતમાં હું ઇશ્વર પ્રેરણા અનુસારજ વર્તું છું. જયપુરના શ્રેષ્ટ રાજ્યવંશની કન્યાને શાહજાદાની પટ્ટરાણી કરવાની અકબરને થયેલી પ્રેરણા ઇશ્વરી પ્રેરણાજ છે, અને તે પ્રેરણા પ્રમાણેજ આપણે ચાલવું જોઇએ. અકબરનું અંતઃકરણ વિશાળ મોટું છે, અને આ બાબતમાં તે બહુ દિર્ઘ-દ્રષ્ટીએ વર્તે છે. હિંદુ—મુસલમાનોમાં પ્રેમ



ચિત્રકાર:
એસ. એન. ગોરક્ષકર.



દેવા રાણી.



ચિત્રકાર:
એસ. એન. ગોરક્ષકર.



રેવા રાણી.

ભાવ કેવી રીતે વધે, તેઓના હૃદય પવિત્ર બની ઐક્યતાની વૃદ્ધિ કેવી રીતે થાય, અને કયા ઉપાયથી તેઓ એકમેક સાથે કાયમના બંધાય, આ વિચાર રાત્રિ દિવસ બાદશાહના મનમાં એકસરખો બળ્યા કરે છે અને પોતાના આ મહાન હેતુથી સિદ્ધિ માટે કેવી રીતે મથી રહ્યો છે તેજ આપણને જોવાનું છે. ચક્રવર્તી અકબરને ભવિષ્ય સ્પષ્ટ દેખાય છે; અને તેથીજ પોતાના સરદાર અને કુટુંબી જનો કે રૈયતના રાગ રોષની પરવાહ ન કરતાં હિંદુ મુસલમીનોને પરસ્પર કાયમના જોડી દેવાના આ સર્વ પ્રયત્નો કરી રહ્યો છે. તેના આ મહાન કાર્યમાં આપણે સહાય આપવી જોઇએ. શિવાય, જયપુરના રાજવંશની પહેલીજ કન્યા આપણે બાદશાહના કુટુંબમાં આપીએ છિએ તેમ પણ કંઇ નથી. બાપાએ—બહારમલ્લ મહારાજે—બાદશાહની આ મહાન ઇચ્છા જાણીનેજ તેની સાથે મિત્રતાઇ જોડી હતી, અને તે મિત્રતાઇ દૃઢ કરવા માટેજ બાના લગ્ન અકબર સાથે કર્યાં હતાં. શાહજાદો સલીમ એની કુખે જન્મેલો છે, અને આજે તેને માટેજ બાદશાહે આપણી રેવાનું માગું મોકલ્યું છે. અકબર બાપાને જેવી રીતે પોતાના સન્મિત્ર સમજતો તેવીજ રીતે મને પણ મિત્ર તરીકે ગણે છે. રેવા શાહજાદાને આપવીજ જોઇશે એવો કંઇ પણ હુકમ તેણે મને કર્યો નથી. આ નવા સંબંધથી હિંદુ અને મુસલમીન બન્નેના ઉંચા ખાનદાનોમાં પ્રેમભાવ વિશેષ દૃઢ કરવો અને તેમ કરી હિંદુ મુસલમીન વૈરભાવનું શમન કરવું એજ બાદશાહનો મુખ્ય ઉદ્દેશ અને હેતુ છે. આવો સંબંધ બંધાય એ રજપુતોને પસંદ નથી, એ હું પણ જાણું છું; પણ તેટલાજ પ્રમાણમાં તે મુસલમીન અમીર ઉમરાવોમાં તેમજ મુસલમીન લોકોમાં પણ પસંદ નથી. હિંદુસ્તાનના હિંદુ—મુસલમીનનો અભેદ્ય સાંધો જોડી દેવાનો અકબરે જે પ્રયત્ન શરૂ કર્યો છે, તે માટે જેવી રીતે હિંદુઓ તેને ધિક્કારે છે તેવીજ રીતે મુસલમીનો પણ અંતઃકરણમાં તેનો દ્વેષ કરે છે. બાદશાહના ઇશ્વર પ્રેરિત કાર્યમાં જેઓ વિરોધ નાખે છે તેમને તેના ફળ ભોગવવાંજ પડશે. પણ બાદશાહના મહત્વકાર્યને સહાય કરવાની દૈવે આપણને જે સંધી આપી છે તેનો આપણે પણ ઉપયોગ કરી લેવો જોઈએ. આપણી રેવાને—જયપૂરની રાજપૂત રાજકન્યાને—બાદશાહ હિંદુસ્તાનની ભાવી મહારાણી બનેલી જોવા માગે છે. રેવા આ બાબતને ક્ષુલ્લક સમજશે એમ મને નથી લાગતું. શિવાય, તેના વંશમાંના, જાતિમાંના અગર તેના કુળમાંના કોઇએ કદી ન કરેલી મીલત કરવા હું તેને કેહેતો નથી. આપણી બા એટલે શાહજાદાની માતા જોધા ઉપરાંત બાદશાહની બીજી કેટલી રજપુત રાણીઓ છે. રેવા પોતાની માસી સાથે ફતેહપુર સીક્રી હતી ત્યારે બાદશાહ તેને કેવા લાડ લડાવતો તે એ હજી વિસરી ન હશે. રેવા, યાદ છેને તને તે દિવસો? બાદશાહનું ઘર તારા માટે કંઇ તદ્દન નવિન સ્થળ નથી. બાદશાહ તને સારી પેઠે ઓળખે પિછાને છે. તારીપર તેની મમતા પણ પુષ્કળ છે. તે તારી સાથે જાણે પોતાની બેટી સમાનજ વર્તશે.''

રેવા કંઇક જવાબ દેશે એમ ધારી ભગવાનદાસ કિંચીત સમય થોભ્યો; પણ રેવા કંઇજ બોલી નહિ.

રાજા ભગવાનદાસે આગળ ચલાવ્યું: ''રેવા, તું કેમ કાંઇ બોલતી નથી? શાહજાદો ત્હને ગમતો નથી? કદાચ ત્હારી પસંદગી ત્હેનાપર ન ઉતરતી હોય તો પણ માતૃભૂમિના હિતની ખાતર અન્ય હિતને તું ગૌણ ગણશેજ એવી મ્હને આશા છે. શાહજાદા સાથે ત્હારાં લગ્ન થવાથી ત્હારો પુત્ર પછવાડેથી હિંદનો બાદશાહ બનશે. તે આપણી નસોમાં વ્હેતાં રાજપુત લોહીનું સ્મરણ રાખીને પોતાની હિંદુ પ્રજાને મુસલમાન પ્રમાણેજ ગણશે. આજસુધી રાજપુતાનાની અનેક રાજપુત કન્યાઓએ અસાધારણ આત્મ બળીદાન આપીને દેશનું હિત સાધ્યું છે. રેવા દૈવે આજે એ સંધી આપી છે. તું તૈયાર છે કે? બોલ! બેટા બોલ! ત્હારાં આ લગ્નથી હિંદુ મુસલમાનો વચ્ચે જે ઐક્ય બંધાશે અને સુખશાંતિ વ્યાપશે તેની ખાતર શાહજાદા સાથે લગ્ન સંબંધ બાંધવાને ત્હારા મનનો નિર્ણય થાય છે કે?''

રેવા કંઇજ બોલી નહિ. તોપણ પિતાની ઇચ્છા વિરૂદ્ધ તે હતી એવું પણ કંઇ ચિન્હ જણાયું નહિ. પિતાનું ભાષણ સાંભળીને ત્હેને કંઇ અણગમતું લાગ્યું હોય તેમ પણ જણાયું નહિ. તે ભાષણથી ત્હેનું મુખ ઉતર્યું ન હતું. ઉલટું ગંભીર બન્યું હતું, અને ત્હેના પર જોનારને ઉત્સાહિત બનાવનારૂં એક પ્રકારનું તેજ છાઇ રહ્યું હતું. રાજા ભગવાનદાસને ત્હેનો આ દેખાવ જોઇને સંતોષ થયો.

રેવાની માતા પણ પોતાનો આગ્રહ તજી પતિના વિચારને અનુકૂળ થઇ. તરતજ રાજા ભગવાનદાસે દિલ્હીપતિને મોકલવાના ખરીતાની થેલી તૈયાર કરી દિલ્હીથી આવેલા ખાસ સાંઢણીસ્વાર જોડે રવાના કરી દીધી.

ખરીતો વાંચી અકબરને ઘણો સંતોષ થયો. શાહજાદાની શાદીની તૈયારીઓ કરવાને ત્હેણે પોતાનાં માણસોને તેજ વખતે ફરમાન કર્યું. રેવાને મ્હોટા ઠાઠમાઠથી આગ્રે લઇ જવામાં આવી. ત્યાં અપૂર્વ ભપકાથી થોડાજ વખતમાં સલીમ સાથે રેવાની શાદી થઇ ગઇ. તે પ્રસંગે કેટલોક વખત સુધી આગ્રામાં આનંદ ઉત્સવ ચાલ્યો.

રેવા શાહી જનાનામાં દાખલ થઇ. વળી ત્યાં જવા છતાં ત્હેને પોતાના હિંદુ આચાર-વિચાર છોડી દેવાની જરૂર જણાઇ નહિ. ત્હેની દરરોજની પૂજાઅર્ચાની ક્રિયાને કોઇ પણ તરેહનો અંતરાય આવ્યો નહિ. ત્હેના અંતઃકરણમાં ધર્મના મૂળીઆં ઉંડા પેઠેલાં હતાં. ઇશ્વર સર્વત્ર એકજ છે. મુસલમાનો ત્હેને એક માર્ગે અને હિંદુઓ ત્હેને બીજે માર્ગે ભજે છે. પરંતુ કોઇપણ રીતે અથવા નામે ત્હેને ભજીએ તો પણ તે તો એકનો એકજ છે. તે દયાળુ છે, તેથી મ્હારી પૂજા તે સ્વીકારે છે. અને મ્હારૂં કલ્યાણ કરશે. રેવાના દીલનો આ ભાવ તે શાહી જનાનામાં દાખલ થઇ છતાં ફેરવાયો ન હતો. પોતાનો દેશ, પોતાનું જીવન અને તે જીવનમાંના સુખ દુઃખો દેશસેવામાં અર્પવા તે તૈયાર થઇ હતી; પણ પોતાનું શુદ્ધ અંતઃકરણ દેવ અને તેનીજ પૂજા માટે તેણે રાખી મૂકયું હતું. મોગલોના જનાનામાં પોતે આવી એટલે દેવ સેવાથી દૂર થઇ કે તે સર્વાંતર્યામી ભગવાનની આરાધનામાં અંતર આવ્યો એવું રેવાને લાગ્યું નહિં. એકલા સંસારમાં તે સમાધાનીથી રહેવા લાગી.

રીતી પ્રમાણે શાહજાદાએ પોતાની નવપરિણીત વધુનું મુખકમલ જોયું. રેવાનું લાવણ્ય અપ્રતિમ હતું. તે લાવણ્ય જોઇ સલીમ સંતુષ્ટ થયો. આવું અલૌકિક રત્ન પોતાને મળવા બદલ તે પોતાને સદ્‌ભાગી માનવા લાગ્યો.

"બાબાએ મારા માટે ખરેખરજ ઉમદા દુલહનની પસંદગી કરી" આ મુજબ એક પ્રકારે તેને અભિમાન ઉપજવા લાગ્યું. "ફકત સલતનતનીજ તરફ તેમનો ખ્યાલ નથી, તેમની મારા ઉપર પણ બેહદ મહોબ્બત છે અને તેમના જેવા મહોબ્બતી બાપ થોડાજ હશે" એમ તેને લાગ્યું.

રેવાની સાથે એકાંત મુલાકાત થતાં તેને પ્રસન્ન કરવા સલીમે પોતાથી બનતું કર્યું. શાહજાદાનું દિલ પણ રેવાએ પહેલીજ મુલાકાતમાં હરી લીધું હતું, પણ જેવી પોતાની હાલત થઇ છે તેવીજ પોતાની પ્યારી બીબીની પણ થઇ છે તે તેના ચેહેરાપરથી જાણી લેવા તે ઉત્સુક થયો. તેની વિનયશીલતા અને હુકમ મુજબ વર્તવાની રીતી માટે સલીમની ખાત્રી થઇ ગઇ હતી; પણ આ ઉપરાંત પોતાની મહેરદાર પાસેથી પણ બીજું કંઈ મેળવવાની તેના જીગરમાં લાલસા હતી.

તેણે આજીજીભર્યા અવાજે ધીમેથી પૂછ્યું: "નાઝનીન, મારી ઉપર તારી પૂરેપૂરી મહોબ્બત છે એમ એકવાર તું તારા ગુલેગુલાબ જેવા કોમલ હોઠોથી બોલ એટલે મારૂં જીગર ચેનમાં આવશે. તું મ્હારી બીબી છે ને? ત્યારે બોલ રેવા, 'તમારી પર મારી પૂરી મહોબ્બત છે' એવું મને એકવાર ખુલ્લે ખુલ્લું કહી સંભળાવ અને મને ખુશ નસીબ બનાવ."

"જનાબેઆલી, મહેરદારની જે મહોબ્બત ખાવિંદને અર્પણ કરવાની તે મેં આપને આપની બીબી બનતી વખતેજ અર્પી છે. મારા મનમંદિરમાં એકજ મૂર્તિની હું પ્રેમથી પૂજા કરૂં છું. ખાવિંદ! મારી જીંદગી કહું કે મારા માલિક કહું તો તે આપજ છો!" રેવાએ વીણા વિનિંદિત સ્વરે, કોઇ સરળતાથી મનની ખરી વાત કહી દેતું હોય તેમ ઉત્તર આપ્યો.

પણ આ ઉત્તરથી શાહજાદાનું સમાધાન ન થયું; કારણ રેવાના શબ્દોમાં નિર્મળતા હતી, પણ પ્રેમાસકત મનુષ્યને ઉત્તેજીત કરવા માટે વાણીમાં જે આકર્ષણ જોઇએ તે તેને દેખાયું નહિ. માટેજ તેણે પુનઃ તેજ પ્રશ્ન તેને અધિક આર્જવથી અને અધિક પ્રેમ વિહ્વલ સ્વરે કર્યો. પણ રેવા તરફથી તેને સામાન્ય લૌકિક પ્રેમની—નખરાબાજ પ્રેમની—પ્રાપ્તિ થઇ નહિં.

કેટલાક કાળે રેવાને એક સુંદર પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. તેનું નામ ખુશરૂ રાખવામાં આવ્યું. ખુશરૂ પોતાના દાદા અકબર, તેમજ માતપિતાનો બહુ દુલારો હતો. રેવા પોતાના ન્હાના બાળકને ગોદમાં લઇ બેઠેલી હોય ત્યારે

ઘણીવાર સલીમ પછવાડેથી આવી તેના ગળે હાથ નાખી ધીમેથી પૂછતો:

"રેવા, બોલ તું મને ખરાં દિલથી ચાહે છે?"

તે ઉત્તરમાં પુન: હસીને કહેતી: "ફરી એનો એજ સવાલ જનાબ શાહજાદા સાહેબ, આપને મારા જવાબથી સંતોષ કેમ નથી થતો?"

"તું તારા આ ફરઝંદને મારા કરતાં જ્યાદા મહોબ્બતથી ચાહે છે," શાહજાદો ઘણીવાર કંઇક અદેખાઇથી જવાબ વાળતો.

રેવા પોતાના સદાના શાંત કોમળ અવાજે ઉત્તર આપતી: "એ આપનું પણ ફરઝંદ નથી કે? આપને ચાહ્યા વિના એને હું ચાહી, પણ શકું કે?" એમ કહી કોઇ વાર બાળકને પાસે લઇ તેના ન્હાનકડા ચહેરાપર ચુંબન લેતાં બોલતી: "મને ઉમેદ છે કે આ બચ્ચું કોઇ દિવસ આપને સુખચેન આપશે, ખાવિંદ, અને આપણુ બન્ને માટે ખુશી અને મગરૂરીનું કારણ થઇ પડશે."

સલીમ કદી સંતોષાતો નહિં. ફરી ફરીને તે તેનો પૂર્ણ પ્રેમ મેળવવા અને જે પ્રેમની એ યાચના કરતો હતો તે પ્રેમાગ્નિ પૂર્ણ પ્રકટાવવા મથતો. સલીમના જીગરમાં અનેક વિલાસો માટે જગ્યા હતી પણ જે વખતે મહેરૂન્નનીસાએ એ દિલના કિલ્લાપર કબ્જો કર્યો તે વેળાયે પણ ત્યાં રેવા માટે તો એક ખુણું બાકી કહ્યું હતું, જે હજી પણ રેવાનો પૂર્ણ પ્રેમ પામવાની લાલસા કરતું હતું.

વર્ષો વિતી ગયાં અને સમ્રાટ અકબરે આઝમ જન્નતનશિન થયો. સલીમ જહાંગીર "પૃથ્વીપતિ" ની આજ્ઞાથી રાજ્યાસને બિરાજતો. સમસ્ત ભારતનો તે સમ્રાટ બન્યો હતો પણ એક હૃદય એવું પણ હતું કે જેણે તેનો સંપૂર્ણ સ્વિકાર હજીએ કર્યો ન હતો. એ એની રાજપુત રાણી, અને સર્વથી મોટી બેગમ, પાટકુંવર ખુશરૂની મા રેવાનું હૃદય હતું.

એક મનોહર વસંતની પ્રભાતે, શાહી બગીચાઓ ખૂબ ખિલી રહ્યા હતા. જહાંગીર ત્યાં શયેર કરતો ફરતો હતો. અનેક વૃક્ષો ડાલી અને થોકબંધ પુષ્પપત્રોથી ઝુમી રહ્યા હતા. એક ડાળથી બીજી ડાળે પક્ષીગણ ગાન કરી રહ્યો હતો. પતંગિઆ અહિં તહિં ઉડતાં નજરે પડતાં હતાં. હવા અનેક સુગંધથી ઘેરાયલી મીઠી અને મસ્ત બની રહી હતી. મરમરના ફૂવારાઓમાંથી ઝરતી પાણીની સેરોનો ખડખડાટ મંદિરની ઘંટડીઓના ગણગણાટ સાથે મળી જતો. જ્યાં શાહી મહેલની રાજપૂત રમણીઓનું પૂજન નજદીકનાઓથી અદૃષ્ય ન હતું. સમ્રાટે આજે પોતાના ચરણ આ તરફ વાળ્યા હતા. બાગમાં બેગમ રેવા પોતાના નિત્ય નિયમાનુસાર પુજન માટે પુષ્પો વિણતી હતી. ત્યાં સમ્રાટ આવી ચડયો.

હાલમાં અનેક દીવસો થયા તેણે તેને જોઇએ ન હતી. આજે ફરીવાર તેના ચકિત કરનારા સૌંદર્યની નિર્મળતાએ તેનાં હૃદયમાં ઝણઝણાટ ઉત્પન્ન કર્યો. સ્વચ્છ ધવલ રેશમી સાળુમાં તે તેને સ્વર્ગની અપ્સરા ભાસી જાણે તે પોતાના કુળ દેવ માટે આ બગીચાની મનોહરતાથી આકર્ષાઇ પુષ્પ ચુંટવા લપાઇ આવી હોય. આ દૃષ્ય જોઇ તે મુગ્ધ બની ગયો. કુંજે કુંજે પુષ્પો ચુંટતી જોઇ તે શાંત ઉભો. તેના કાળા છુટા કેશ ઘુંટણ સુધી ઝુલતા હતા. તે માથા પરથી મધ્યમાં કાળજીપુર્વક જુદા કરી બન્ને ભ્રમરપર લાવી મૂકયા હતા. જેમાંની કોઇક ન્હાની લટો કપાલ પર ધસી આવી કાન સુધી ફરફરતી હતી. ભાલમાં રક્ત સૌભાગ્ય તિલક ઓપતું હતું. હાથમાં મોતીના કંકણો અને ગલામાં મોતીની માળા શોભતી હતી. એક હાથમાંની રૂપાની છાબમાં તે પોતાને મનગમતા પુષ્પો ચુંટી નાંખતી જતી હતી.

જહાંગીર થોડીવાર સુધી તમાશો જોતોજ ઉભો. આ પછી ધીમેથી તે પાસે આવવા લાગ્યો. તેના હૃદયનું તે ખુણો કે જ્યાં રેવાનો રાજ્યઅમલ હતો, તે આ પળે ઉપસીને જાણે તેનું ગળું ઘુંટતો હતો. ફરી એકવાર તેને ઇચ્છા થઇ કે પુર્ણ પ્રેમની યાચના કરૂં પણ તે અચકાયો. એવામાં તો તેની ગૌરવભરી દૃષ્ટી ઉંચી થતાં જહાંગીર સાથે તે એક થઇ. મ્હોંપર સ્મિત ઝળકયું.

આ ઉત્સાહથી તે આગળ વધ્યો પણ હજી તે મનથી દૃઢ ન હતો. એવામાં રેવાએજ શાંતિનો ભંગ કર્યો. "જહાંપનાહ, શું જોઇ રહ્યા છો? કેવા ખ્યાલમાં છો?"

જહાંગીર જરા વધુ નજદીક આવ્યો. "રેવા, દિલદાર રેવા, તારે તે વળી પૂછવું જોઇએ?" તેના સ્વરમાં પ્રસંશાના આંદોલનો હતા. "શું તું વાકેફ નથી?"

રેવાએ ફરી સ્મિત કરી નરમાશથી માથું નમાવી દીધું. ફરી પુછયું: "શુ છે, વળી કાંઇ સલતનતને લગતી ફિકર? બોલોજી."

સમ્રાટ પાસે આવ્યો. તે તેને અડકયો નહિં કારણુ તે પૂજા માટે પાવન થઇ મંદિરે જતી હતી, અને તે તેની ભક્તિનો આદર કરતો હતો. છતાં તેનાથી બન્યું તેટલો તે નજદીક થયો. તેના નિર્મળ નેત્રોમાં ધારીને નિરખી તે વિનવતી કરૂણુ કંઠે બોલ્યો: "રેવા, મારી રાજપૂત પરી, બોલ, ફકત એકવાર બોલ, 'મારા ખાવિંદ, હું તમને ખરાં દિલે ચાહું છું.'"

રેવા તેનાથી સ્હેજ દૂર હઠી જઇ નરમાશાથી હસી પડી, બોલી: "મારા ખુદાવિંદ અને ખાવિંદ!" આટલું બોલવા સાથે તેનો સ્વર કંઇક કરૂણુ ગંભીર બન્યો. "ફરી તેની તેજ પૂરાણી વાત."

"હા. રેવા," તેણે અધીરતાથી જવાબ દીધો, "તારે માટે કદાચ તેની તેજ પૂરાણી કહાણી હશે પણ મારા માટે તો તે તદ્દન નવી અને તાજી, અતિ ખુશાનુદીભરી તાજી. અગરજો તું ફકત એટલુંજ કહે કે તુ ખરેખર મને મહોબતથી ચાહે છે. સાલો ગુજરી ગઇ, મુદ્દત થઇ, છતાં મેં એજ વાતની ઇંતેજારી કરી છે, બસ આ બે ચાર બોલ કંઇ નહિં તો મને ખુશી કરવા પણ બોલી દે."

રેવાનું મીઠું મુખડુ ફિક્કું પડી ગયું. તેણે ફરી નમ્રતાથી ઉત્તર વાળ્યો: "મારા ખાવિંદ અને બાદશાહ! મારે જે કંઇપણ આપવાનું તે તમામ મેં આપને નજર કર્યું છે. મેં કોઇ વાર આપ જહાંપનાહને રંજીદા કર્યા છે? જ્યાં આપનો મહેલ પોતાની તમામ મહોબ્બત પેશ કરતી ખુબસુરત નાઝનીનોથી ભરપૂર છે ત્યાં મારા જેવીની રંગ મહોબ્બત તે શું હિસાબમાં?"

"ઓહ! તેઓનો તે શું હિસાબ!" બાદશાહ બોલ્યો. "તેમની મોહબ્બતપર તો હું મારો અમલ ચલાવી શકું છું પણ મારે તો તારી, બસ તારીજ મહોબ્બતની દરકાર છે." બાદશાહ વળી સ્હેજ વધુ નજદીક થયો.

"મારી ફિરસ્તા ખસ્લત રેવા, મને તારૂં તમામ જીગર જીતવું છે. યાદ છે, વસ્લની તે પહેલી રાત! મેં કેવી મિન્નતો ને આજીજી કરી હતી? તું તે વખતે હજી તો લડકી હતી; પણ તારી હુસ્ન–ખુબસુરતી અને તારી સાદાઇએ મારૂં છોકરપણુ દિલ કેદ કરી લીધું. તે વખતની ઉમંગભરી શરૂની મહોબ્બત હમણા મારી પુર જવાનીમાં વધુ પુખ્ત થઈ છે. હમણા જેટલી ખુબસુરત તો તું કદીએ ન હતી. તું મારી સૌથી વડી બેગમ જાણે ચુનંદા ફૂલ મિસાલ છે. ગુલેલાલા માફક મારી દરબારની તમામ બીજી બેગમોથી તું આલા બની બીરાજે છે. તું બધા તરફ રહમ દિલ છે. રેવા બેગમની માયા તમામના લબોપર જારી છે. શું આ દિલચસ્પ ચશ્મો પોતાની કોમલ નિગાહ મારાપર એકવાર પણ ન નાખશે? શું હું, તારો ખાવિંદ, તારો શહેનશાહ, સદા ફોકટમાંજ આજીજી કરતો રહીશ? રેવા! બસ એકવાર જે કલામ હું ચાહું છું તે બોલ અને ફરીવાર હું કદી તને તે માટે અરજ ન કરીશ."

પણ બેગમ તો શાંત સ્થિર ઉભી હતી; બાદશાહ વળી બોલ્યો: "તું મારી સૌથી વડી મહોરદાર છે, મારી શહેનશાહબાનુ, મારા વલીઅહદ ખુશરૂની અમ્મા. ભવિષ્યના બાદશાહની માદર તરીકે તું હજીએ બહુ સત્તાવાન છે. આટલી સત્તા ધરાવ્યા છતાંએ તુ મને તારાં દિલનો તમામ કબજો આપતા મહોબ્બતના કલામ નથી આપી શકતી? બોલ, હું બહુ બોલી ચુકયો છું. હું હવે ફરીવાર માંગણી નહિ કરૂં."

"જહાંપનાહ!" હવે રેવાનો સ્વર આતુર અને ધીમો હતો. "ખાવિંદ ખુદાવિંદ, મને માફ કરો! હું ઇચ્છું છું કે આપને હજી વધુ સુખી કરૂં. જે કંઇ પણ હું આપી શકું એ તમામ તો આપનુંજ છે અને છતાં હજી હું આપને સંતોષી નથી શકી. હવે બાકી કઈ મહોબ્બત આપ તલબ કરી રહ્યા છો"?

રેવાના નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યા. અશ્રુ ખેદના હતા. ખેદ બાદશાહને ન સંતોષવાથી દર્દ થતું હતું તેનો હતો. "બાદશાહ સલામત," આટલું બોલી તેણે તેની તરફ એક પગલું ભર્યું, "જહાંપનાહ, આપણી શાદીની જીંદગી સુખી ગુજરી છે, એ માટે આપણે બન્નેને મગરૂર થવા જેવું છે. જો કે આપણી લગન ગાંઠ બીજાઓએ નક્કી કરી યોજી હતી છતાં આપણને તે માટે પણ દિલગીર થવા જેવું નથી. ઉલટા આપણે આભાર માનવાનું છે. ઘણાઓ એવાં પણ છે કે જેઓ ફક્ત પોતાના સુખચેન ખાતરજ શાદી કરે છે. પણ આપણા વચ્ચે થયલા પરસ્પરના લગન તો ઉંચી નેમથી થયેલા છે. એથી બે જાતીયો જોડાઇ છે. આપણી શાદી નક્કી કરતી વખતે પણ આપ જહાંપનાહના બાબા અને મારા બાબાના મનમાં પણ એજ

હતું. કોઇ દિવસ આપણા દાખલા ઉપરથી હિંદુ મુસલમીનો વચ્ચે બીજાં વધુ સુખી જોડાં બંધાય અને તેમ થતાં આ આપણું હિંદ મુલક અને તેના લોક વધુ પ્રભાવશાળી બને, શું આ ખ્યાલજ એવો નથી જેથી આપને ખુશી ઉપજે? મને તો એમ થાય છે. આપે આપની શહેનશાહત અને આપણી રૈયતને પણ તેથી લાભ કર્યો છે. એ લાભ આપ જે મહોબ્બત માટે તલબ કરો છો તેથી પણ બહેતર છે."

જહાંગીર શાંતિથી આ સર્વ સાંભળતો હતો. તે તેની તરફ પ્રશંસનિય દષ્ટીએ જોઇ રહ્યો હતો. સમ્રાટ બેગમ રેવાને જાણે તે વેળાયે પુજતો કે આરાધતો હતો. તેનું બોલવું બંધ થતાં તે માનભરી રીતે નમી તેને તેની પુષ્પોની કુંજમાંજ મુકી ત્યાંથી ચાલી ગયો. આ પછી ફરીવાર કદી તેણે પ્રેમપિપાસા ન બતાવી પણ ઘણીવાર તે તેની સહાનુભૂતિ અને સલાહ માટે તેની પાસે જતો ખરો.

એકવાર તેઓ સાથે વાત કરતા હતા ત્યાં રેવાએ પુછ્યું: "આપ જહાંપનાહના ભવાં પર કાલા બાદલો ક્યાં કારણે ઝુમતાં દેખાય છે? આપ શહેનશાહે આઝમ બાદશાહ જહાંગીર નથી? આપનું શાહી હરમ હસીનોમાં હસીન ખુબસુરત દરેક પોતાની મહોબ્બતની પેશગી નજર કરતી થી ભરપૂર છે તેઓમાં પણ સૌથી આલા રૂપની–બેનમુન મહેરૂન્નીસા, જેને અમે નૂરમહાલના ઇલ્કાબે ઓળખિયે છિયે તે પણ છે. આપની ફિકર તેના રૂપ–મહોબ્બતથી દૂર નથી થઇ શકતી?"

જહાંગીરે મંદ સ્વરે કહ્યું: "ફિકરનું કારણ તેજ છે, રેવા મારી મિન્નત–વિનંતી ગણકારતી નથી અને બરદવાન જવા માગે છે. હું તેને મને મળવા કેવી રીતે હુકમ કરી શકું? મારી વફાદાર રાજપૂત બેગમ, તું મને આ વખતે મદદ ન કરે?"

રેવા બોલી: "એ બીજાની બીબી હતી, અને હવે ખરેખર તે, જેને તેણે ખોયો છે તેની જૂદાઇના ગમમાં છે, તેની મુલાકાતની તલબ કરવી હકવાજબી ન ગણાશે. પણ," રેવા મીઠાસથી સ્વાર્થ રહિત મને બોલી, "હું કોશીશ કરી જોઉં છું કે હું મહેરૂન્નીસાનું મન તેના ઠરાવપરથી બદલી શકું છું કે કેમ?"

"અગર જો તે છતાં પણ તેની નામરજી હશે તો હું તેની પર જબરદસ્તી કરવા નથી ઇચ્છતો," જહાંગીરે કહ્યું: "હું તેને બરદવાન જવાની ઇજાજત આપીશ.

રેવાએ મગરૂરીથી જવાબ દીધો: "હુઝુર, આપે હકીકતની વાત કહી. પણ ફિકર કરશો નહિ, આપનું આ કામ સરોચશ્મથી બજાવવા હું બનતું કરીશ."

જહાંગીરે સન્માનપૂર્વક તેના હાથનું ચૂંબન કર્યું અને બોલ્યો: "રેવા, તું કોઇ દેવી છો. મારાથી બહુ આલા છો."

આટલું કહી પોતાના દિલમાં તેની સ્વાર્થરહિત ભક્તિપર આફરીન કરતો તે ગયો.

રેવા કિલ્લામાં મહેરૂન્નીસાના મકાને ગઇ. બડી બેગમ રેવા દાખલ થતાં ઈરાની રમણી માનમાં ઉઠી ઉભી થઇ અને તેણે કુરનીસ બજાવી. રેવાએ પોતાનો રાજવંશી તરીકો આ વખતે બાજુએ કરી તેને કદમબોસી ઉપરથી ઉઠાડી પોતાની પાસે બેસાડી બોલી:

"મહેરૂન્નીસા, તને સૌ કોઇએ નુરમહાલનો ઇલકાબ આપ્યો છે. હું આજે તારી પાસે પૂછવા આવી છું કે હજીએ તને બરદવાન જવાનું મન છે?"

"હા, મારો ઇરાદો છે." ઇરાની રમણીએ કહ્યું.

"ઠીક" રેવા રાણી બોલી, "ત્યારે તો હું હવે ખુલ્લે ખુલ્લીજ વાત કરી દઇશ. જો તું શહેનશાહને કબુલે તો ખ્યાલ કર કે તારો દોરદમામ અને સત્તા શું ગણાય? જરા વાર તે તો તું વિચાર?"

નૂરમહાલ પોતાને કાને શું સાંભળી રહી છે તેથી ચકિતજ થઇ. તે બોલી: "આપ શહેનશાહ જહાંગિરના વડા બેગમ ખરેખર દિલથી મને આ બાબત ઉપર ગઔરથી વિચારવા કહો છો?"

"હા," રેવાએ કહ્યું: "એમને તારી તલબ છે. એઓ તને ચાહે છે. તું જાણુતી નથી કે તું હાલમાં શું નકારી રહી છો. તેથીજ હું બધું સાફ સાફ કહી રહી છું. હું તને મારો ખાવિંદ, મારૂ પદ, મારી જગ્યા, મારા જવાહિર, અને જે કંઇ પણ મારૂં છે એ તમામ આપી રહી છું. એ ઉપરજ ખ્યાલ કર અને જો કે તું તારા મનને સમજાવી બાદશાહ સાથે નિકાહ કરવા પર રાજી થાય છે કે કેમ."

આશ્ચર્ય બની તે ઇરાની રમણી તે રૂપાળી અને આતુર રાજપૂતાણી તરફ ટગર ટગર જોઇજ રહી. તે પોતાના દિલમાં વિચારવા

લાગી: "આ તે કાંઇ કોઇ સાધારણ મામુલી ઓરત છે? આના લખ્ઝો સાચા હશે કે હું ખ્વાબ જોઉં છું." તેને કોઇ જવાબજ ન સુઝયો. તેને ઠરેરો, રેવાની માંગણીનું સ્વાર્થ-રહિતપણું એ સર્વથી તે અવાચકજ બની ગઇ.

"મારી પાસે જે કંઇ હતું તે તમામ મેં તને આપી દેવાની માંગણી કરી છે. એ ઉપર પૂરો ખ્યાલ કરી જો, રેવા" બેગમે કહ્યું, અને તે ચૂપચાપ ઓરડો મૂકી ચાલતી થઇ.

નૂરમહાલ, જહાંગિરની રાજપુત રમણીની ખૂબસુરતી, દિલની મોટાઇ અને બિનસ્વાર્થપણા પર આફ્રીન કરતી બહુ વખત સુધી બેસીજ રહી. પણ નૂરમહાલ કંઇ એક સાધારણ મનની ન હતી; રેવાના શબ્દોનો સર્વ સંદેશ તે તરત પામી ગઈ. તેના સ્વભાવે તેના પર પોતાનો કબજો કર્યો અને અંતે જહાગિરની માંગણી સ્વીકારી શહેનશાહબાનુ નૂરજહાન બની.

જહાંગિરના નુરજહાન સાથના લગ્ન પછી રેવા પોતાના સમયનો ઝાઝો ભાગ ભક્તિ અને પ્રાર્થનામાં ગાળતી છતાં એક ભયંકર ચિંતા તેના ચ્હેરા પર સદા ઝઝુમતી દેખાતી, જે કારણે તેનો ચેહેરો હમેશાં ફિક્કો ને મ્લાન રહેતો.

તેનો પુત્ર ખુશરૂ જે પાટકુંવર હતો તેને પોતાના પિતા સાથે સદા અણમેળ રહેતો. મરહુમ શહેનશાહ અકબરના સમયમાં પણ આ કલહ હતો. અકબર આ છોકરાને અતિ ચાહતો અને તે તેનો અતિ માનીતો હતો. કારણ તેના સખ્ત દિલના પિતાથી વિપરિત તે ચંચળ, પ્રેમાળ અને ખુશ સ્વભાવનો હતો.

શહેનશાહબાનુ નૂરમહાલની તેના પહેલા ખાવિંદના કુખની તેની બેટીને ખુશરૂએ પોતાની બીજી બીબી તરીકે સ્વીકારવા ના પાડવાથી આ અણમેળ વિશેષ થયો હતો. શાહજાદો તો ખાને-આઝિમની બેટી અઝિઝા સાથે પરણેલો હતો. પાટકુંવર પોતાની પરણેતરને અતિ પ્રેમથી ચાહતો હતો. એટલે તે અનેક-પત્નિનો પૂજારી નહોતો. પણ ત્યાં શહેનશાહબાનુ નુરમહાલના લોભને થોભ ન હતો. તેણે સત્તાના અમલની લિજ્જત ચાખી હતી અને તેથી પોતાની બેટીના શહેનશાહના ગાદીવારસ પુત્ર સાથના જોડાણથી એ સતા લંબાશે એમ તેને દેખાતું હતું. ખુશરૂએ તેની માંગણી નકારવાથી તે અતિ ક્રોધીત બની હતી. પરિણામે તેણે શહેનશાહને પુત્રની વિરૂધ ઉશ્કેરી મૂકયો હતો.

પોતાના સસરા ખાને-આઝમ જે શહેનશાહી રાજનો સિપાહસાલાર હતો તેની કુમકથી ખુશરૂએ બળવો કર્યો. તે હાર્યો, પકડાયો અને તેને કેદખાને પૂરવામાં આવ્યો.

તેની અપકીર્તિ અને શિક્ષાના સમાચાર તેની માતા રેવાને મળતાં તે અતિ વિવ્હલ બની ગઇ. આ પુત્ર તેના જીવનની મૂર્તિ હતી. જેમ તેમ મન મજબુત કરી તેણે ધૈર્ય ધાર્યું. આ પછી આથી પણ ભયંકર સમાચાર-ખુશરૂના ખૂનનાં-તેણે સાંભળ્યા. રણવાસમાં નુરજહાનના કાવત્રાનું આ પરિણામ હતું એવા છૂપા ભણકારા ફેલાયા હતા. સાથે શાહજાદો ખુર્રમ અને પરવિઝનો પણ એમાં હાથ હોવાનું બોલાતું હતું.

રેવાએ આ ઉડતી વાતો સાંભળતાં તેને લાગ્યું કે સત્ય વાત શું છે તે જાણવી. તેણે શહેનશાહબાનુ નુરજહાનને મળવાનો સંકલ્પ કર્યો. તે મુજબ તે તેના મહેલે આવી. રાત અંધારી હતી. ચંદ્રમાં કયાંએ દેખાતો ન હતો. વિજળીના કોઇક વારના ચમકારાથી રાતની ભયંકરતા પ્રતિત થતી હતી. રેવાને લાગ્યું કે તેના અંતઃકરણમાં દટાયલી વ્યથા ઉપર પ્રકૃતિ પોતે આજે રૂદન કરી રહી છે.

નુરજહાનના અવાસ પાસે જે વેળાયે તે પહોંચી ત્યારે ત્યાં શહેનશાહબાનુ પોતાનાં સગાંસ્નેહીઓનાં મંડળમાં ઘેરાઇ બેઠેલી હતી. નુરજહાનને પડખે આસન પર તેની પુત્રી બેઠી હતી. રેવા દાખલ થતાં સમ્રાટની વડી બેગમના માનાર્થે સર્વ ઉઠી ઉભાં થયા. પણ રેવાએ કોઇ તરફ નજરે ન કરી. તે સીધી નુરજહાન તરફ ગઇ. જેના દીલમાં રેવાના કરૂણ મુખને જોતાં અજબ દયા ઉભરાઇ આવી. શહેનશાહબાનુ પણ ઉઠી ઉભી થતાં તેઓ એકએકની સામે થઇ ગયા.

રેવા બોલી: "બોલ, નુરજહાન, આ શું સાચી વાત છે?"

"શું સાચી વાત છે?" નુરજહાને પૂછયું.

"કે તારા કાવાદાવાઓથી મારો બેટો, મારો અણમોલ બેટો માર્યો ગયો.

શહેનશાહબાનુએ કંઇ પણ જવાબ ન વાળ્યો. સર્વ કોઇનો શ્વાસ સ્થંભી ગયો.

"બોલ. નુરજહાન, કહે મને, ફક્ત બોલી દે" રેવા કરૂણ સ્વરે વિનવવા લાગી.

નુરજહાનનું મસ્તક નીચું ઢળ્યું. તેના ઓષ્ટમાંથી નકારનો શબ્દ બહાર ન આવ્યો. રેવાએ જાણ્યું કે આરોપ ખરો હતો. હવે તેના દુઃખની જવાળા બહાર પ્રગટી.

"ઓહ, મહેરૂન્નનીસા, નુરજહાન મેં તને સર્વસ્વ આપ્યું, મારો ખાવિંદ, મારૂં પદ, મારી સત્તા અને મારા વૈભવ, એ તેં સર્વે લીધા. તમામ શહેનશાહત તારૂં છે. તું શહેનશાહ અને તેની સલતનત સર્વ પર જેવો અમલ ચલાવે છે તેવો બીજી કોઇ પણ ઓરતે અગાઉ ચલાવ્યો નથી. મેં મારા માટે ફક્ત મારા પુત્રને રાખ્યો હતો. તેનું પણ તેં ખુન કરાવ્યું! તને આટલેથીયે સંતોષ ન થયો? તારૂં દિલ આ કામ કરતાં કેમ ચાલ્યું? ખુશરૂ મારા બેટાનું મરણ થયું છે, ખુન થયું છે. મારા નેત્રોની જ્યોતિ, મારા જીવનનો આનંદ, મારી પાસેથી ઝુંટવી લેવામાં આવ્યો છે. નુરજહાન! તને જો પુત્ર હતે તો આજે મારા અંતઃકરણની વ્યથા–દર્દ તું પામી શકતે. હવે મારા માટે શું બાકી રહ્યું? મારૂં જીવન અંધકારમય બની ગયું!"

આ દર્દભર્યા શબ્દો સાથે તે ત્યાંથી ચાલી ગઇ. હજી તેણે ઉંબર ઓળંગ્યો ન હશે ત્યાં આકાશમાં ભયંકર ગર્જના થઇ વિજળી ઝબકી. નુરજહાન કંપી ઉઠી. તેની આસપાસનાઓ ધ્રુજવા લાગ્યા. કોઇ બોલ્યું, "ખુદાનો કોપ ઉતર્યો છે. કારણ રેવા, ભલી અને ભક્ત રેવાને રંજાડવામાં આવી છે."

રેવા ધીમેથી શાંત જઇ પોતાના અવાસના ઝરૂખે આકાશ તરફ જોતી ઉભી રહી.

"ચંદ્ર અને તારા તો અદૃષ્ય થયા," તે ગણગણી; "ત્યારે હવે મારે શા માટે અહિં અથડાવું જોઇએ? મારૂં જીવન હવે શૂન્ય અને અંધ બન્યું છે. હવે તો એજ ઠીક કે હું પણ મરૂં. ઓ પરમેશ દયાવાન પરમેશ મને તેડાવી લે."

તેની પુત્રી અને દાસીઓએ કેમે કરી સમજાવતાં પણ તેના અશ્રુ અટક્યાં નહિં કે તે શાંત ન થઇ. એક રોજ રેવાના ઓરડામાં તેઓએ તેને ક્ષિતળ–મૃત્યુ પામેલી જોઇ. તે પુત્ર પછવાડે રવાના થઇ.

ખુશરૂનું શબ અલાહબાદમાં દફન થયું હતું ત્યાંજ રેવાના અસ્થિપિંજર આરામ પામ્યા. જહાંગીરે ખુશનુમા બગિચો તેમની આસપાસ ઉગાડયો આજ દિવસ સુધી તે "ખુશરૂ–બાગ"ના નામે મશહૂર છે. દિલગીરી માત્ર એટલીજ છે કે આવા સ્વાર્થપરાયણ પ્રેમથી લોક અજ્ઞાન છે પણ તેવા જીવનની સુગંધ તો પ્રસરેલીજ રહેવાની અને તે સલતનત જ્યાં સદાત્માઓ વસે છે ત્યાં રેવા પણ પુનઃ જીવન પામવાની.






## એક દર્દભરી રસિક કહાણી.

લખનારઃ—સ્વર્ગસ્થ હાજીમહુમ્મદ અલારખિયા શિવજી.

મારી બીબી અને બચ્ચાંને, પાંત્રીસ વરસની ઉમરમાંજ અજલે ઝૂંટવી લેવાથી હું આ દુનિયામાં ઘરબાર વગરનો થઇ પડયો હતો. મારા "ઇસરાજ" (એક પ્રકારનું સારંગી જેવું વાજિંત્ર) માંજ હું મારા દોસ્ત અને સાથીના સહવાસના સુખ અને આરામ અનુભવતો હતો. એક સાંજના આફ્તાબના અસ્ત થવાની વેળાયે હું જમના કિનારે બેસી મારા ઇસરાજને છેડી રહ્યો હતો. વગાડવાની ધુનમાંથી સર ઉંચું કરતાં મારી બહુજ નજદીકમાં એક બુઢ્ઢા સીખને મેં ઉભેલો જોયો. તે ચુપચાપ, હાલ્યા ચાલ્યા વિના ઉભો હતો. હું અજબ થઇ, ઉઠયો. એટલામાં તો તે કંઇક બડબડતો ત્યાંથી ચાલતો થયો. આ અજાણ્યા શખ્સ સંબંધી કંઇ વધુ જાણવાની ઉલટમાં મેં તેની પછવાડે દોડી જઇ પૂછયું:

"સીખજી, મારા બજાવવાથી આપને કંઇ મેં હરકત કરી કે આપ આટલી જલ્દીથી ચાલ્યા ગયા?"

"અજનવી શખ્સ!" તેણે ઉભરાતી લાગણીએ જવાબ દીધો. "તમારૂં બજાવવું અજબ ઉમદા છે! ઘણી સાલ થયા મેં એવું સાંભળ્યું નથી. ઇસરાજ સાંભળવા કે તેને છેડવા કે તે પર નજર નાખવા પણ હું ચાહતો નથી; એક સાંપથી જેમ દૂર રહીયે તે માફક હું એથી દૂર ભાગું છું; પણ તમારા સરોદોએ મારી યાદદાસ્તના બંધ દરવાજા આજે ફરી ખોલ્યા છે."

"હું આપનું નામ મુબારક પુછી શકું?"

"નિહાલ ગવૈયાના નામે હું ઓળખાવું છું." આ સાંભળતાજ હું દંગ થઇ ગયો. નિહાલ ગવૈયાનું નામ કાશમીરથી કોમોરીન સુધી તમામ હિંદમાં મૂલ્ક-મશહૂર હતું. પણ એને તો ગુમ થયે જમાનો થઇ ગયો હતો અને એ વૈરાગી બની ગયો છે એમ બોલાતું હતું. કંઇક થોભી મેં કહ્યું:

"નિહાલ ગવૈયાનું નામ કોણે નથી સાભળ્યું? પણ વાજિંત્રના સરોદ આ ઉસ્તાદના દિલને દૂર કેમ હટાવે છે?"

"હજરત, આપના ઇસરાજે ખુદના સરોદો સાથે ગઇ ગુજરી યાદો પણ જગાવી દીધી છે. મારા દિલને ઉભરાવી દીધું છે; હાલની ઘડી ભૂલાવી દઇ, ગુજર્યાં જમાનાને જીન્દુ કરી દીધું છે. સાહેબ, બેસશો; હું આપને એક અજબ કહાણી કહી સંભળાવીશ."

રસ્તાની બાજુ પરના મોટા પત્થરના ઢગ તરફ બેસવા એણે ઇસારો કરતાં મેં ચુપકીદીથી તે ઉપર અમલ કર્યો. નિહાલ ગવૈયાએ મારી બાજુમાં બેઠક લીધી અને ખુદની સીયાહ ચશ્મોને જમનાના ચુપચાપ વહેતા પાણી સામે સ્વપ્નાની ખુમારી જેવી હાલતમાં જોતી કરી, આ મુજબ બનાવ બયાન કર્યો:

"મારી જવાનીના વખતમાં હું પંજાબના મશહુર મહારાજા રણજીતસિંહના મહેલના મુખ્ય દરબારી સાજીંદાઓમાંનો એક હતો. ઝઇફ મહારાજા આ વેળાયે ગુજરી ગયા હતા અને રાણી ચંદકુંવર તખ્ત ઉપર હતી. અમારી ગવૈયાઓની ટોળી અમારા ઉસ્તાદ જનકજી સાથે ત્યાં મહેલને લગતાજ

એક ભાગમાં વસ્તી હતી. આ વખત પંજાબમાં બળવાનો હતો. મૂલ્કમાં છૂપી બેદિલી પસરી રહી હતી. પણ મહેલના વસનારાઓ મોજ શિવાય બીજી કોઇ બાબતથી વાકેફ ન હતા. ફજરથી બપોર અને બપોરથી મધ-રાત સુધી વગર ખટકે અયસો અશરત અને મોજ શોખ-નીજ ધૂમ હતી. મહેલના અયેવાનોમાં ગવૈયા અને નાચનારીઓ કે નટ અને જાદુગરોજ સદા નજરે પડતા. ગાવું, બજાવવું, નાચવું અને ખેલ ખેલવા એ શિવાય દિનરાત બીજું કંઇ કામજ ન હતું.

"આવી રીતે રોજ પર રોજ ગુજરતા હતા. એવામાં મોસ્મે બહાર, વસંતના તહેવાર આવી પુગ્યા. શું એનું બયાન કરૂં? મહેલ પરસ્તાન બની ગયું હતું; દરખ્તો ચિરાગોથી ઝગમગી રહ્યા હતા; ફૂવારાના આબ ઝવા-હીરની મીસાલ ચળકતા હતા; હર રંગ અને કિસમના ફુલો ખુશબોથી હવાને તર કરી બહેકી રહ્યા હતા. હસીન સુરતની નાચનારીઓના ઝાંઝરના ઝણકાર સરોદો સાથે સરખાઇમાં એકસરખા ઉતરતા હતા તેમાં વળી ઇસ્રાજ, બીન અને સિતાર પોતાના સૂર આમેજ કરી રહ્યા હતા. બળવાના તોફાનની સખ્ત અફવાઓ જયારે ત્યારે ત્યાં કાને પડતી પણ તેની કોઇ દરકાર કરતું ન હતું. ચાર રાતો સુધી એક સરખી રીતે આ તહેવારને આનંદ સાથે ઉજ-વવામાં આવ્યો. પાંચમી રાતે બહારના ચોકમાં એક સવાર–સિપાહિ મારતે ઘોડે આવી, મહા-રાજ રણજીતના તમામ સિપાહિો શહેરમાં દાખલ થઇ સર્વ તરફ લૂંટ ચલાવી રહ્યા છે ના સમાચાર સંભળાવ્યા. તરતજ બધે ગભરાટ ફેલાઇ ગયો અને અમે ભાગી છૂટિયે તે પહેલાં તો સીખ સિપાહિઓએ મહેલને ઘેરીએ લીધો.

"અમારા રહેવાના ભાગથી સ્હેજ દૂર મહે-લનો એક એવો ભાગ હતો જે વસ્યા વિના ઉજડજ પડી રહ્યો હતો. કારણ તેના ઓરડા-ઓમાં ભૂતના ચાળા થતા કહેવાતા હતા. રાતના ત્યાંથી ગાનના અજબ સરોદો અને અને અવાજો સંભળાતા હતા. સીખ સિપાહિો મહેલના દરેક ભાગમાં ઘુસ્યા હતા. ફકત તેઓએ આ ઉજડ ભાગ પડતો મેલ્યો હતો. મેં મારા કદમ તે તરફ લંબાવ્યા. હું બહારના સહેનને ઓળંગી ન્હાના ઓરડાઓ તરફ ગયો. તેની પછવાડે–બાગની બહારની દિવાલ હતી. ઓરડાઓમાંના એકનો દરવાજો તોડી તેની બારીમાંથી બગીચાના રસ્તે ભાગવાનો મેં ઠરાવ કર્યો હતો. લાંબી ચાલમાંથી પસાર થતાં ઓરડાઓમાંના એકના દરવાજા ઉપર "રીજીયા" લબ્જ કોતરેલો નજરે પડયો. અજબ મોહિનીથી હું તે તરફ ખેંચાયો. મેં ધક્કો મારી દરવાજો ખોલ્યો અને અંદર ગયો. ઓરડો ન્હાનો હતો પણ જમીનપર બધે ધૂળના ઢગ હતા. કોતરેલા સંદલના લાકડાંનો એક ન્હાનો ખાટ તે ઉપરની લાલ અને સોનેરી જરીકામ-વાળી ચાદર પાથરેલો એક ખુણામાં પડયો હતો. અબનુસનો ન્હાનો પાટ તેની બાજુમાં મૂકેલો હતો. લાકડાંની ખીંટીપર ઓરતોના પોશાક–જેવા કે નાચનારી ઓરતો રાતા, આસ્માની, અબ્બાસી, બદામી અને ગુલાબી દુપેટ્ટાઓ પહેરે છે–લટકતા હતા. દિવાલે હાથીદાંત દોરેલી બે ચાર ઉમદા તસ્વીરો ટાંગી હતી. જમીન પર ન્હાનો ઇરાની ફર્શ બીછાવેલો પડયો હતો. બીછાનાની બરાબર સામે એક મોટી આરસી ટાંગેલી હતી જેની બાજુમાં એક ઇસરાજ અને તેને વગાડ-વાની ગજ કટાયલા જુના ખીલા પર ધૂળથી ભરપૂર એ ટાંગેલા હતા.

"મારી ચશ્મો તે વાજિંત્ર પર પડતાંજ ત્યાં તે કાં ચોંટી ગઇ તે હું સમજી ન શકયો. તેને જોતાં ત્યાં ઉભો હતો તેટલામાં એક અજબ સણસણાટી મને દિલમાં થઇ આવી. જાણે તે ઇસરાજ થરથરાવા લાગ્યું હોય અને તે પછી ધીમા નિસાસા સાથે મને કહેતું હોય કે: 'ઉપાડ, મને ઉપાડ.' હું ચકીત થઈ આસ-પાસ જોવા લાગ્યો પણ ઓરડામાં કોઇએ ન હતું. ફરી નીસાસા સાથે એજ કલામ મારા કાને પડયા જાણે સ્વપ્નાની હાલતમાં હોવું તેમ મેં તે ઇસરાજને દિવાલથી નીચે ઉતાર્યો. તેજ પળે પગલા સંભળાયા અને હું બારીમાંથી કૂદવા જતો હતો. પણ હું હજી ત્યાં સુધી પુગ્યો ન હતો કે સીખ સિપાહિો પવનના સુસવાટ મિસાલ દરવાજામાં દાખલ થયા. હું બાગમાં કુદી પડયો અને સ્હેજ વખ્તમાં તો દૂર મોટા રસ્તે નીકળી ગયો. આસપાસ બધે મર્દ–ઓરતો ભાગાભાગીમાં હતા. અરધા કલાકમાં તો મેં બધા ઘોંઘાટ અને વસ્તીવાળા લત્તા વટાવી દીધા. સાંજના એક મોટા વડના દરખ્ત નીચે હું આરામ લેવા થોભ્યો.

"હવે મેં ફરીથી મારા હાથમાંના તે ઇસરાજ તરફ નજર કરી. તે એક ઉમદા સાજ હતું: બહુ નાજુક કોતરકામવાળું હતું. મેં ફુંકથી ઉપરની બધી ધુળ દુર કરતાં હાથા પરના લાકડાંના ભાગમાં કંઇક હરફો કોતરેલા દેખાયા,

પાસે તપાશી જોતા "રીઝીયા બંદિવાન" લફ્જો કોતરેલા હતા. આ લફ્જોની મતલબ શું હશે તેના ખ્યાલમાંજ મેં ગજને વગર સોચ્યે ઉપાડી તાર ઉપર ખેચતા અજબ બનાવ બન્યો. એક અજાણી રાગણી તેમાંથી પેદા થઇ. મારા હાથ ફરતા હતા પણ મારો તે ઉપરનો કાબુ રહ્યો ન હતો. જાણે કોઇ જાદુભરી અસરથી તે ચાલતા હતા. ગમમીન



પીશોરા જાદુગર અને રીઝીયા.

અવાજમાં સરોદો ઉંચા નીચા થતા હતા, જે રફતે રફતે જોશભરી મિન્નત અને આજિજીઓ અજબ અસરભર્યા રૂદનમાં એટલી બધી વધતી ગઇ કે તે ઇસરાજ થર થર થઇ જાણે ડચકાં ખાતું હતું. રાગણીની અજબ લ્હેરો હવામાં પ્રસરી રહી હતી. આખરે ડરના મારે તે ઇસરાજ મારા હાથમાંથી સરકી જઇ ઘાસની ઘાટી હરીયાલીપર એક નિસાસા જેવા અવાજે જઇ પડયો. જાણે તે વાજિંત્ર પણ ઇનસાન હોય તેમ રહેમની લાગણી મારા દિલમાં થઇ આવી.

"રાત પડતાં હું મારા વતનના કસ્બામાં જઇ પહોંચ્યો. મારા બાબાએ મને ચાહભર્યો આવકાર આપી તરતજ દસ્તરખાન પાથરી જમાડયો કારણ મારી મા તો ગુજરી ગયેલી હતી. મોડી રાત સુધી અમે બે, તે દહાડાના બનાવ ઉપર વાતો કરતા રહ્યા. મારા ઓરડાની દિવાલ ઉપર તે ઇસરાજ અને તેના ગજને મેં ટાંગ્યા હતા. ત્યાં દાખલ થતાંજ મને ફરી તે સણસણાટી થઇ આવેલી જણાઇ. કોઇક ચીજ ફરી મને તે તરફ ખેંચતી હતી. તેજ કલામો: 'ઉપાડ, મને ઉપાડ' સંભળાવા લાગ્યા.

"થાકેલો અને સુજેલા પગની હાલતમાં ત્યાં હું બિછાને જવાની સખ્ત આરજુથી દાખલ થયો હતો છતાં તે મિન્નતભરી આજીજી સામે હું ટકી ન શકયો. જાણે હું ખ્વાબમાં હોઉં તેમ ઇસરાજ લઈ તેના તારો ઉપર મેં તે ગજ ફેરવ્યા. તેની જાદુભરી અસર નીચે મારા હાથો હવે હાલવા લાગ્યા. કેટલીવાર સુધી એ ચાલ્યું હશે તેનો મને ખ્યાલ નથી પણ મારા ખભાં ઉપર કોઇનો હાથ જણાતા મારા બાબા મારી પાસે ઉભેલા દેખાયા. લાગણીભર્યા અવાજે તેમણે કહ્યું! 'નિહાલ, તારૂ વગાડવું અજબ ઉમદા છે. તારો કસબ અતિ આલા દરજ્જાનો છે. આ પહેલાં આવા સરોદ મેં તો કદી સાંભળ્યા નથી. પણ, બેટા, રાત લગભગ પૂરી થવા આવી છે, અને હવે તારે લેટવું જોઇએ.' ચૂપચાપ હું ઉઠયો અને વાજિંત્રને ટાંગી દઇ ખાટમાં જઈ સુતો. પલવારમાં હું ભર નિંદમાં પડયો.

"આવી રાતોમાંની આ તો પહેલી એક રાત હતી. હર રાતના જેવો હું મારા ઓરડામાં દાખલ થતો કે તેજ મોહિની, મને ઇસરાજને દિવાલ પરથી ઉપાડવા માટે ઘેરતી અને હું તે લઈ કલાકો સુધી લગભગ બેફામીભરી હાલતમાં તે વગાડતાં બેસતો. અજબ સરોદો અને જોશદાર મિન્નતોના સૂર તેમાંથી નીકળતા અને આખરે ધીમા દર્દમંદ રૂદન પછીજ તે શાંત થતા. હર રોજ રાત પડવાની આતુરતામાંજ હું દિન ગુજારતો; આ ગરબી અને અસ્માની રાગણીની તલબ શિવાય બીજી કોઇ ચીજની મને દરકાર ન રહેતી. જાણે હું વશમાં આવી ગયો હતો. તે વાજિંત્રમાં એવી તે કઇ છૂપી શક્તિ હતી? 'રીઝીયા બંદીવાન' આ શબ્દોની મતલબ શું? એ કઇ મોહિની હતી જે મને ઘેરી રહી હતી?

"એક રોજ મારા બાબાએ હું મધરાત સુધી આ વાજિંત્ર વગાડતા કાં બેસ્તો હતો તે માટે પૂછયું. દરબારમાં રહેવાથી એવી મને ટેવ પડી ગઇ છે કરી મેં જવાબ વાળ્યો. 'પણ બેટા' તેણે કહ્યું, 'તું તદ્દન નિસ્તેજ ફિકો પડી ગયો છે. તારા ગાલ કરમાઇ ગયા છે!' 'બાબા,' મેં જવાબમાં કહ્યું, ભલા 'રીજીયા' એ વળી શું? એ 'રીજીયા' કોણ છે?

"'રીજીયા!' બેટા એ નામ તારી જબાન પર સાંભળી હું હયરત થાવું છું, કારણ નિહાલ, તે વખતમાં તું બચ્ચગીની હાલતમાં હતો. 'રીજીયા' એ તો એક નાચનારી છોકરીનું નામ હતું-દૂર દેશથી આવેલી એ એક અજનવી હતી.'

"'એ સંબંધી કંઇ હકીકત છે?'

"'હા, છે ખરી. મહારાજા રણજીતસિંહના જવાનીના જમાનામાં એક નામી જાદુગર દરબારમાં આવ્યો હતો. લોકો તેને પીશોરા–જાદુગરના નામે ઓળખતા. એ પોતાની સાથે એક બાંદી જે અતી ખુબસુરત અને દિલકસ નાચનારી હતી તેને લાવ્યો હતો. એ છોકરી કંઇ ફકત રૂપમાંજ સુંદર ન હતી, પણ શરમ અને મર્યાદાવાળી એ હતી. મહારાજાની દરબારના જવાન અને બુઢ્ઢા સર્વ કોઈ આ મોહિની–મૂરતની જાલમાં ગીરફતાર હતા. તેમાં એક રજપૂત સરદાર તો એટલો બ્હાવરો બન્યો હતો કે તે જાદુગર પાસેથી આ છોકરી કોઇપણ પ્રકારે મેળવવા મથતો હતો. પણ તેની સર્વ તજવીજો રદ ગઇ હતી. મહેલમાં એવી અફવાઓ ફેલાઇ હતી કે તે જવાન રજપુત મધરાતના મહેલના બગીચાઓમાં ભટકતો જણાતો અથવા ચાંદનીની રોશનીમાં તે બાંદીની બારી નીચે જઇ બેસ્તો હતો. એક રોજ એકાએક રીજીયા ગુમ થયેલી જણાઇ, જ્યારે તે જવાન રજપૂત ગળુ કપાયલી હાલતમાં મહેલના ચોકના એક ભાગમાં મુએલો મળી આવ્યો. થોડા રોજ પછી જાદુગર પીશોરા પણ લાહોરથી રવાના થઇ ગયો, અને તે બાંદી રીજ્યા ફરી કોઇવાર દેખાઇ કે જણાઇ કે સંભળાઇ પણ નહીં. આ બનાવ પછી રાગણીના અજબ સરોદ અને રૂદનના વિલાપી અવાજો રીજીયાના ન્હાના ઓરડામાંથી આવતા હતા. આખરે મહેલનો તે ભાગ સર્વ કોઇએ વપરાસમાં લેવો તજી દીધો. રીજીયાની હકીકત આ છે.'

"થોડા રોજ રહી મેં ફરી મારૂં મકાન મૂકયું અને થોડોક અસ્બાબ સાથે લઇ ગવૈયાનો પેશો શરૂ કરવા આગ્રા તરફ રવાના થયો. એક તવંગર વેપારી જે મારા બાબાનો બહુ દોસ્ત થતો હતો તેણે મને દિલોજાનથી આવકાર આપ્યો. ગવૈયા તરીકેની મારી નામના તમામ આગ્રા અને ઉત્તર હિંદમાં પસરી ગઇ. અમીરો અને શાહજાદાઓ, નવાબો અને મહારાજાઓ, મોટાઓ અને તવંગરો મને બોલાવતા તથા મારી પછવાડે હેરાન થતા. હું પણ હવે માલદાર બન્યો હતો. પણ મારૂં જીગર બેચેન તડપતું હતું. ઇસરાજના જાદુએ મારા બદન અને રૂહને ઘેરી લીધા હતા. તે રાગણીની જુસ્સાદાર આજીજીઓ મારા દિલને ટુકડા કરી દેતી હતી. તે રૂદનના સૂરથી મારૂં જીગર વિંધાઈ જતું હતું, અને તે આજીજી પર અમલ કરવા માટે સખ્ત ઉમંગ ઉભરી આવતો હતો. કોઇ કોઇવાર ઇનસાનને મળતા આવતા દર્દભર્યા અવાજો સાથે સરોદ બંધ થઇ જતા. એક રાતના એક જખ્મી પરન્દાની તીણી પૂકારો તે વાજિંત્રમાંથી નીકળવા લાગી. આગ્રાના લોકોમાં બોલાવા લાગ્યું કે 'નિહાલ ગવૈયો અજબ જાદુગર છે!'

"મારા બુજર્ગ બાબા ગુજરી ગયા અને તે પછી મેં પણ મારો પેશો મૂકી દીધો. છતાં ઇસરાજે તો મને જકડીજ રાખ્યો હતો. આગ્રા આવે ત્રણ સાલ મને થઇ ગયાં છે. હવે હું કયાં પણ જણાતો નથી. એકાંત જગ્યાઓ હું શોધતો ફરતો અને આ ભેદી સરોદોમાં હું રાતો ગુજારતો. દહાડાઓ રાત કયારે પડશે તેની ઇંતેજારીમાંજ ગુજરતા.

"એક રાતના હું જમના કીનારે ટહેલી રહ્યો હતો. પૂનમના ચાંદની રોશની તમામ આલમ ઉપર ફેલાઇ ગઇ હતી. જમના પોતાના સદાના ધીમા અવાજથી વહી રહી હતી. હું ઇસરાજને હાથમાં પકડી ઉભો હતો. મારા તપેલા દિમાગમાં ખ્યાલોના પૂર ઉભરાઇ રહ્યા હતા. હજી કેટલા વખત સુધી માટે આ જાદુની અસર નીચે રહેવું હતું? તે આજીજીભરી અરજની મતલબ શું હતી? કોઇ વાર પણ હું તે પૂરી પામી શકીશ? આ ખ્યાલોના લગભગ ખ્વાબમાં રમતો હું એકલો નદીના કીનારે લટાર મારી રહ્યો હતો. બહુ રાત થઇ હું સુતો ન હતો. મારા કદમ થાકી નબળા પડયાં હતાં.

"એકાએક હું એક પત્થરથી અથડાઇ ઠોકર ખાઇ મ્હોંભેર સખ્ત પડયો. મારો જમણો હાથ જે આગળ હતો તે એક ખડક સાથે અથડાઇ ભાંગ્યો; આ પછી પહેલાં માફક હું કદી તે વાપરી નથી શકયો. ગવૈયાનો ધંધો તો મેં ગુમાવ્યોજ. પણ તેનું વાજિંત્ર પણ ગયું-ઇસરાજ ભાંગી ટૂકડા થઇ ગયું ! હું કયા લફ્જોમાં બ્યાન કરૂં ? એ એક પલવારનો ખ્વાબ હતો. હું જેવો તે ધારી ધારીને જોતો હતો કે તે ચેહેરો નાજુક ચાંદનીમાં આસ્તે આસ્તે થઇ ઉડી ગયો. અજબ આરામ મારા મન પર ફેલાઇ ગયો; મારૂં દિલ ચેનમાં આવ્યું. હું હવે છૂટો થયો. તે વાજિંત્રના ભાગેલા ભાગોમાં એક ઘડી વાળેલો કાગળનો



ટૂકડો મારી નજરે પડયો. મેં તે ઉપાડી લઇ, ખોલી વાંચતા આ કલામો જણાયા. "રાજીયા, તારા ગુનાહ માટે આ ફાસમની સજા તું પામી.' આ મારી કહાણી છે."

"સીખજી, આપે મને જે જાદુ અને રીજીયા બંદીવાન રેહાઇ પામી તે વિષે જે કંઇ પણ જણાવ્યું તે હું સ્હેજ પણ સમજી શકતો નથી."

"એ. તે જાદુ યા મોહિની છે જે કોઇ વારજ આ ખડક પર જણાય છે," તેણે ખૂબ ખ્યાલથી જવાબ દીધો. "તે રૂહ કે જે દુનિયાના મોહમાં જકડાઇ રહે છે તે કોઇ વાર સરોદની શક્તિથી ખેંચાઇ આસ્માનમાં ઉડે છે."

"એક ધીમો ઉંડો નીસાસો ઉંચે જોતાં ઉપર સંભળાયો. આહ, તે દેખાવ હજી નજર આગળ ખટકી રહ્યો છે. સુંદર અને તદ્દન પારદર્શક આકાર સાથે એક ઓરતનો ચેહેરો ચાંદના રૂપેરી કિરણોમાં તરી રહ્યા હતો-તેની જાદુભરી મોહિની, તેની ઉમદા ખુબસુરતીને

નિહાલ ગવૈયો તો ગુમ થઇ ગયો હતો. હું જાણે ખ્વાબમાંથી જાગ્યો હોવું તેમ ઉઠયો; રાતનો શબનમ (દવ) મારા કપડાઓ પર ભરપૂર પડયો હતો અને ચાંદના કિરણો જમનાના ઝમકતા પાણી પર શાંતિમાં સુઇ રહ્યા હતા.



ચિત્રકાર:

શ્રીમાન પુરૂષોત્તમ. મદમાતી આંખ્યે કટાક્ષ કરતી ફેંઝી બેઠી.



# ફૈઝી.

લખનારઃ—**સ્વર્ગસ્થ હાજીમહમદ અલારખિયા શિવજી.**

મોગલ શહેનશાહોના સમયમાં દીલ્હીની શોભા અપૂર્વ ને કંઇક અનેરી હતી. દીલ્હી શહેર તે સમયે વિલાસ અને અજબ મસ્તીથી ભરપૂર એક આલા નગરી જેવું હતું. તેની સમૃધ્ધિ જોઇ કુબેરની અલકાપૂરી એજ કાં નહિં, એમ મુસાફરોને થઇ આવતું. દીલ્હીના મુખ્ય લતા ચાંદની ચોકમાં એક માળના બેઠા ઝરૂખેદાર મકાનના બીજા ખંડમાં એક ઉમદા ઇરાની ગાલીચાથી સજ્જ કરેલા કમરામાં એક ખુશનુમાં સાંજે બે જણા એક સ્ત્રી અને બીજો પુરૂષ બેસીને કંઇક ગુફતેગો કરી રહ્યાં હતાં.

"શું કહો છો મુબારક?" સ્ત્રીએ કહ્યું.

"બહાના બદલ એક લાખ રૂપીયા? આવી તક હાથથી જવા નજ દેવી જોઇએ કેમ?" પ્રશ્ન પુછનારી સ્ત્રી એક યુવાનીના મદથી ભરેલી હસીન યુવતી હતી, જેનાં અજબ જાદુભર્યા હુસ્ન (સૌંદર્ય)નું વર્ણન મુસલમાન ઇતિહાસકારોએ મ્હોટા ગર્વ સાથે કર્યું છે, ઉપલો પ્રશ્ન પુછનાર તેજ ઇતિહાસ પ્રસિદ્ધ ફૈઝી છે!*

ફૈઝી ન્હાનપણમાં એક ગરીબની લડકી હતી, પરંતુ હોશીયારી તેમજ અતુલ હસીનતાના પ્રભાવે દીલ્હી સુધી પહોંચી ગઇ હતી,

---

* ફૈઝીના અલૌકિક હુસ્ન (સૌંદર્ય)નું વર્ણન મુતાખરીન નામના ઇતિહાસ ગ્રંથમાં એક જગ્યાએ મળી આવે છે, ફૈઝીની નાજુકતા અને સુકુમારતાની ખુબ તારીફ સંભળાય છે. મુતાખરીન ગ્રંથનો અંગ્રેજી અનુવાદ કરનારા મુસ્તફાએ ફૈઝીની અનેક છબીઓ ઇંગ્લાંડ મોકલી હતી. મુસ્તફા લખે છે કેઃ—

When she ate Paan (પાન) you might have seen through her skin the coloured liquor ran down through her throat, and she was so delicate as to weigh twenty-two seers.

(Vol. I, p. 717, p. 614-15).

જેને ન્હાનપણના ગરીબી સમયમાં આંખ ઉંચી કરી જોવાની પણ કોઇ દરકાર નહિં કરતું, તેઓ બધા આજે એના દીદાર માટે, એના હાથના એકાદ પાનના બીડાં માટે મોટા મોટા અમીરો તલસતા હતા. એક દિનની મામુલી ગરીબ ફૈઝન આજે દીલ્હીની એક નાચવા ગાવામાં મુખ્ય અને મશહુર તવાયફ ફૈઝી બની બેઠી હતી.

નવાબ અલીવર્દીખાનના અવસાન પછી તેનો દોહીત્રો સિરાજુદૌલા મુર્શિદાબાદની ગાદી ઉપર બેઠો. ફૈઝીની અલૌકીક હસીનતા અને રૂપની વાત સિરાજના કાનો સુધી પહોંચી ગઇ હતી. એક બીજી નુરજહાંનને જોવા માટે સિરાજ વ્યાકુળ બની બેઠો. ફૈઝીને દીલ્હીથી મુર્શિદાબાદ લઇ આવવા માટે સિરાજુદૌલાએ પોતાના એક વિશ્વાસુ અને ચતુર નોકર મુબારકને બહાનાં માટે એક લાખ રૂપીયા સાથે દીલ્હી મોકલ્યો. અહિં મુર્શિદાબાદના સિંહાસન ઉપર આતુર હૃદયે સિરાજ ફૈઝીના આગમનની રાહ જોઇ રહ્યો.

ચતુર મુબારકે જઇને ફૈઝીની મુલાકાત લીધી, ને ધીરે ધીરે નવાબ સિરાજુદૌલા કેટલો બધો મોહીત બન્યો છે તે કહ્યું. પણ લોભ એક મ્હોટી બુરી ચીજ છે. મ્હોટા મ્હોટાઓ ધનની લાલચમાં સહજે ચલીત બની મીણ સરખા થઇ ગયા છે, તેમ રૂપીયાની ગુલામ ફૈઝી મુર્શિદાબાદ આવવાને રાજી થઇ ગઇ.

ફૈઝીને લઇ મુબારક મુર્શિદાબાદ પહોંચ્યો. ફૈઝીના આવવાના સમાચાર સાંભળી નવાબના આનંદનો પાર ન રહ્યો. સિરાજે હીરાઝીલ નામે મહેલમાં પહેલી વાર ફૈઝીનો મુઝરો સાંભળવાની ગોઠવણ કરાવી. આ મુઝરામાં નવાબનો બનેવી મહમદખાં અને બીજા માત્ર બે ત્રણ અંગત સાથીઓ હતા. કદાચ સિરાજને એક આવી હસીન નાજનીન અનેકોની નજરે ચડે એ ગમતું નહિ હોય. પરંતુ માનવ હૃદયની ઇચ્છા કરતાં પ્રભુનું ધારવુંજ જુદુ હોય તો કંઇક ઓરજ બનાવ બને છે, જ્યાં ચતૂરોની ચતુરાઇ પણ પહોંચતી નથી. તે મહેલની નીચે એક મ્હોટી નહેર હતી, જે નહેરમાં હમેશાં પાણી છલાછલ ભર્યું રહેતું. એ નહેરના સંબંધથી મહેલનું નામ ઝીલમહાલ રાખવામાં આવ્યું હતું. જ્યારે પૂર્ણિમાંની રાત્રે પાણીની લહરમાં ચંદ્રનાં કીરણોની રેખા નૃત્ય કરતી તે સમયે મહેલની છાયા નહેરના પાણીમાં અજબ રીતે સ્પષ્ટ થતી ને મધુર લાગતી. જાણે આરસીમાં ઝીલ મહાલ પોતાની સુંદરતા નિરખવાને ડોકયું કરી રહ્યો હોય!

કહેવાય છે કે સિરાજે પોતાના બાબા અલી વર્દીખાંથી અલગ રહી પોતાનો વિલાસી હવસ પૂર્ણ કરવા આ આલીશાન ઇમારત ચણાવી હતી. આ મહેલમાં હમેશાં હસીન રમણીઓના ઝાંઝરના ઝણકારો, તબલાઓના ઠેકા, બિનના સૂરો, ને કોમલ ભાવભર્યાં સંગીતના અવાજો ગુંજતા.

ચાંદનીની કોમળ છાયામાં સિરાજ ચંચળ રમણીઓ સાથે રંગમોજ ઉડાવતાં પોતાને ઇંદ્ર કરતાં પણ સુખી માનતો, એમાં આશ્ચર્ય કેવું? જ્ઞાનહીન નરપશુ જેને દૈવ દુર્લભ નરદેહની કિંમત નથી હોતી તે વિષય સુખને પરમ આનંદ માનીને નષ્ટ ભ્રષ્ટ કયાં નથી થતો?

(૨)

આજે હીરાઝીલ મહેલને ખુબ શણગારવામાં આવ્યું છે, ધમાલ પણ કંઇ ઓછી નથી, સિરાજની સખ્ત આજ્ઞા છે, હસીન ફૈઝીની સેવામાં કંઇ કસર નહિં રહે. ભાગ્યની માનીતી સુંદરી માટે અર્ધખિલ્યાં ગુલાબોની કળીઓના મનોહર તોરણો જેની સાથે ધિમો વાયુ ગેલ કરીને સુગંધતા પ્રસરાવતો હતો કે, જેના આનંદની કંઇ મણા નહોતી.

મણિઓની ચમક અને અસંખ્ય દીપકોનો ઝળકાટ, અને ઝાડો ઉપરના ફાનસોની ગોઠવણ સામદાનોનો ઝળહળાટ જાણે પ્રકાશનો ફુવારો ઉડી રહ્યો હોય એમ લાગતું, મોતીઓની ઝાલરો આવકાર દેવા જાણે ઝુકી રહી હતી; સ્થળે સ્થળે ગુલાબોના ફુલો વેરી દેવામાં આવ્યા હતા.

બહુ મૂલ્ય કિંમતી ગાદી તકીઆ ઉપર સિરાજ બેઠો હતો, કંઇક છેટે જમણી અને ડાબી તરફ મહમદખાં અને મુબારક બેઠા હતા, સામે નિરાળી નાજનખરા સાથે મદમાતી આંખ્યોના કટાક્ષો કરતી કલેજા વિંધનારી ફેંઝી બેઠી હતી. તેનાં નખરા અને આંગળીઓની નાજુક અદા આશકોના જીગર ફડકાવી દેવા માટે બસ હતી. લલીત લાવણ્યમયી ફેંઝી નાજુક કમર ઝુકાવી નાચ કરવા ઉઠી; સંપૂર્ણ હસીનતાભર્યા અંગોની મરોડ, નાચ સમયે અંગના ભાવની તનમનાટ ભરી હલનચલન જોઇ સિરાજ પોતાને અહોભાગી માનવા લાગ્યો. મુગ્ધબંસી અજગર જેવી મસ્ત હાલત નવાબ સિરાજુદ્દૌલાની થઇ હતી. સિરાજે જોયું કે ઉષાના રમ્ય કિરણોમાં મદિરામદ સમાન ફેંઝીના વિકસીત લોચન ખુબ સુંદરતાભર્યા છે. અને વાળોની આછી આછી લટ ને ઝીણા સોનેરી કેસ અહિં તહિં છવાઇને થાકેલાં શરીરની ચંચળતામાં ઔર વધારો કરતાં શોભી રહ્યાં હતાં. તેના હસીન સુડોલ મુખ ઉપર પસીનાના બુંદો રમ્ય ને સોહામણા દેખાતા હતા. ફેંઝી જ્યારે નાચ પુરૂં કરી ચૂકી ત્યારે બધાંની પ્રશંસા વચ્ચે નવાબે પણ વાહ વાહ પૂકારી. તેના ઉત્તરમાં ઝુક ઝુક કરતી નમતી અદાથી કટાક્ષ કરતી ફેંઝી સલામ કરી પછી આરામ માટે કમરામાં ચાલતી થઇ. જતાં જતાં મનોહર મદભર્યા મુસ્કેરાટ સાથે નવાબ ઉપર જાદુ ભરી નજર ફેંકતી ગઇ કે નવાબ મુગ્ધ બની બેઠો જાણે—

અમી હલાહલ મદભરે, શ્વેતે શ્યામ રતનાર.
જિયત મરત ઝુક ઝુક પરત, જ્યોહી ચિતવત ઇકબાર;

હમેશાં એશઆરામમાં ઉછરેલો સિરાજ ચિત્તના વેગને રોકી ન શકયો. એક પળ પણ વીચાર કરવાની તક ન લીધી કે ફેંઝી એક કુટીલ કામિની છે ને હું એક નવાબ છું. વેસ્યા કદી કોઇની બની રહી નથી. એનાથી દેવ દુર્લભ પવિત્ર પ્રેમની આશા રાખવી એ ચોખ્ખી મુર્ખતા છે. તેને વીચાર ન આવ્યો કે ઘણાં ફુલો સૌંદર્યતામાં જેટલાં રમ્ય હોય છે તેટલાં સુગંધીમાં શુન્યજ હોય છે. પણ ફેંઝી તો રૂપ–જેટલી ગુણમાં પણ આલાં હશે એમ માન્યું!

નવાબ સિરાજુદ્દૌલાએ નિશ્ચય કર્યો કે આ હસીન ફુલને હું મ્હારા ગળાનો હાર બનાવીશ. પછી ચાહે મારૂં સર્વ નાશ થઇ જાય તેની કંઇ ચિંતા નહિ!

(૩)

સિરાજની અભીલાષા પૂર્ણ થઇ. ફેંઝીએ નવાબની બેગમ બની રહેવા કબુલ્યું. હીરાઝીલ મહેલ ફેંઝીની મિલ્કત બની; તેમાજ નિવાસ કરી રહી. ફેંઝી હવે હરમના પરદામાં રહેવા લાગી; સિરાજ એક સુંદર સુદ્દઢ પુરૂષ હતો. કહેવાય છે કે બંગાલનો કોઇ એવો નવાબ થયો નથી. બંગ બિહાર અને ઓરીસાનો નવાબ એક સાધારણ વેશ્યાના ચરણો ઉપર પોતાના જીવનને ન્યોછાવર કરી ચુકયો હતો, છતાં ફેંઝી સંતુષ્ટ નહોતી. વનમા વિચરનારી કોયલ કદી પિંજરમાં પુરાઈ સુખી રહી શકે? નદીનો પ્રબળ પ્રવાહ કદી અટકાવી રોકી શકાય તો ચંચળ ચિતની ફેંઝી નવાબના પ્રેમમાં તે કેમ સંતુષ્ટ બની રહી શકે? તેનો ચિત લોભ હજી એક માનવ પ્રેમ માટે ભુખ્યો હતો.

ફૈઝી સિરાજના બનેવી મહમદખાંને પહેલા દિનના મુઝરાની મહેફીલમાં દીલ સમર્પી બેઠી હતી. તેના પ્રેમ માટે તે ઉત્કંઠીત બની. મહમદખાં સિરાજ જેટલો સુંદર નહોતો, પણ શરીર ગઠનમાં સુદ્રઢ અને એક દમામદાર વ્યક્તિ હતો. ફૈઝીએ પોતાની એક વિશ્વાસુ બાંદી સાથે મહમદખાંને પોતાની લાગણી સૂચિત કરાવી. મહમદખાં ચોરી છુપીથી બાંદી સાથે જનાનખાનામાં જવા લાગ્યો, પણ રૂપ મોહીત સિરાજ એક ચંચળ યુવતિથી સદા ઠગાતો રહ્યો. ઉંઘતા, જાગતા, ખાતા પીતા, નવાબને ફૈઝી વિના ચૈન નહોતું. નવાબે ફૈઝીને પોતાના હૃદયની માલેકા બનાવી હતી, છતાં તે તેની નહોતી. ફૈઝીની ઇચ્છાની પૂર્ણતા માટે સિરાજ પોતાનું માથું સમર્પવાને પણ સદા તૈયાર હતો. ફૈઝીને મનાવવા માટે સિરાજ પોતાનું માથું વિના સંકોચે તેના પગ પાસે મુકી દેતો પણ એના અવેજમાં નવાબને વિષાદની જ્વાળા ને શોક સિવાય કંઇ વિશેષ ન મળ્યું !

(૪)

આજે ફાલ્ગુનની પૂર્ણિમા છે. આંબાની મોરને મસ્ત કરવા વાયુ ધીમી ચાલે વહી રહ્યો છે. હીરાઝીલ મહેલના કીનારે આમ્રની ઘટા ઉપર કોયલ ટીહુ ટીહુ બોલી રહી છે. તેના કોમળ ટીહુ દૂર સુધી ગુંજી ઉઠી પછી અન્ત આકાશમાં તેની લહેરો ચાલી જાય છે. ચાંદનિમાં પતિતપાવની ગંગાના જળ ઉપરનાં તરંગો ઝબકી રહ્યાં છે, વટેમાર્ગુઓના સંગીતની ગુંજ, પક્ષીઓની વિચીત્ર બોલી, બધું સાંભળનારના હૃદયમાં એક અનેરો ભાવ ઉત્પન્ન કરે છે.

આ સમયે હીરાઝીલ મહેલના બગીચામાં ફૈઝી એકલી બેઠી છે, થોડા સમયમાં નવાબ સિરાજુદૌલા આવી પહોંચ્યો.

"હજી અહિં કાં બેઠી રહી છે? રાત ઘણી ગઇ હવે મહેલમાં ચાલો" સિરાજ બોલ્યો

ફૈઝી ઉઠીને સિરાજ સાથે મહેલમાં ગઇ, થો. વાર પછી સિરાજ ખાસ મહેલમાં ચાલ્યે ગયો, આજે સિરાજની વાતો ફૈઝીને ગ. નહિ, તે કોઇ બીજાની વાટ જોઇ રહી હતી. ફૈઝી વ્યાકુળ દૃષ્ટિએ મહેલના ચોર દરવાજાને વારંવાર નિરખતી. પણ જેના માટે આટલ આતુર હતી તેનો આજે પત્તો નહોતો. વિરહ ફૈઝીના મુખ ઉપર એક પ્રકારની વિષાદ છા પસરી રહી હતી ! થોડા સમય પછી ચો દરવાજો ઉઘડયો અને એક પુરૂષ દાખલ થયે

"વાહ ! હું તો સમજી કે તમે મને ભૂલ ગયા" ફૈઝીએ ચંચળ નૈનો નચાવતા કહ્યું.

"ભલા, હું કદી જે હૃદયે વસી રહી છે આંખ્યે છવાઇ રહી છે તેને ભૂલું ?" તે હસ્યો:

"કેમ મનાવી રહ્યા છો ? પુરૂષોની જા આવીજ બેદર્દ હોય છે ?"

"ફૈઝી, તું ચાહેને માન; ભલે સખ્ત થ પરંતુ એટલું તો સાચું કે તારો ખ્યાલ નહો તો હું હથેલીમાં જાન લઇને આવતે નહિ.

"ત્યારે આવવામાં આટલો સમય કાં ?

"તું કાં નથી જાણતી કે હું ખુબ હુશ યાર રહીને આવું છું. નવાબને આપણ સંબંધની ખબર પડી ચૂકી છે."

"પાગલ થયા છો મહમદ ! નવાબને કયામ લગી આપણા સંબંધની ખબર પડે તેમ નથી, ફૈઝીએ હસતાં હસતાં કહ્યું.

આટલામાં મહમદખાંની દૃષ્ટિ સામેના ઝ રસા ઉપર પડી જેમાં નવાબ સિરાજુદૌલાન છાયા ખુલ્લી દેખાતી હતી. મહમદખાં હુશ યારીપૂર્વક કુદીને ચોર દરવાજાથી બ્હાર ગયો. તેજ સમયે બંદુકનો ધડાકો ધુમા. સાથે થયો. શું બન્યું તે ફૈઝીને સમજા. નહિં. ફૈઝીએ માથું ફેરવીને જોયું તો સિરા પાછળ ઉભો હતો. કંપથી ફૈઝીના પગો જ

સખ્ત બંધાઇ ગયા હોય તેમ લાગ્યું. અદેખાઇ અને તિરસ્કારથી નવાબ કંપી રહ્યો હતો!

"આ શું ફૈઝી?" નવાબે ફૈઝીના હાથ સખ્તાઇથી દબાવી પકડતાં પુછ્યું.

"શું" ફૈઝીનો કંઠ દબાઇ ગયો, વધુ ન બોલી શકી.

"પાપીણી તારી આટલી હિમ્મત?! મને માલુમ નહોતું કે તું નિમકહરામ અને મક્કાર છે; હું ધારતો નહતો કે બહારથી જેટલી હસીન છે તેટલી અંદરથી મેલી છે."

"કેમ મારાથી શું થયું?"

"બેશરમ, તને ખબર નથી કે તારાથી શું થયું?" જે બંગાલ બિહાર ને ઓરીસાનો નવાબ તારા જેવી એક કમિની નીચ ઓરતને પોતાની પદ્દવી, માન, રૂપ, ન્યોછાવર કરી ચુકયો, તેનાથી આ તે કેવો સલૂક? તેના કલેજામાં તેં કટાર મારી! આ દીલ્હીનો ચાંદનિચોક નથી, સમજી, આ નવાબ સિરાજુદ્દૌલાનો મહેલ છે, અહિં આવા પાપોની શી સજા મળે છે તે તું રખે જાણુતી ન હોય?!"

નવાબનો ગુસ્સો જોઇને ફૈઝીને લાગ્યું કે હવે જાન સલામત તો છેજ નહિં, તો શા માટે દબાઇ જવું.

"નવાબ! કોઇના દિલ ઉપર તમારૂં જોર નહિ ચાલે, તમે મારી ખુબસુરતીના ખરીદદાર હતા, મેં તમારી ખ્વાહીશ પૂરી કરી રૂપીયા ખરચતાં કોઇનુ દિલ નથી મળતું."

નવાબની આંખ્યોમાં આગ વરસતી થઇ.

"દૂર હો કૂતરી, તું એક ના ેજ કમઅક્કલ બજારૂ ઓરત છે" દાંત પીસી નવાબે કહ્યું!

"હા, જહાંપનાહ હું એક બજારૂ ઓરત છું, ત્યારે જાણીબુઝીને કાં મને નેક ચલનની કરવા માંગો છો? જો! આપ આપની મા, અને માસી માટે આટલી કોશીષ કરો તો કદાચ તેમાં ફતેહ મળે"

ઘૃણા, લજ્જા, ક્રોધથી પાગલ થઇ નવાબે એક લાત ફૈઝીને મારી અને ઓરડની બહાર નીકળી પડયો. પાપીણી ફૈઝી લાતના પ્રહારથી જમીન ઉપર બેહોશ થઇ પડી.

કહેવાય છે કે નવાબની મા અને માસી બન્ને બદચાલની હતી. હુસેન કુલીખાં નામના કર્મચારી સાથે બન્નેનો આડો સંબંધ હતો, ફૈઝીએ વ્યંગથી એ કંલક સુચિત કરી નવાબને ઓર વધુ ક્રોધિત કર્યો, કદાચ ફૈઝી ઉપલા શબ્દો નહિં બોલતે તો નવાબ તેને માફ કરી દેત, કેમકે તે તેના રૂપ ઉપર મસ્ત બની રહેલો હતો!

ક્રોધિત નવાબે બહાર આવી બુમ પાડી "મુબારક." તુરત મુબારક હાજર થતાં નવાબે કહ્યું: "આ સમયે હરામજાદી ફૈઝીના ઓરડાના બધા બારી બારણાં બંધ કરી ચણાવી દો, જેથી શૈતાન બચી દાણા પાણી વિના તડપતી મરી જાય!" હુકમનીજ વાર હતી, તેજ સમયે બારી બારણા ચણી નાખવામાં આવ્યા. જે મુબારક ફૈઝીને ખુબ આદરમાન સાથે દીલ્હીથી લાવ્યો હતો, તેજ મુબારકના ભાગ્યે ફૈઝીને પ્રકાશ વાયુ શૂન્ય ઘરમાં જીવતી ચણાવી દેવાનું લખ્યું હતું!

વાયુ શૂન્ય ઘરમાં અન્ન પાણીથી તડપતી ફૈઝી મરી ગઇ!!

(૫)

ત્રણુ મહીના પછી નવાબ સિરાજુદ્દૌલાનો ગુસ્સો સમી ગયો, ત્યારે તે બહુ પસ્તાયો નવાબને ફૈઝીનો ખ્યાલ આવતાં તેનો ઓરડો ફરીથી ઉઘડાવ્યો, જન્નતની હુરી સમા ફૈઝીનું શરીર સુકાઇને ઢીલુ પડી ગયલું દેખાયું, નવાબની આંખ્યો આંસુ ભિની બની.

ત્યાર પછી જ્યારે નવાબ તે ઓરડામાં જતો ત્યારે એવું જણાતું કે જાણે તે જમીન નીચેથી એક અસ્પષ્ટ આર્તનાદ નિકળી રહ્યો છે. તે શબ્દ ક્ષીણમા ક્ષીણ થઇ આકાશમાં બહુ દૂર સુધી જઇ વિલીન થતો હોય, તે શબ્દ સુણતા સિરાજનું હ્રદય હલી ઉઠતું, તેને લાગતું કે કોઇ અતૃપ્ત રૂહ એક બુંદ પાણી માટે વ્યાકુળ થઇ ચક્કર લગાવી રહ્યું છે, તેથી તે કાન લગાડી બેચેન બની ઘડીભર પડયો રહેતો.

કેટલાક દીવસો સુધી નવાબ બહુ બેચેન રહ્યો. કહેવાય છે કે ઝૈબીના આવા દૂરાચણ પછી સ્ત્રીજાતી ઉપર નવાબને અણગમો ઉપજ્યો, પણ છેવટે નવાબ પોતાની વિવાહીતા બેગમ લુત્ફુનિસાના વિષયમાં ખુબ તપાસ કરતાં પ્રેમપૂર્ણ અને પ્રતિવ્રતા જણાઇ, તેના પ્રેમના પ્રબળ પ્રવાહમાં પોતાના બળી રહેલા હ્રદયને શાંત કર્યો!

સિરાજના મરણ પછી તેનો પ્યારો મહેલ હીરાઝીલ તૂટી ખંડેર બન્યો, આ મહેલ જોતાં લોકો એને "સૌંદર્યની સમાધિ" યા "લાલકોઠી" કહે છે. જ્યાં એક સમયે ઝૈબીના હુસ્નની મસ્તી અને ઝાંઝરના ઝણકાર, કોમલ કંઠના તાન સુણાતા હતા, ત્યાં હમણા જંગલી જનાવરોના કઠોર ચિત્તકાર સંભળાય છે. સિરાજુદૌલાના મહેલનો કંઇક હિસ્સો, હાલમાં ગંગામાં ગર્ક થઇ ગયો છે, થોડા ભાગ ઉપર ખેતી થઇ રહી છે. એક ભાગ ઉપરના અવશેષો ભાગાંટૂટા આ વાતનું સ્મરણ કરાવતા હજી સાક્ષીરૂપ ઉભાં છે. જાણે સંસાર વૈભવ એ ચાર દીનનું ચાંદરણું ન હોય?

સમાપ્ત.

